ગુજરાતી ચોથા ધોરણથી આરંભી બાલકો ભણી શકે, સાધારણ ભણેલી સ્ત્રીઓ વાંચી શકે. એવું સરલ અને સ્વધર્મ સમજાવનારૂં પુસ્તક.

# પુષ્ટિમાર્ગોપદેશિકા.

## ભાગ ૧ લો. તેમાં પાઠ ૪૫ છે. )

લેખકઃ–શાસ્ત્રી. ચીમનલાલ હરિશંકર–બોરસદ.

---

મેં કાઠિયાવાડ, સિન્ધ ને દક્ષિણ, વગેરે અનેક સ્થળે ફરી, જોયું કે બાલકોને અને સ્ત્રીઓને ધાર્મિક શિક્ષણ અપાય તોજ સ્વધર્મનું રક્ષણ થાય. સભામાં પણ ધાર્મિક શિક્ષણ માટે મેં ભાર દઇ કહ્યું. પરંતુ ધાર્મિક શિક્ષણ આપવા માટે પ્રથમ કયું પુસ્તક બાલકના હાથમાં મુકવું ? કે જે સરલ અને રૂચિકારક હોય, આવું બાલોપયોગ પુસ્તક મારા ધ્યાનમાં ન આવવાથી મહારાજશ્રીની આજ્ઞાથી આ પુસ્તક ગુજરાતી ચોથી ચોપડીની જેવી પદ્ધતિથી રચી પ્રકટ કર્યું.

જેમાં ૪૫ પાઠ છે. નાનાં મોટાં દશબાર ચિત્ર છે. જેમાં શ્રી મહાપ્રભુજી, શ્રીગુસાંઇજી, શ્રીગોકુલનાથજી, શ્રીહરિરાયજી, શ્રીપુરુષોત્તમજી, શ્રીદેવકીનન્દનજી વિગેરે આચાર્ય ચરણોનાં ટુંક ટુંક ચરિત્રો છે. જેમાં પુષ્ટિમાર્ગ એટલે શું ? બ્રહ્મસંબંધ એટલે શુ ? સેવા, ગુરુ, અષ્ટાક્ષર, અસમર્પિતત્યાગ, જયશ્રીકૃષ્ણ, મૂર્તિ અથવા સ્વરૂપ, વૈષ્ણવ કોને કહેવો, વૈષ્ણવ ક્યારે થયો, સ્વધર્મ નિર્ણય, પુરૂષાર્થ નિર્ણય, પ્રભુ ઉપર વિશ્વાસ, પ્રભુનાં ત્રણ સ્વરૂપ, શ્રીયમુનાજી, પ્રાતઃસ્મરણ, પુષ્ટિસૃષ્ટિ, પુષ્ટિ સૃષ્ટિના ભેદ, બહિર્મુખ વિચાર, શ્રીમહાપ્રભુજીનો કનકાભિષેક, વિગેરે ૪૫ પાઠો છે. આ પુષ્ટિમાર્ગોપદેશિકા માટે તમે કહી શકશો કે તમારે જો ટુંકામાં પુષ્ટિમાર્ગના સિદ્ધાન્તો સમજવા હોય તો, અને કઠિન ગ્રન્થોમાં પ્રવેશ કરવો હોય તો, આ પુષ્ટિમાર્ગોપદેશિકા વાંચો. જો આમાંથી માતા પિતા પોતાના બાલકને દરરોજ એક એક પાઠ વંચાવવા ચિવટ રાખે તો સહેલાઇથી સ્ત્રીઓ અને બાલકો સ્વધર્મ સમજે. ન્યો. રૂ. ૧–૦–૦ રૂપીઓ એક.

# અમારા તરફથી પ્રકટ થએલાં પુસ્તકો.

૧ વિવિધ ધોળ તથા પદ સંગ્રહ ભાગ ૧ લો.(આવૃત્તિ ૫ મી) ૧—૦—૦
૨ વિવિધ ધોળ તથા પદ સંગ્રહ ભાગ ૨ જો.(આવૃત્તિ ૨ જી) ૧—૦—૦
૩ શ્રીગોકુલેશજીનાં ધોળ તથા પદ સંગ્રહ. ... .. ૧—૦—૦
૪ નિત્યનિયમના પાઠ તથા ધોળ ( આવૃત્તિ ૫ મી )... ૦—૪—૦
૫ શ્રીગોકુલનાથજીનાં ૨૪ વચનામૃત ( ગુજરાતી ) ... ૦—૪—૦
૬ બ્રહ્મસંબંધ કાવ્ય ( આવૃત્તિ ૩ જી ) ... ... ૦—૪—૦
૭ શ્રીકૃષ્ણસ્તોત્ર રત્નાકર મુળ શ્લોક સાથે ગુજરાતી ટીકા. ૦—૧૨—૦
૮ શ્રીપુરૂષોત્તમ સહસ્ત્ર નામ સ્તોત્ર ( મુળ શ્લોક સાથે ગુજરાતી ટીકા ) ... ... ... ૨—૦—૦
૯ શ્રીમદ્ ભગવદ્ગીતા ( તત્ત્વદિપિકા અમૃત તરંગીણીના આશય સાથે )... ... ... ૧—૮—૦
૧૦ શ્રીગોવર્ધનનાથજીનું પ્રાકટ્ય ( આવૃત્તિ ૨ જી ) ... ૦—૬—૦
૧૧ શ્રીષોડશ ગ્રન્થો સરળ ગુજરાતી ટીકા (આવૃત્તિ ૩ જી) ૧—૦—૦
૧૨ શ્રીગુસાંઇજી કૃત વિજ્ઞપ્તિ ... ... ... ૦—૫—૦
૧૩ શ્રીગોકુલનાથજીનાં ૨૪ વચનામૃત ( વ્રજભાષા ) ... ૦—૫—૦
૧૪ શ્રીમદ્દુજી મહારાજ કૃત ૩૨ વચનામૃત.... ... ૦—૬—૦
૧૫ નિત્ય નિયમના ૨૪ પાઠ ( મુળ સંસ્કૃત ) ... ૦—૬—૦
૧૬ ૮૪ વૈષ્ણવની વાર્તા ( ગુજરાતી ભાષામાં મોટા અક્ષરથી ) ( આવૃત્તિ ૨ જી )... ... ... ૨—૮—૦
૧૭ શ્રીયમુના સ્તોત્ર રત્નાકર ... ... ... ૦—૮—૦

૧૮ શ્રીસ્વરૂપદર્શન ( ૧૪૦ ફોટાવાળું ) (આવૃત્તિ ૪ થી ) ૩—૦—૦
૧૯ કીર્તન સંગ્રહ ભા. ૧ લો. વર્ષોત્સવ કે કીર્તન ( ઘણા મોટા અક્ષરથી ) ... ... ... ... ૧૦—૦—૦
૨૦ શ્રીવલ્લભાખ્યાન મુળ પુરૂપ ( ગુજરાતી )... ... ૦—૧—૦
૨૧ શ્રીવલ્લભાખ્યાન મુળ પુરૂષ ( વ્રજભાષા ) ... ૦—૨—૦
૨૨ શ્રીયમુનાજીનાં ૪૦ પદ ( વ્રજભાષા ) ... ... ૦—૨—૦
૨૩ વનયાત્રાનું ધોળ ( વ્રજભાષા )... ... ... ૦—૧—૩
૨૪ શ્રીગિરિરાજભૂષણ ગ્રન્થ સટીક... ... ... ૦—૧૦—૦
૨૫ શ્રીગોકુલેશજીનું જીવનચરિત્ર ( બે ભાગમાં, સંપૂર્ણ બાળાપ્રસંગ સાથે )... ... ... ... ૪—૦—૦
૨૬ શ્રીહરિરાયજી કૃત બડેશિક્ષાપત્ર ( મૂળ શ્લોક સાથે ગુજરાતી ટીકા ) ... ... ... ... ૪—૦—૦
૨૭ તીર્થયાત્રાનો હેવાલ ( આખા હિંદુસ્તાનમાં આવેલાં વૈષ્ણવ સંપ્રદાયનાં સઘળાં તીર્થોની સંપૂર્ણ માહિતવાળું ) ૩—૦—૦
૨૮ ભાવસિન્ધુ વ્રજભાષા. ... ... ... ૧—૪—૦
૨૯ નિજવાર્તા, ઘરૂવાર્તા, બેઠક ચરિત્ર, શ્રીમહાપ્રભુજી, શ્રીગુસાંઇજી, શ્રીગોકુલનાથજી, શ્રીહરિરાયજી વગેરે બાળકોની બેઠકો તથા શ્રીનાથજીની ચરણચોકી, બેઠકોના વર્ણન સાથે. ... ... ... ૩—૮—૦
૩૦ શ્રીસર્વોત્તમસ્તોત્ર સટીક ... ... ... ૦—૨—૦
૩૧ શ્રીપુરૂષોત્તમ સહસ્રનામ સ્તોત્ર મુળમાત્ર... ... ૦—૨—૦
૩૨ શ્રીવલ્લભાષ્ટક. સંસ્કૃત ટીકાના આધારે ગુજરાતી ભાષાન્તર, શ્રીચતુઃશ્લોકી ગ્રન્થની ટીકા સાથે ... ૦—૬—૦
૩૩ શ્રીઅષ્ટાક્ષરનિરૂપણ. અષ્ટાક્ષર મહામંત્ર તેના ઉપર શ્રીગુસાંઇજીની ટીકાના આધારે ગુજરાતી ભાષાન્તર... ૦—૬—૦

રીચીરોડ, નં. ૧૧૦. મેડા ઉપર—અમદાવાદ. } લલ્લુભાઈ છગનલાલ દેસાઈ. વ્યવસ્થાપક—"શ્રીભક્તિગ્રન્થમાળા" કાર્યાલય.

———:૦:———

## શ્રીમદ્ ગોસ્વામી શ્રી કાકા વલ્લભજી મહારાજનાં ૬૨ વચનામૃત.

આશરે દોઢસો વર્ષ ઉપર થઇ ગયેલા, મહાનુભાવી શ્રી કાકા વલ્લભજી મહારાજે લખાવેલાં, સંપ્રદાયની પ્રાચીન વાર્તાઓ, અને આનંદનું દાન કરનારા અનેક સિદ્ધાન્તોથી ભરપૂર પ્રાચીન ગ્રન્થ છે. ન્યો. માત્ર આઠ આના.

———

શ્રીગોકુલનાથજીકે વચનામૃત મુજકે માસસું દેખનો. તીજ તેરસ ઓર પાંચમ પુનમ એક. ચૌદસ અમાવસ તજની યા વચનામૃતપે વિશ્વાસ રાખિકેં પ્રયાણ કરે તો મનોર્થ સિદ્ધ હોય.

| પો. | મા. | ફા. | ચૈ. | વૈ. | જે. | અ. | શ્રા. | ભા. | આ. | કા. | મા. | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | બહોત સુખ હોય, કલેશ ન હોય, અર્થ પૂર્ણ હોય. |
| ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | મહાભારત હોય, અશુભ, જીવનાશ હોય. |
| ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | અર્થ પૂર્ણ હોય, મનોરથ સિદ્ધ હોય, કામના પૂર્ણ હોય |
| ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | કલેશ હોય, જીવનાશ હોય, કુશલસૂ ઘર નહિ આવે. |
| ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | વસ્તુલાભ હોય, મિત્ર મિલે, વ્યાધિ મિટે, લાભ હોય. |
| ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | મહાચિંતા હોય, વિયોગ હોય, કદાચિત્ ઘર આવે. |
| ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | સૌભાગ્ય પાવે, રત્નસહિત ભલીભાંતિસું ઘર આવે. |
| ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | મિલવોન હોય, બહોતબુરોહોય, જીવનાશહોય, દુઃખપાવે |
| ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | આશા પૂર્ણ હોય, સૌભાગ્યપાવે, કામના સિદ્ધ હોય. |
| ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | સૌભાગ્યપાવે, દિન બહોત લગે, કુશલસું ઘર આવે |
| ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | કલેશ હોય, જીવનાશ નહિ, સૌભાગ્ય પાવે નહિ. |
| ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | માર્ગમેં સિદ્ધિહોય, મિત્રમલે, વિઘ્નમિટે, ધનકોશિઘ્રલાભહોય. |

॥ श्रीकृष्णाय नमः ॥



श्रीमद्वल्लभाचार्यचरणप्रणीताः

# षोडशग्रन्थाः

गुर्जरगिरानुवादसंवलिताः

अनुवादकः—


शास्त्री. चिमनलाल हरिशंकर भट्ट.

"साहित्यभूषण" "शुद्धाद्वैतरत्न"—बोरसद.


प्रकाशकः—


लल्लुभाई छगनलाल देसाई.

व्यवस्थापक "श्रीभक्तिग्रन्थमाला" कार्यालयम्

रीचीरोड, नं. ११०,-अमदावाद.

मूल्य रु. १-०-०

ग्रन्थ स्वामित्वना सर्व हक्क
प्रकाशके स्वाधीन राख्याछे.
श्रीकृष्णाब्द.✳श्रीवल्लभाब्द
५१४८ ✳ ४४५



संवत. ✳ इ. स.
१९८० ✳ १९२४
तृतीयावृत्ति ✳ प्रत २०००

શ્રી વીરશાસન પ્રિન્ટીંગ પ્રેસમાં શા. કેશવલાલ દલસુખભાઇએ છાપ્યું
કાલુપુર, ટંકશાળ—અમદાવાદ.

# તીર્થયાત્રાનો હેવાલ.

## ( ખાસ પુષ્ટિમાર્ગીય વૈષ્ણવોને માટે )

સમસ્ત આર્યાવર્ત (ભારતવર્ષ—હિંદુસ્તાન)માં આવેલાં વૈષ્ણવ-સંપ્રદાયનાં સઘળાં તીર્થયાત્રાનાં સ્થળોનું વર્ણન, શાસ્ત્રોમાં આપેલું તેનું માહાત્મ્ય, પ્રાચીન ઐતિહાસિક અને પૌરાણિક હકીકત, હાલની જાણવા જેવી માહીતી, તીર્થોનાં ચમત્કારિક વૃત્તાન્ત. ત્યાં જવા માટે રેલવે, સ્ટીમર, અને પગ રસ્તાની સંપૂર્ણ માહીતી, તીર્થોની જાણવા જેવી ખાસ ઉત્પત્તિ, યાત્રાએ જનારને પ્રત્યેક સ્થળમાં કેટલી સગવડ છે, કેટલી અગવડ છે, તેના માટે શું ઉપાયો શોધવા, ત્યાં ગયા પછીનું યાત્રાળુઓનુ કર્તવ્ય, તીર્થગોર તથા ચોબાઓ સાથે કેવી રીતે વર્તવું, યાત્રાનો ઉદ્દેશ, યાત્રા કરવાનું કારણ, મુસાફરીમાં કેમ વર્તવું, કયા સ્થળે કયાં થઇને જવું, તથા ખાસ કરીને શ્રીનાથજી, અને વ્રજની યાત્રા કરવાનો પુષ્ટિમાર્ગીય વૈષ્ણવબન્ધુઓનો હેતુ. વગેરે હકીકત સાથેનું આ પુસ્તક દરેક વૈષ્ણવે તથા ધર્માભિમાની હિંદુ મિત્રોએ અવશ્ય ખરીદવું જોઇએ. વળી જેઓ આ સર્વ સ્થળે જઇ શકતા નથી. તેમને ઘેર બેઠાં આ પુસ્તક એક ચિત્તે વાંચવાથી અને માનસિક ધ્યાન કરવાથી તેને તીર્થમાં જવા જેટલું પુણ્ય પ્રાપ્ત થાય છે. આટલું છતાં કીં. રૂ. ૩—૦—૦ રાખવામાં આવી છે.

# " પ્રાસ્તાવિક "

વૈષ્ણવો સર્વદા ષોડશગ્રન્થનો પાઠ કરે, સેવા કરતાં શ્રીકૃષ્ણાશ્રયાદિનું રટણ કરે, આવા નિરવધિ ઉપયુક્ત ગ્રન્થોનો ભાવાર્થ જે વૈષ્ણવ ના સમજે તેને આપણે ગતાનુગતિક રિતિથી માર્ગમાં વર્તનારાની ગણત્રીમાં આલેખીશું.

પ્રથમાવૃત્તિ જનસમાજમાં અતિપ્રિય થઇ પડી એમ કહીએ તોપણ અતિશયોક્તિ નથી, મારે કહેવું જોઇએ કે ઉચ્ચ કાઠિન્ય ભરેલી ભાષાના અધિકારી અને ઉચ્ચ વિષયના અધિકારી સ્વલ્પ જ હોય એ જેમ સ્વાભાવિક છે તેમ " સ્રીશૂદ્રાદ્યુધૃતિક્ષમ " શ્રીમહાપ્રભુજીના માર્ગમાં વાર્તાલાપમાં પ્રચલિત સરલ ગુર્જર ભાષામાં લખાયલા સર્વ સામાન્ય ઉપયોગી ગ્રન્થોના અધિકારી વિશેષ હોય એ પણ બનવા યોગ્ય છે. વસ્તુ તત્ત્વ સારલ્ય પ્રથમાવૃત્તિને પ્રિય કરવામાં પ્રથમ કારણ થયું. દીર્ઘટીકાનું સંદોહન કરી; ઉચ્ચ સિદ્ધાન્તને સારલ્ય પૂર્વક મંદ બુદ્ધિને પણ ગ્રાહ્ય કરાય એવા કરીને, એક જ ગ્રન્થમાં, સ્વલ્પ મૂલ્યમાં, મળી આવતા આ ષોડશગ્રન્થની પ્રિયતા એટલે સુધી વધી કે છેલ્લા બે વર્ષમાં અમારી પાસે પ્રતિના અભાવે બાર આનાનું મુદ્રિત મૂલ્ય ઉપરાંત બે આના વધારે આપી બુકસેલરો પાસેથી વૈષ્ણવોને ખરીદતા દેખ્યા, પુષ્ટિમાર્ગીય સાહિત્ય વર્દ્ધક શેઠજી. રણછોડદાસ વરજીવનદાસે અમુક શત પ્રતિ પડતર મૂલ્યથી લઇ વિના મૂલ્ય મુંબાઇમાં વહેંચી તેઓ પણ અમારા ઉપકારક કહેવાય. પુષ્ટિભક્તિ સુધાએ સારલ્યાર્થે અને દીર્ઘ ટીકામાંથી સિદ્ધાન્તોના

સંમેલનાર્થે મુક્તકંઠે પ્રશંસા કરી અને અન્ય પણ અનેક આભ-પ્રાય આવ્યા, પરંતુ તેને અત્ર ગાવામાં સ્વપ્રશંસા પત્રલમાં પાત થવાનો ભય રહે છે.

આ ષોડશગ્રન્થની અદ્યાપિ દ્વિતીયાવૃત્તિથી ફક્ત બે હજાર પ્રતિ થઇ પરંતુ સાહિત્યની દૃષ્ટિએ વિચારકરતાં કહેવું જોઇએ કે આ શી-વાય સંસ્કૃત ટીકાને આધારે થએલા વિવેચનવાળા અનેક ષોડશગ્ર-ન્થની ચાલીશલાખ પ્રતિ પ્રકટ થાય તોપણ આપણે પિષ્ટપેષણનો અપવાદ આપી શકીશું નહિ જ અને ત્યારે જ પર્યાપ્ત થાય.

વે. શા. શાસ્ત્રીજી. દુર્લભજીભાઇનો પ્રથમાવૃત્તિ સમયે વિના મદદે મેં ઉપકાર માન્યો તેથી તેઓશ્રીએ મને જણાવ્યું કે " મેં આપને લખવામાં જરા પણ મદદ કરી નથી તથાપિ આપે ઉપકાર માન્યો " અમારે આ શબ્દોના ઉત્તરમાં જણાવવું જોઇએ કે " ફક્ત શિષ્ટાચારને અનુસરી એ ઉપકાર માનવામાં આવ્યો હતો તેમ પુનઃ પણ ઉપકાર માનું છું

આ દ્વિતીયાવૃત્તિ વખતે શુદ્ધાશુદ્ધિમાં ધ્યાન અર્પવા પ્રકાશકને કહ્યું છે, અને તેમ બન્યું પણ છે. તથાપિ અશુદ્ધને શુદ્ધ કરી વૈષ્ણવ વર્ગ વાંચશે એવી આશા રાખું છું. અને મારે વિનવવું જોઇએ કે-આ દ્વિતીયાવૃત્તિમાં કેટલેક ફેરફાર વધારાના રુપમાં કર્યો છે.

શાસ્ત્રી. ચીમનલાલ હરિશંકર.

" સાહિત્યભૂષણ " " શુદ્ધાદ્વૈતરત્ન. "

બોરસદ.

# વિષયાનુક્રમણિકા.

ગ્રન્થાંક. પૃષ્ઠ.



અનુક્રમણિકા સમાપ્તા.

---

षोडशग्रंथनी बे श्लोकमां करेली अनुक्रमणीका अने स्तुति वचन.

१ स्वभावविजयान्तरं २ परपुमर्थबोधं व्यधात् ।
३ स्वनिश्चयमकारि वै ४ विविधमार्गभेदं तत. ॥
५ रहस्य ६ नवरत्नकौ ७ हृदयबोध ८ धैर्याश्रयौ ॥
९ पराश्रय १० पुमर्थकौ ११ भजनवर्धिनीं यो गुणां ॥ १ ॥
१२ कभेद् १३ पन्पंचकाक्कृत १४ मार्गसंन्यासकं ॥
१५ निरोधवचनान्तरम् स्मति यो हि १६ सेवाफलम् ॥
सषोडशकलात्मना शशधरेण मोहं नुदन्
स नोस्तु मयि सत्कृपः समितिजैत्रवैश्वानर: ॥ २ ॥
( चिमनलालशास्त्रिणा संकलितौ )

અર્થ—શ્રી મહાપ્રભુજીએ શ્રી યમુનાજીના પાઠથી ભક્તોનો સ્વભાવ વિજય થાય, ત્યાર પછી બાલબોધ ગ્રંથમાં પર એટલે મર્યાદામાર્ગીય પુરૂષાર્થોનો વિચાર કર્યો છે. ત્યાર બાદ સિદ્ધાન્ત-મુક્તાવલીમાં પોતાના સ્વમાર્ગીય સિદ્ધાન્તોનો નિશ્ચય કર્યો છે. ત્યારબાદ પુષ્ટિપ્રવાહમર્યાદાભેદમાં જુદા જુદા માર્ગના ભેદોનું નિરુપણ કર્યું છે, અને સિદ્ધાન્તરહસ્યમાં રહસ્ય બતાવી નવરત્ન ગ્રંથ રચ્યો છે. ત્યારબાદ અન્તઃકરણપ્રબોધમાં હૃદયને બોધ આપી ભક્તે વિવેક ધૈર્ય આશ્રય કેવી રીતે રાખવું એ વિવેકધૈર્યાશ્રયમાં બતાવ્યું છે. વળી પરબ્રહ્મના આશ્રયનું નિરૂપણ કૃષ્ણાશ્રયમાં બતાવી, ચતુઃશ્લોકીમાં ભક્તિમાર્ગીય પુરૂષાર્થો બતાવ્યા છે. ત્યાર બાદ ભક્તિવર્ધિની પછી જલભેદ અને પંચપદ્ય પછી સંન્યાસનિર્ણયમાં ભક્તિમાર્ગીય સંન્યાસ કહ્યો છે. નિરોધનું લક્ષણ બતાવ્યા પછી સેવાફલ ગ્રંથ રચ્યો છે આવા સોળ ગ્રંથ રૂપી સોળ કલાવાળા ચંદ્રથી અજ્ઞાનરૂપી તાપની નિવૃત્તિ કરનારા, સભાઓને જીતનારા શ્રીમહાપ્રભુજી હમેશાં મારા ઉપર કૃપા કરો.

॥ श्रीकृष्णाय नमः ॥

॥ श्रीगोपीजनवल्लभाय नमः ॥



॥ श्रीमदाचार्यचरणकमलेभ्यो नमः ॥

श्रीमद्भगवद्वदनानलावतार

श्रीमद्वल्लभाचार्यचरणप्रणिताः

# ॥ षोडश ग्रन्थाः ॥

( गुर्जरगिरानुवाद संवलितम् ॥ )



## ॥ मंगलाचरणम् ॥

बर्हापीडं नटवरवपुः कर्णयोः कर्णिकारं ।
बिभ्रद्वासः कनककपिशं वैजयन्तीं च मालाम् ॥
रन्ध्रान् वेणोरधरसुधया पूरयन् गोपवृन्दै-
र्वृन्दारण्यं स्वपदरमणं प्राविशद्गीतकीर्तिः ॥

અર્થઃ—ઉદ્‌બુદ્ધ એટલે જાગૃત રસાત્મતાનુ સૂચન કર-નાર મયૂર પિચ્છના શિરોભૂષણને ધારણ કરતા. સામગ્રી રહિત કેવળ વિપ્રયોગ શ્રૃંગારરસ સૂચક નટની

માફક અને ઉદ્દીપન વિગેરે સામગ્રી સહીત સંયોગ શ્રૃંગાર રસ સૂચક વરની માફક શ્રૃંગાર રસાત્મક વપુને ધારણ કરતા, અથવા ચક્ષુ વિગેરેથી પરમાત્મા અગોચર છે. તથાપિ ભગવાનની સર્વેંદ્રિય ભોગવવાની લાલસાવાન્ ભક્તને અર્થે રસાત્મક વપુને ધારણ કરતા, અથવા જેમ પાત્રમાં રહેલા રસનું પાન કરાવાને તૈયાર થયેલ મનુષ્ય પાત્રને હાથમાં ધરે છે. તો સ્વરૂપાત્મક રસનું દાન કરાવાને તૈયાર થયેલા પ્રભુએ પાત્રરૂપ રસાત્મક વપુને ધારણ કરતા, સંયોગાવસ્થામાં એક કર્ણથી પ્રિયાનાં વચન સાંભળી અને વિયોગાવસ્થામાં બીજા કર્ણથી પ્રિયાના ગુણગાન સાંભળી આમ બે પ્રકારના શ્રૃંગારરસને સૂચવનારા કર્ણમાં શ્રૃંગાર રસને જાગૃત કરનારા કર્ણિકાર પુષ્પને ધારણ કરતા, જાગૃત થયેલા રસને જો ગોપીજનો જાણે તો અત્યન્ત આર્તિ થતાં ભગવદ્ વસ્ત્રને પણ નહિ ગણતાં શ્રીઅંગનું તેઓ અવલોકન કરી લે, તો રસ પ્રકટ થઇ જતાં રસાભાસ થઇ જાય તેથી રસ ગુપ્ત રાખવા માયાના આવરણરૂપ સુવર્ણના સરખા પીતવસ્ત્રને ધારણ કરતા, આધિદૈવિક કામનો પણ પરાજય કરનાર, સાક્ષાન્મન્મથમન્મથરૂપ સર્વત્ર વિજય કરનારી વૈજયન્તિ માલાને ધારણ કરતા, પુષ્ટ ભક્તને લોભાવનાર અને યથાયોગ્ય વિવેકપૂર્વક સર્વને સુધાનું દાન કરનાર આ અધર દેવભોગ્યા, ભગવદ્ભોગ્યા, સર્વભોગ્યા, આમ ત્રણ પ્રકારની સુધાથી ગોપીજનોને ભગવાન્‌ની પાસે બોલાવનાર અને વિયોગીજનને નાદદ્વારા કર્ણમાં અમૃતનું પાન કરાવનાર

વેણુના ઐશ્વર્ય, વીર્ય, યશ, શ્રી, જ્ઞાન, વૈરાગ્ય આ છ ધર્મ અને સપ્તમ ધર્મી; આમ સાત પ્રકારનાં છિદ્રને પૂરતા નિર્ભયતા અર્પનાર દેવતાવતાર ગોપવૃન્દની સાથે ભગવચ્ચરણનો સ્પર્શ થવાથી રોમાંચિત થયેલા વૃન્દારણ્યમાં રમણ સમયે વનમાં રહેલા ભક્તોના હૃદયમાં ચરણારવિન્દનું સ્થાપન કર્યું. તેથી સ્વપદ રમણ ભક્તવૃન્દમાં અને વ્રજમાં રહેલાં વ્રજસુંદરીના હૃદયમાં ચરણારવિન્દનો આવિર્ભાવ થયો છે. તેથી સ્વપદ રમણ એવાં વ્રજસુન્દરીઓના મનમાં આમ ત્રણ પ્રકારે પ્રવેશ ગીત કીર્તિએ કર્યો. (શ્રીસુબોધિનીજી.)

आचार्यवाच: प्रणमामि भाष्य
सुबोधिनीस्था इतराश्च यास्ताः।
मत्स्वान्त आगत्य कृताप्लुतास्ता
मदीयवाचां रचयन्त्वलङ्कृतिम् ॥

અર્થ—શ્રીભાષ્ય, શ્રીસુબોધિનીજી, અને ઇતર ષોડશ ગ્રન્થો જેવામાં રહેલી શ્રીમદાચાર્ય ચરણની વાણીને પ્રણામ કરૂંછું. તે શ્રીવાણી મારા હૃદયમાં પધારી, પવિત્ર કરી, મારી વાણીને અલંકાર રૂપ કરો. [ શ્રીમદ્ ગોસ્વામી શ્રીપુરુષોત્તમજી. ]

श्रीविठ्ठलेशांघ्रि सरोजयुग्मं नमामि यैर्दास जनावनाय।
पुष्टिप्रकारः श्रुतिगूढ आविष्कृतो निरस्तोन्मद मायिवादः॥

અર્થ—દાસજનોના રક્ષણાર્થ શ્રૃતિમાં ગુપ્ત રહેલો પુષ્ટિપ્રકાર પ્રકટ કરીને ઉન્મદ માયાવાદનો પરાજય કર્યો એવા શ્રીવિઠ્ઠલેશપ્રભુ ચરણકમલને પ્રણામ કરૂંછું.

[ શ્રીમદ્ ગોસ્વામી શ્રીપુરુષોત્તમજી. ]

॥ श्रीकृष्णाय नमः ॥

श्रीमद्वल्लभाचार्यविरचिता

# षोडशग्रन्थाः



तत्र प्रथमम्—

## ॥ श्रीयमुनाष्टकम् ॥

मूलम्—नमामि यमुनामहं सकलसिद्धिहेतुं मुदा
मुरारिपदपंकजस्फुरदमन्दरेणूत्कटाम् ॥
तटस्थनवकाननप्रकटमोदपुष्पाम्बुना
सुरासुरसुपूजितः स्मरपितुः श्रियं बिभ्रतीम् ॥ १ ॥

અર્થઃ—પુષ્ટિમાર્ગીય આઠ પ્રકારની સિદ્ધિને આપનારાં અને મુર દૈત્યના શત્રુ શ્રીકૃષ્ણ પરમાત્માના ચરણારવિંદની ચળકતી રેતી જેમાં અધિક છે એવાં, અને બે કીનારામાં રહેલાં નવાં વનોમાં પ્રસરેલી સુગન્ધિવાળા પુષ્પ યુક્ત જળથી જે યમુનાજી દેવ અને રાક્ષસોએ પૂજેલા કામદેવના પિતા શ્રીકૃષ્ણ ભગવાનની શોભાને ધારણ કરનારાં, એવાં શ્રીયમુનાજીને હું હર્ષથી નમન કરૂં છું.

विश्वोद्धारार्थमेवाविर्भूतवृन्दावनप्रियाः।
कृपयन्तु सदा तानचरणा मयि विठ्ठले।

વિવેચન— વિશ્વના ઉદ્ધાર સારૂ પ્રકટ થએલા સાક્ષાત્ શ્રીકૃષ્ણ પરમાત્મારૂપ શ્રીમહાપ્રભુજી મારા ઉપર કૃપા કરો.

આ પ્રમાણે શ્રીગુસાંઇજી પોતામાં શ્રીયમુનાજીના આ આઠ શ્લોકની વિવૃત્તિ કરવાની શક્તિ આવે તેટલા સારૂ સ્તુતિ કરી પ્રત્યેક શ્લોકની વિવૃત્તિનો આરંભ કરતાં જણાવે છે કે—

આ શ્રીયમુનાષ્ટકનો પાઠ જો અર્થના જ્ઞાનપૂર્વક કરવામાં આવે તો ૧. ભક્તિ. ૨. ભક્તિમાં આવતી અડચણનો નાશ અને ૩ ભક્તિમાં ઉપયોગી પદાર્થોની પ્રાપ્તિ આ ત્રણ વાતો સિદ્ધ થશે. માટે આ શ્રીયમુનાષ્ટકનો પાઠ અર્થજ્ઞાન પૂર્વકજ કરવો.

આ જીવ શ્રીઠાકુરજીને પ્રસન્ન કરવામાં નિઃસાધન હોવાથી તે નમસ્કાર શીવાય કોઇપણ સાધન કરવા સમર્થ નથી એવો અભિપ્રાય દર્શાવવા સારૂ આરંભમાં "હું શ્રીયમુનાજીને નમસ્કાર કરૂં છું." એવું પદ લખેલું છે.

આઠ શ્લોકથી સ્તુતિ કરવાનો અભિપ્રાય એ છે કે, શ્રીયમુનાજીને ભગવાને આઠ પ્રકારનું ઐશ્વર્ય આપેલું છે. તેથી દરેક શ્લોક એક એક ઐશ્વર્યનું પ્રતિપાદન કરતાં આઠ શ્લોક રચેલા છે. એ આઠ પ્રકારનું ઐશ્વર્ય નીચે પ્રમાણે છે.

૧ સાક્ષાત્ લીલોપયોગી દેહ, તેમની લીલાનું અવલોકન, ભગવાનના રસનો અનુભવ, સર્વાત્મભાવ વિગેરે સમગ્ર સિદ્ધિઓને આપવામાં કારણભૂત થવું. આ પ્રથમ ઐશ્વર્ય છે.

૨—ભગવાનમાં ભક્તિ વધારવી.

૩—ભગવાનની પ્રાપ્તિમાં જે વિઘ્ન હોય તેને દૂર કરી શ્રીભગવાનનો અનુભવ થાય એવી શુદ્ધિ કરવાપણું, એ ત્રીજું ઐશ્વર્ય છે.

૪—ભગવાનના જેવા શ્રીયમુનાજીમાં શ્રી, જ્ઞાન વિગેરે ૭ ધર્મો રહેલા છે. તેથી ભગવાનનો સંબંધ વિના શ્રમે કરાવે છે.

૫—ભક્તોના દોષોને નિવારણ કરવા.

૬—પોતાના સેવનથી વ્રજભક્તના જેવા જીવોને ભગવાનના કૃપાપાત્ર કરવા.

૭—સેવોપયોગી દેહ સંપાદન કરવો.

૮—પ્રભુના પરસેવાનું જળ જે લીલા વખતે પોતાનામાં આવેલું છે, તેનો સંબન્ધ ભક્તોને કરાવવો.

આ આઠ પ્રકારનું ઐશ્વર્ય પ્રતિપાદન કરે છે. તેમાં પહેલા શ્લોકમાં ભગવાનના ચરણારવિન્દના રજવાળાં છે અને ભગવાનની શોભાને ધારણ કરનારાં છે. આ બે વિશેષણથી શ્રી યમુનાજીનાં દર્શન કરવાથી ભગવાનનું સ્મરણ થાય છે. અને તેથી પ્રભુમાં ભાવ થાય છે. એ આશય સ્પષ્ટ જણાય છે ॥ ૧ ॥

હવે "ભગવાનમાં ભક્તિ વધારવાપણું" આ બીજું ઐશ્વર્ય દર્શાવવા સારૂ બીજો શ્લોક આરંભે છે.

मूलम्—कलिन्दगिरिमस्तके पतदमन्दपूरोज्ज्वला
विलासगमनोल्लसत् प्रकटगंडशैलोन्नता ॥
सघोषगतिदन्तुरा समधिरूढदोलोत्तमा
मुकुन्दरतिवर्द्धिनी जयति पद्मबन्धोः सुता ॥ २ ॥

અર્થ:—કલિન્દ નામના પર્વતના શિખર ઉપર પડતા બહુજ પ્રવાહથી પ્રકાશમાન દેખાતાં અને વિલાસ પૂર્વક ચાલવાથી શોભાયમાન લાગતાં અને ઉંચી શિલાઓને

લીધે ઉંચાં દેખાતાં વળી શબ્દસાથે ચાલવાથી વિવિધ પ્રકારનાં વિકારવાળાં એવાં અને (જળરૂપી) સુંદર પાલખીમાં બેસીને (પૃથ્વી ઉપર પધારી) મુકુન્દ ભગવાનૂનાં પ્રાંતિને વધારનારાં એવાં શ્રીસૂર્યપુત્રી શ્રીયમુનાજી જય પામે છે.

વિવેચન—શ્રીયમુનાજીને સામાન્ય નદીની માફક ન ગણુવાં કેમકે એવો નિયમ છે કે આધિદૈવિક સૃષ્ટિનો આધાર વેદ છે. તેથી જે સૃષ્ટિ વેદમય હોય તે આધિદૈવિકી કહેવાય. અને તે શીવાયની બીજી બે આધિભૌક્તિક અને આધ્યાત્મિક મળી ત્રણુ જાતની સૃષ્ટિ છે.

ઉપરના નિયમ પ્રમાણે વિચાર કરીએ તો વેદમય સૂર્ય છે. અને સૂર્યનાં પુત્રી શ્રીયમુનાજી છે. આ પ્રમાણે વેદમય સૂર્યનાં પુત્રી હોવાથી આધિદૈવિક શ્રીયમુનાજી ગણાય છે. તેથી તેમને સામાન્ય નદીની માફક ન ગણુવાં.

પદ્મપુરાણુમાં કહે છે કે-વેદમય સૂર્ય પોતાની પુત્રી શ્રીયમુનાજીને અસ્તાચળથા ઉદયાચળમાં અને ઉદયાચળથી અસ્તાચળમાં લઇ જાય છે. કાલિન્દી એવું નામ પડવાનું કારણુ એ છે કલિન્દ પર્વતે શ્રીયમુનાજી પાસે વરદાન માગ્યુ કે તમે મારા શિખર વિગેરે ભાગમાં થઈને પૃથ્વી ઉપર પધારો, અને આપનું નામ કાલિન્દી પડશે. વળી આ શ્લોકમાં પાંચ વિશેષણુ આવેલાં છે. તે પાંચે વિશેષણુથી શ્રીયમુનાજીનુ આધિદૈવિક સ્વરૂપનું પ્રતિપાદન કરીને ભગવાન્માં પ્રીતિ વધારવા રૂપી બીજું ઐશ્વર્ય સિદ્ધ કરી આપે છે. વળી જળને પાલખીરૂપે ગણી શ્રીયમુનાજી અંદર બેઠેલાં હોય ને શું? એવી ઉત્પ્રેક્ષા કરેલી છે. ॥ ૨ ॥

मूलम्—भुवं भुवनपावनीमधिगतामनेकस्वनैः
प्रियाभिरिव सेवितां शुकमयूरहंसादिभिः ॥
तरङ्गभुजकङ्कणप्रकटमुक्तिकावालुका-
नितम्बतटसुंदरीं नमत कृष्णतुर्यप्रियाम् ॥ ३ ॥

અર્થઃ—સર્વ લોકને પવિત્ર કરવા સારૂ પૃથ્વી ઉપર પધારેલાં, અને પ્રિય સખીઓવડે જેમ સેવા કરાતાં હોય તેમ અનેક પ્રકારના શબ્દ કરનારાં પોપટ, મયૂર, હંસ વિગેરે પક્ષીઓથી સેવાયલાં, અને જળની લહેરોરૂપી હાથની અંદર રહેલા કંકણુમાં ચળકતી સ્પષ્ટ રેતીરૂપી મોતી માલૂમ પડે છે એવાં, અને નિતંબરૂપી તટથી સુંદર દેખાતાં એવાં, શ્રીકૃષ્ણુ પરમાત્માનાં ચોથાં પ્રિયા શ્રીયમુનાજીને ( સર્વે ભકતો ) નમન કરો

વિવેચન—આ ત્રીજા શ્લોકમાં ભગવાન્‌માં પ્રીતિ વધારવાના જે ધર્મો શ્રીયમુનાજીમાં રહેલા છે તે ધર્મોને પ્રતિપાદન કરે છે.

એક વખત શ્રીયમુનાજીએ પોતાના ભાઇ યમને કહ્યું કે હું સાત સમુદ્ર, સાત દ્વીપ વિગેરેનું ભેદન કરીને મારા આશ્રિતોને પવિત્ર કરી તેમના પાપનો નાશ કરવા સારૂ રમતી રમતી પૃથ્વીમાં ઉદયાચળ તરફ જઇશ. આ ઉપરથી પહેલા વિશેષણુમાં કહેવા મુજબ સિદ્ધ થાય છે કે-તેમનો વિચાર-ભકતોને પવિત્ર કરી ભગવાન્ સાથે પ્રેમ કરાવવાનો હતો તેથી કૃપા કરી પૃથ્વી ઉપર આવે છે, માટે આનાથી ભગવાન્‌ને વિષે સ્નેહ કરાવવાનું સૂચન થાય છે. શબ્દ કરતા પક્ષિઓને સખીઓ તરીખે ગણી તેમનાથી સેવા કરતાં હોય એવી ઉત્પ્રેક્ષા કરેલી છે.

જ્યારે શ્રીયમુનાજીના જળની લહેરો આવી ફેલી જાય છે, ત્યારે કીનારાની રેતી ચળકાટને લીધે મોતી જેવી દેખાય છે. તેથી લહેરોરૂપી હસ્તકંકણમાં મોતી હોય એવ દેખાય છે વળી ભગવાનનાં ચોથાં પ્રિયા એવુ જે વિશેષણ આપેલું છે, તે કંઇ પ્રથમ રૂકમણીજી, બીજાં સત્યભામા, ત્રીજાં જાંબુવતી અને ચોથાં શ્રીયમુનાજી એવી રીતે ક્રમ ગણવાનો શાસ્ત્રમાં કહ્યા નથી. પરંતુ ત્રણ સગુણથી વિલક્ષણ જે ગુણાતીત આધિદૈવિક સ્વરૂપ છે. તેજ ચોથાં પ્રિયા તરીખે વર્ણવાય છે.

આ ચોથા શ્લોકમાં ચોથું ઐશ્વર્ય " શ્રીયમુનાજીમાં પ્રભુના સમાન ધર્મપણું છે. " આ ધર્મરૂપી ઐશ્વર્ય ગણાવે છે,

मूलम्—अनंतगुणभूषिते शिवविरञ्चिदेवस्तुते
घनाघननिभे सदा ध्रुवपराशराभीष्टदे
विशुद्धमथुरातटे सकलगोपगोपीवृत्ते
कृपाजलधिसंश्रिते मम मनः सुखं भावय ॥ ४ ॥

**અર્થઃ**—અત્યન્ત ગુણોએ કરીને શોભાયમાન, મહાદેવ, બ્રહ્મા અને બીજા દેવતાઓ વડે સ્તુતિ કરાયેલાં, નિરંતર મોટા મેઘની સરખી કાન્તિવાળાં, તેમજ ધ્રુવ અને પરાશરને ઈચ્છિત ફલ આપનારાં, અને જેમાં ભૂમી વિગેરેના કાંઈપણ દોષ નથી એવાં, મથુરાજી જેના કિનારા ઉપર છે, અને સર્વ ગોપ અને ગોપીજનોથી ચારે તરફ વીંટાએલાં અને દયાના ભંડારરૂપ શ્રીભગવાનનો આશ્રય કરીને રહેલાં હે શ્રીયમુનાજી! મારા મનને જેમ સુખ થાય તેવી રીતે આપ વિચાર કરો.

વિવેચન—*ભગવાન્‌નામાં છ ગુણ રહેલા છે જેમકે ૧ ઐશ્વર્ય, ૨ વિર્ય, ૩ યશ, ૪ શ્રી ૫ જ્ઞાન, ૬ વૈરાગ્ય. આ છ પુષ્ટિમાર્ગીય ધર્મો શ્રીયમુનાજીમાં ભગવાન્‌ની માફક રહેલા છે. તે એક વિશેષણમાં પહેલો ભગવાન્ તરફ અને બીજો શ્રી યમુનાજી તરફ એવા બે અર્થ કરી ભગવાન્‌ના સરખા શ્રીયમુનાજીમાં છ ધર્મ રહેલા છે. એવું સૂચવે છે.

૧—ભગવાન્‌માં અનંતગુણ જે અશ્વર્ય વિગેરે છે તેવીજ રીતે શ્રીયમુનાજીમાં પણ અનંત ગુણ રહેલા છે. આ વિશેષણથી અત્યંત સામર્થ્યરૂપ ઐશ્વર્ય સૂચવ્યું છે.

૨—શિવજી, બ્રહ્મા વિગેરે દેવોથી સ્તુતિ કરાયેલા અર્થાત્ દરેક દેવોને વશ કરનારા ભગવાન્‌માં વિર્ય ધર્મ છે, તેવીજ રીતે શ્રીયમુનાજીમાં પણ તેજ ધર્મ છે.

મેઘના સરખી કાન્તિવાળાં અને ભગવાન પણ મેઘના સરખી કાન્તિવાળા છે. આ વિશેષણ નથી. પણ ધર્મી છે.

૩—શ્રીયમુનાજીના તીર ઉપર યમુનાજીની સહાયથી ધ્રુવે વરદાન મેળવ્યું હતું. તેથી ભગવાનની માફક ધ્રુવ અને પરાશરને વરદાન આપનારાં છે તેથી શ્રીયમુનાજીના યશનો વિસ્તાર થાય છે.

૪—પાંચમા વિશેષણમાં ભગવાન્ જેમાં રહેલા છે તેથી પવિત્ર મથુરાજી જેના તટ પાસે હોવાથી ભક્તિ આપનારાં છે, તેથી જ્ઞાનરૂપી ધર્મને સૂચવે છે.

૫—ભગવાન્‌ની માફક સકલ ગોપીઓથી વીંટાએલાં હોવાથી (શ્રી) શોભાને ધારણ કરનારાં છે આથી શ્રી ધર્મનું નિરૂપણ થયું.

---

* આ છ ગુણોનું યથાર્થ વર્ણન પુષ્ટિસુધાકરના જીવજ્ઞાનપરિચ્છેદમાં કરેલું છે.

११६७९



६—ભગવાનની દયા સારૂ સાગરે જેમ આશ્રય કરેલો છે, તેવીજ રીતે શ્રીયમુનાજી પણ દયા રૂપી સાગરને ધારણ કરનારાં છે, આ વિશેષણથી ભગવાનનો વૈરાગ્ય ધર્મ સૂચવે છે. કેમકે દયા વગર વૈરાગ્યનો આવિર્ભાવ નથી માટે દયાથી વૈરાગ્યપણું સૂચવે છે.

આ પ્રમાણે પ્રભુના સરખા છ ધર્મ શ્રીયમુનાજીમાં હોવાથી પ્રભુની સાથે શ્રમ વગર સંબંધ કરાવી દે છે. આ ચોથું ઐશ્વર્ય પૂરૂં થયું.

આ પાંચમા શ્લોકમાં ભક્તોના દોષનું નિવારણ કરવું. એ નામનું પાંચમું ઐશ્વર્ય બતાવે છે.

मूलम्—यया चरणपद्मजा मुररिपोः प्रियंभावुका
समागमनतोऽभवत् सकलसिद्धिदा सेवताम् ॥
तया सदृशतामियात् कमलजा सपत्नीव यत्
हरिप्रियकलिन्दया मनसि मे सदा स्थीयताम् ॥५॥

અર્થ:—જે શ્રીયમુનાજી સાથે મળવાથી ગંગાજી પણ ભગવાનને પ્રિય થઇ પડયાં. (અને તે ગંગાજી) પોતાની સેવા કરનારા જીવોને સર્વ સિદ્ધિઓ આપનારાં થયાં છે. હવે તે શ્રીયમુનાજીની સાથે લક્ષ્મીજી શીવાય બીજું કોણ બરોબરી કરી શકે? (અર્થાત્ શ્રીયમુનાજીની બરોબર કરવા કોઈપણ સમર્થ નથી) એવાં સર્વોત્તમ શ્રીયમુનાજી મારા મનમાં નિરંતર બિરાજો.

વિવેચન—શ્રીયમુનાજી સર્વોત્તમ છેજ એવું સિદ્ધ કરવા સારૂં કહે છે કે:—શ્રીયમુનાજી મારા હૃદયમાં બિરાજો કારણ કે તેમના સમાગમથી પ્રભુના ચરણથી ઉત્પન્ન થએલાં શ્રીગંગાજી પ્રભુને પ્રિય

થઇ પડ્યાં અને ભક્તોને સિદ્ધિ આપનારા થયાં. જો કે ગંગાજી ભગવાન્‌ના ચરણકમળથી પ્રગટ થયાં છે. તેથી તે શુદ્ધ જ હતાં પરંતુ શ્રીયમુનાજીના સમાગમ પહેલાં તે પ્રભુને પ્રિય ન હતાં પરંતુ તે શ્રીયમુનાજીના સમાગમ પછી પ્રભુને પ્રિય થઇ પડયાં અને ભક્તોને સિદ્ધિઓ આપનારાં થયાં.

હવે વિચાર કરો કે ગંગાજી પણ તેમના સમાગમથીજ શ્રેષ્ટ થયાં ત્યારે તેમની બરોબરી કોણ કરી શકે. જો બરોબરી કરી શકે તો શોક્યરૂપે રહેલાં શ્રીલક્ષ્મીજી કરી શકે તે પણ યથાર્થ બરાબરી કરી શકે નહિ, કેમકે શ્રીયમુનાજી ભગવાનના ભક્તોના દોષોને નિવારણ કરવા સમર્થ છે. લક્ષ્મીજી સમર્થ નથી. માટે શ્લોકમાં કહ્યું છે કે "**हरिप्रियकलिन्दया**" હરિના પ્રિયભક્તોના દોષને નિવારણ કરનારાં શ્રીયમુનાજી છે. તેથી તે પ્રભુને બહુજ પ્રિય થઇ પડયાં છે. એવાં શ્રીયમુનાજી મારા હૃદયમાં બિરાજો એવું શ્રીમહાપ્રભુજી કહે છે.

હવે એમ સિદ્ધ થયું કે શ્રીયમુનાજીની સમાન કોઇ નથી. આવાં અદ્ભુત ચરિત્રવાળાં શ્રીયમુનાજીને પ્રસન્ન કરવામાં નમસ્કાર શીવાય કોઇ સાધન ઉપયોગિ નથી. અને પ્રભુકૃપા હોય ત્યારેજ શ્રીયમુનાજી ઉપર શ્રદ્ધા અને નમન થાય છે, માટે આ નીચેના શ્લોકમાં નમસ્કાર પદ મૂકીને શ્લોકનો આરંભ કરે છે.

**मूलम्—नमोस्तु यमुने सदा तव चरित्रमत्यद्भुतं**
**न जातु यमयातना भवति ते पयः पानतः ॥**
**यमोऽपिभगिनीसुतान् कथमुहन्ति दुष्टानपि**
**प्रियो भवति सेवनात् तव हरेर्यथा गोपिकाः ॥ ६ ॥**

અર્થ:—હે યમુનાજી ! આપને નિરંતર નમસ્કાર હો ! અને આપનું ચરિત્ર અત્યંત અદ્ભુત છે, કારણ કે આપનું જળ પીવાથી યમરાજા સંબધિ દુઃખ કદાપિ થતું નથી. (તેનું કારણ અમે ખોળી કાઢયું કે,–) આપ યમરાજાની બ્હેન થાઓ છે, તેથી યમરાજા આપના પુત્રરૂપ ભક્તો દુષ્ટ હોય તોપણ શું શિક્ષા કરે ? (અર્થાત્ શિક્ષા ન જ કરે.) અને જેમ આપની સેવા કરવાથી ગોપિકાઓ હરિને પ્રિય થયાં હતાં તેવી રીતે પ્રાણી પણ આપની સેવા કરવાથી શ્રી હરિને પ્રિય થાય છે.

વિવેચન—શ્રીયમુનાજીને નમસ્કારપૂર્વક કહે છે કે આપનું ચરિત્ર ભગવાનના ચરિત્રની માફક અત્યંત અદ્ભુત છે. કેમકે ભગવાન્ જેમ ભક્તના કામ ક્રોધ વિગેરે ભક્તિમાં અડચણ કરતા દોષોને ભક્તિનાં બાધક છતાં, ભક્તિમાં સાધનરૂપ કરે છે. દાખલા તરીકે ગોપિકાઓએ કામથી, અને શિશુપાળે ક્રોધથી પ્રભુપદને મેળવ્યું હતું. પ્રભુ તે કામ, ક્રોધ વિગેરે દોષોને પોતાની પ્રાપ્તિમાં સાધનરૂપ કરે છે. તેવી રીતે ભગવાનની માફક આપ પણ અસાધનને સાધનરૂપ કરો છો, કેમકે તૃષાની ઇચ્છાથી આપનું જળપાન કરનાર જીવને યમરાજનું દુઃખ થતું નથી. બાળક માતાના *પયનું પાન તૃષા વાસ્તે કરે છે, પરંતુ તેનાથી યમનું દુઃખ નિવારણ થતું નથી. અને જો આપનામાં માતૃભાવ રાખી જે આપનું પય (જળ) પાન કરે છે, તેને યમનું દુઃખ થતું નથી, કારણ કે યમરાજા સૂર્યપુત્ર અને આપ

* પય શબ્દના અર્થ, દૂધ અને જળ બન્ને થાય છે.

પણ સૂર્યપુત્રી છો, તેથી ભાઇ યમરાજા આપનું જળપાન કરનારા આપના પુત્રો, કે જે યમરાજાના ભાણેજ થાય, તે દુષ્ટ હોય છતાં તેમને કેમ દુઃખ દે? ન જ દુઃખ આપે, વળી તમારા જળનો મહિમા એટલો બધો છે કે-હે યમુનાજી! આપના જળનું સેવન કરવાથી ગોપિકાઓ પણ પ્રભુને પ્રિય થયાં હતાં. તેવીજ રીતે વ્રજભકતની માફક આપના જળનું જે સેવન કરે છે, તે ભગવાનને પ્રિય થઇ પડે છે. આજ છઠ્ઠું ઐશ્વર્ય શ્રીયમુનાજીનું સિદ્ધ થયું. ॥ ૬ ॥

આ નીચેના શ્લોકમાં પ્રભુને પ્રિય પદાર્થોનું નિરૂપણ કરે છે.

मूलम्—ममास्तु तव सन्निधौ तनुनवत्वमेतावता
न दुर्लभतमा रतिर्मुररिपौ मुकुन्दप्रिये ॥
अतोस्तु तव लालना सुरधुनी परं संगमात्
तवैव भुवि कीर्तिता न तु कदापि पुष्टिस्थितैः ॥७॥

અર્થઃ—હે મુક્તિને આપનારાં, ભગવાન્ મુકુન્દનાં પ્રિયા શ્રીયમુનાજી! આપના સમીપમાં રહેનારા મારા શરીરનું નવાપણું થાઓ. અર્થાત્ આ દેહ બદલાઈ સેવોપયોગી દેહ થાઓ. આ સેવોપયોગી દેહ મેળવ્યા પછી મુરદૈત્યના શત્રુ ભગવાનની પ્રીતિ મેળવવી કંઈ કઠીણ નથી. માટે હું આપની સ્તુતિ કરૂં છું. કારણ કે ગંગાજી પણ આપના સંગમથીજ પૃથ્વી ઉપર શ્રેષ્ટ થયાં છે. આપના શીવાય શ્રેષ્ટ થયાં નથી. તેથી પુષ્ટિમાર્ગીય ભકતો આપના સંગમથી જ તેમને વખાણે છે. કેવળ ગંગાજીની સ્તુતિ નથી કરતા,

આપની પ્રથમ સ્તુતિ કરીને ગંગાજીની સ્તુતિ કરે છે. અર્થાત્ આપને જ શ્રેષ્ઠ માને છે.

વિવેચન—મનુષ્યોનો ધર્મ છે કે ભક્તિ પ્રાપ્ત કરવી હોય તો શ્રીયમુનાજીના તીરઉપર વાસ કરીને તેમનું સેવન અને જળપાન કરવું, કારણકે તેમનાથી મુક્તિ કરતાં શ્રેષ્ઠ ભક્તિરૂપી ફળ મળે છે, તેથી જ સ્તુતિ કરે છે કે હે શ્રીયમુનાજી ! આપના સમાગમથી મારૂં શરીર નૂતન થાઓ.અર્થાત્ આ લૌકિક દેહ પલટાઇને અલૌકિક સેવોપયોગી દેહ મળો. આ વિચાર ઉપર શ્રીહરિરાયજી એવું જણાવે છે—એક દેહથી બીજો દેહ થાય છે. દેહ વિના જીવ રહેતો નથી તેથી જ મુક્તિમાં દેહનો ત્યાગ કરવો પડે છે તોપણ મુક્તિમાં સેવોપયોગી દેહ તો રહેછે જ. કારણ વૈકુંઠમાં સેવોપયોગી દેહ પ્રાપ્ત થાય છે, એવું શ્રીમહાપ્રભુજી કહે છે. માટે બીજા દેહ ઉપર શંકા ન કરવી,વળી આપનાસમીપમાં જ આ દેહ પલટાઇને સેવોપયોગી દેહ થાય એવું નિશ્ચય કરીને બોલવાનુંકારણ એ કે આપના શીવાય બીજાનો સમીપમાં દેહ પલટાય તો સેવોપયોગી દેહ પ્રાપ્ત થાય નહિ. કારણ કે આપજ સેવોપયોગી દેહ આપવા સમર્થ છો, બીજું કોઈ સમર્થ નથી. આપના સમીપમાં યમનું દુઃખ થતું નથી.વળી આ સેવોપયોગી દેહ મેળવ્યા પછી મુરનાશત્રુ ભગવાન્નીપ્રીતિ મેળવવી દુર્લભ નથી. કારણ કે આપ મુકુન્દ ભગવાન્નાં પ્રિયા છો. તેથી આપ ભક્તોના દોષોને નિવારણ કરો છો. તેથી ભગવાન્ નિર્દોષ ભક્ત ઉપર અનુગ્રહ તુરત કરે છે. મૂલ શ્લોકમાં કહે છે કે આ દેહ બદલાતા સુધી આપની જ સ્તુતિ થયા કરો. જો કે ગંગાજી અલૌકિક દેહ પ્રાપ્તિ કરવામાં સમર્થ છે. પરંતુ તે શ્રીયમુનાજીના સંગમથીજ અલૌકિક દેહ પ્રાપ્તિ કરી શકે છે. કેવળ નહિ. માટે શ્રીયમુના-

જીની સ્તુતિ કરવી યોગ્ય છે. કોઈ પુરાણમાં કેવળ ગંગાજીની સ્તુતિ માલુમ પડે છે પરંતુ શ્લોકમાં કહેવા મુજબ પુષ્ટિમાર્ગીય ભક્તો શ્રી-યમુનાજીને કોરે મુકી કેવળ ગંગાજીની સ્તુતિ કરતા નથી પણ જે શ્રીયમુનાજીના માહાત્મ્યને નથી જાણતા [illegible] એવા મર્યાદામાર્ગીય ભક્તોજ કેવળ ગંગાજીની સ્તુતિ કરે છે ગંગાજી દેહાન્તર મોક્ષ આપે છે પરંતુ જેવા મનોરથ હોય એવો [illegible] સેવોપયોગી દેહ [illegible] કરી શકતા નથી માટે શ્રીયમુના[illegible] સંપાદન કરવામાં સમર્થ છે [illegible]

આ આઠમા શ્લોકમાં સ્તુતિ [illegible] અસામર્થ્ય [illegible] પ્રભુના પરસેવાના જળનો ભક્તને સંબંધ કરાવનારી [illegible] સૂચવે છે.

मूलम्--स्तुतिं तव करोति कः कमलजा सपत्नि प्रिये
हरेर्यदनुसेवया भवति सौख्यमामोक्षतः ॥
इयं तव कथाधिका सकलगोपिकासंगम-
स्मरश्रमजलाणुभिः सकलगात्रजैः संगमः ॥ ८ ॥

અર્થઃ—હે લક્ષ્મીજીના સમાન સૌભાગ્યવાળાં અને ભગવાન્‌ને અધિક પ્રિય એવાં શ્રીયમુનાજી ! આપની સ્તુતિ કોણ કરી શકવા સમર્થ છે ! અર્થાત્ કોઈ નહિ (ત્યારે લક્ષ્મીજી તેમના સમાન છે. તે સ્તુતિ કરે ? તેના જવાબમાં કહે છે કે,—) પ્રભુની સેવા પૂર્વક પ્રભુનાં પ્રિયા લક્ષ્મીજીનું સેવન કરવામાં આવે તો મોક્ષ પર્યંતનું જ સુખ મળે છે. અને આપની વાત એવી ફેલાઈ છે કે,—( આપની સેવા

કરવાથી ભક્તને તો ) સમગ્ર ગોપિકાઓના સમાગમમાં કામને લીધે જે પસીનાનું જળ થએલું તે જલનો સંબંધ આપ ભક્તને સર્વાંગે કરાવો છો. અર્થાત્ સાક્ષાત્ પ્રભુ સાથેજ લીલાની પ્રાપ્તિનો અનુભવ કરાવો છો, તેથી લક્ષ્મીજી કરતાં આપ શ્રેષ્ઠ છે.

વિવેચન—આપની સ્તુતિ કરવામાં કોઇ સમર્થ નથી, એવું કહ્યું ત્યારે શંકા થાય કે લક્ષ્મીજી તેમના સમાન ધર્મવાળાં છે. તેથી કેમ સ્તુતિ ન થઇ શકે? ત્યારે કહે છે કે. શ્રીયમુનાજી ભગવાનને લક્ષ્મીજી કરતાં અધિક પ્રિય છે. માટે તેમની સ્તુતિ કરવી અશક્ય છે. હવે જો પ્રભુની સેવા કરીને જો લક્ષ્મીજીની સેવા કરવામાં આવે તો મોક્ષ પર્યંત સુખ મળે અને જો કેવળ લક્ષ્મીજીની સેવા કરવામાં આવે તો મોક્ષ પણ નથી મળતો, અને શ્રીયમુનાજીની કથા તો મોક્ષથી પણ વિશેષ આનંદ આપે છે. અર્થાત્ શ્રીયમુનાજીના રસિકભક્તને મોક્ષ કરતાં વધારે આનંદ થાય છે. વળી એક વાત મુખ્ય છે કે સમગ્ર ગોપિકાઓની રાસક્રીડા શ્રીયમુનાજીમાં થએલી તે વખતે કામને લીધે પરસેવાના જળનાં બિન્દુ થએલાં તેના રસનો અનુભવ શ્રીયમુનાજીને પરિપૂર્ણ છે. તેથી શ્રીયમુનાજીનું સેવન કરનાર ભક્તોને પણ તે રસનો અનુભવ થાય છે, તે સર્વ કરતાં શ્રેષ્ઠ છે. આ પ્રભુની સાથે શ્રમજલ વિગેરે લીલાના રસનો અનુભવ કરાવવો વિગેરે આઠમું ઐશ્વર્ય સંપૂર્ણ થયું. ॥ ૮ ॥

આ પ્રમાણે આઠ શ્લોકથી શ્રીયમુનાજીની સ્તુતિ કરી આ નવમા શ્લોકમાં બીજાં શ્રીયમુનાસ્તોત્ર કરતાં આ સ્તોત્ર બહુ જ ઉત્તમ છે.

કારણ કે આ સ્તોત્રમાં શ્રીયમુનાજીનું સ્વરૂપ યથાર્થ પ્રતિપાદન કરેલું છે એવું બીજા અન્ય સ્તોત્રમાં હોતું નથી તેથી આ સ્તોત્રનો જ પાઠ કરવાથી યથાર્થ ફળ મળે છે એમ કહે છે,—

मूलम्—तवाष्टकमिदं मुदा पठति सूरसूते सदा
समस्तदुरितक्षयो भवति वै मुकुन्दे रतिः ॥
तया सकलसिद्धयो मुररिपुश्च संतुष्यति
स्वभावविजयो भवेद् वदति वल्लभः श्रीहरेः ॥ ९ ॥

અર્થ—હે સૂર્યપૂત્રી શ્રીયમુનાજી ! આપના આ અષ્ટકનો પાઠ જે માણુસ હમેશાં હર્ષ સાથે કરે છે, તે માણુસનાં નિશ્ચય સઘળાં પાપોનો નાશ થાય છે, અને મુકુન્દ ભગવાનમાં પ્રીતિ થાય છે. આ ભગવાનની પ્રીતિવડે સર્વ સિદ્ધિઓ સિદ્ધ થાય છે. અને સ્વભાવ શુદ્ધ થાય છે. આ પ્રમાણે શ્રીવલ્લભાચાર્યજી કહે છે.

વિવેચન—આ શ્રીમુનાજીના પાઠથી સમસ્ત પાપનો ક્ષય થાય છે અને એવો નિયમ છે કે જ્યારે પાપનો ક્ષય થાય છે ત્યારે શ્રી પ્રભુમાં પ્રેમ થાય છે. नराणां क्षीणपापानां कृष्णे भक्तिः प्रजायते ॥ જો કે પાપનો નાશ તો ગીતાજીમાં કહેલા પ્રમાણે જ્ઞાનથી પણ થાય છે, પરંતુ આ સ્તોત્રના પાઠની સરળ રીતિએ પાપનો નાશ થાય તો જ્ઞાનનો અગાધ પ્રયત્ન કરવો કોણુ ઉચિત ધારે? માટે આ સ્તોત્રથી જ પાપનો નાશ થાય છે અને પ્રભુમાં પ્રીતિ થાય છે. પ્રભુમાં પ્રીતિ

થયા બાદ પહેલાં ગણાવેલી સમગ્ર સિદ્ધિઓ મળે છે. આ શ્લોકમાં મુરરિપુ એવું ભગવાનનું નામ આપવાનું કારણ એ છે કે જેમ રાજકન્યાઓના પ્રાતબંધને કરનાર મુરદૈત્યનો નાશ ભગવાને કર્યો હતો તેવી રીતે ભક્તિમાં કોઇ પ્રકારનો પ્રતિબંધ હોય તો તે આ સ્તોત્રનો પાઠ કરવાથી પ્રતિબંધ નાશ પામે છે.

સ્વભાવ દુષ્ટ હોય તો બદલાઇને ઉત્તમ થાય છે. જો કે તપશ્ચર્યા સિવાય સ્વભાવ શુદ્ધ થઇ શકતો નથી, તો આ પાઠથી સ્વભાવ શુદ્ધ શી રીતે થઇ શકશે, એવી શંકા થાય પરંતુ આ શ્રીમહાપ્રભુજીનું આપ્ત વાક્ય છે, અર્થાત્ શ્રીયમુનાજી સાક્ષાત્ સ્વરૂપ સંબંધી અને શ્રીમહાપ્રભુ પણ સાક્ષાત્સ્વરૂપસંબંધી છે, તેથી શ્રીમહાપ્રભુજીને યથાર્થ શ્રીયમુનાજીના સ્વરૂપનું જ્ઞાન થયું છે, અને તેને લીધે જ તેના સ્વભાવવિજયનું ફળસૂચન કર્યું છે. આ નવમા શ્લોકમાં પાંચ ફળ બતાવ્યાં છે. ૧ સર્વપાપનો નાશ. ૨ મોક્ષ આપનારાળા ભગવાનમાં પ્રીતિ. ૩ તે પ્રીતિથી સર્વ સિદ્ધિઓની પ્રાપ્તિ. ૪ દોષનિવારક પ્રભુ પ્રસન્ન થાય છે. ૫ સ્વભાવ દુષ્ટ હોય તે ઉત્તમ થાય છે. આથી સંસારમાંથી આસક્તિ છુટે છે અને પ્રભુમાં પ્રીતિ થાય છે.

## इति श्रीमद्वल्लभाचार्यविरचितं श्रीयमुनाष्टकं

## ॥ संपूर्णम् ॥



॥ नमः श्रीकृष्णाय गोपीजनवल्लभाय ॥

# "श्रीबालबोध."



આ સંસારમાં અનેક મતના લોક છે. જેમકે ચાર્વાક મતના નાસ્તિક લોક છે. તે ધર્મ ઉપર જરા પણ શ્રદ્ધા ન રાખતાં મોજ શોખ-ખાવું, ભોગ ભોગવવા વિગેરેને જ પુરુષાર્થ ગણે છે. કેટલાક મતમાં ધન સંપાદન કરવું એ જ પુરુષાર્થ ગણીને તેને મેળવવા સારૂ ચાણુક્ય વિગેરેએ કહેલી રાજ્યનીતિનો જ ઉપયોગ કરે છે, અને સ્વાર્થ સાધે છે. વળી એક મત એવો છે કે કીર્તિને જ પુરુષાર્થ ગણે છે. તો બીજા કેટલાક કામને, કેટલાક આચાર વિચારને, કેટલાક ધર્મને, કેટલાક તપને, સાંખ્યને, યોગને, કેટલાક શિવની ઉપાસનાને પુરુષાર્થ માને છે. અને શ્રીમહાચાર્યચરણે ભક્તિમાર્ગનો ઉપદેશ કર્યો છે. આ સર્વ પુરુષાર્થોના સંદેહનું નિરાકરણ કરવા સારૂ શ્રીમહાચાર્ય બાલબોધ નામનો ગ્રંથ લખવો શરુ કરે છે.

मूलम्—नत्वा हरिं सदानन्दं सर्वसिद्धान्तसंग्रहम् ।
बालप्रबोधनार्थाय वदामि सुविनिश्चितम् ॥ १ ॥

અર્થ—સર્વદા આનંદવાળા, પાપને હરનારા શ્રીકૃષ્ણ

ભગવાનને નમસ્કાર કરીને ( શાસ્ત્ર સિદ્ધાન્તથી અજાણ્યા ) બાળકોને બોધ થવા સારૂ સર્વ પ્રમાણથી સારી રીતે નિશ્ચય કરેલા સિદ્ધાન્તના સંગ્રહને હું કહું છું.

વિવેચન—સ્મરણ કરનારના પાપ તથા દુઃખને હરણ કરનાર પ્રભુ છે. એવું સૂચવવા સારૂં હરિપદ મૂક્યું છે. सदानन्द પદ પણ એવું સૂચવે છે કે ભક્તની ઇચ્છા પૂર્વક ફળ આપનાર છે, સદાનન્દ શબ્દનો અર્થ પરબ્રહ્મ શ્રીકૃષ્ણ પરમાત્મા જ થાય છે. કારણકે *कृष्ण શબ્દમાં कृष् એટલે સર્વમાં જેની સત્તા છે, તે સત્તા અને ण આનંદ વાચક છે, તે પણ તેમનો આપેલો છે, આ બન્ને મળી कृष्ण એ શબ્દનો અર્થ સદાનન્દ સર્વ ઉપર સત્તા ભોગવનાર સર્વને આનંદ–સુખ, આપનાર એવો અર્થ સિદ્ધ થાય છે. કેટલાક પુરુષાર્થનો નિર્ણય કરનારાં શાસ્ત્રો વૈષ્ણવોને ગ્રહણ કરવા લાયક છે, અને કેટલાંક ગ્રાહ્ય નથી. તે સર્વનો સિદ્ધાંત બતાવી ફળ વગેરેનો પણ નિર્ણય આ ગ્રંથમાં કરી આપશે. અહિંઆં બાલકનો અર્થ એવો થાય છે કે જેઓ ભાવવાળા છે, પરંતુ અમુક શાસ્ત્ર ગ્રાહ્ય છે, અને અમુક અગ્રાહ્ય છે, એવો વિચાર કરવાને જે મનુષ્ય અશક્ત છે, તેને બાલક શબ્દથી કહે છે. આ બાલકરૂપ મનુષ્યો શ્રીકૃષ્ણની ભક્તિ અને એ જ ફલ શીવાય બીજું સાધન ગ્રહણ ન કરે તેટલા સારૂં સારી રીતે નિશ્ચય કરેલા સિદ્ધાંતને શ્રીમદાચાર્યચરણ કહે છે. ॥ ૧ ॥

પહેલા શ્લોકમાં બતાવેલા અનેક પુરુષાર્થોમાં ગ્રાહ્ય પુરુષાર્થોનું વર્ણન આ બીજા શ્લોકથી કરે છે.

---

* कृषिर्भूवाचकः शब्दो णश्च निवृत्तिवाचकः ॥
तयोरैक्यं परं ब्रह्म कृष्ण इत्यभिधीयते ॥ इति श्रुतिः ॥

मूलम्–धर्मार्थकाममोक्षाख्याश्चत्वारोऽर्था मनीषिणाम् ॥
जीवेश्वरविचारेण द्विधा ते हि विचारिताः ॥ २ ॥

અર્થ—બુદ્ધિશાળી પુરુષોને ધર્મ, અર્થ, કામ અને મોક્ષ આ ચાર પ્રકારના પુરુષાર્થો છે. આ ચાર પ્રકારના પુરુષાર્થો પણ જીવના એટલે ઋષિઓએ વિચારેલા અને ઇશ્વર એટલે વેદમાં વિચારેલા એવા બે પ્રકારના છે.

વિવેચન—ઉપર બતાવેલા ચાર પ્રકારના પુરુષાર્થો નિશ્ચિત બુદ્ધિશાળી પુરુષોથી ગ્રહણ થઇ શકે છે. તેનાં લક્ષણ નીચે પ્રમાણે શ્રીપુરુષોત્તમજી જણાવે છે.

ધર્મ—વેદમાં જેને પાળવા સારૂં આજ્ઞા કરેલી તે ધર્મ, આજ્ઞાથી વિરૂદ્ધ આચરણ તે અધર્મ કહેવાય છે. પ્રવૃત્તિ ધર્મથી સંસાર પ્રાપ્ત થાય છે, અને નિવૃત્તિ ધર્મથી મોક્ષ થાય છે. આ પ્રકારે બે પ્રકારનો ધર્મ બતાવી અર્થ કહે છે.

અર્થ—દ્રવ્ય, સ્ત્રી, ઘર, પુત્ર, સુવર્ણ વિગેરે ગાંઠરૂપી સર્વ ધનનો તેમાં સમાવેશ થાય છે.

કામ-ઇન્દ્રિયોને ઇન્દ્રિયોના સ્પર્શાદિક ભોગ ભોગવવા તે,

મોક્ષ-માયાની નિવૃત્તિ અથવા અહંતા મમતાત્મક સંસારની નિવૃત્તિ હોઇ પોતાના સ્વરૂપનું જ્ઞાન થાય તે મોક્ષ, એમ કેટલાક કહે છે.

* શ્રીદેવકીનંદનજીના અભિપ્રાય પ્રમાણે વિચાર કરતાં આ ઉપર બતાવેલા-ધર્મ, અર્થ, કામ અને મોક્ષ આ ચાર પ્રકારના પુરુષાર્થ અન્ય માર્ગના છે- ભકિતમાર્ગીય નથી. એમ સિદ્ધ થાય છે. ભકિત

* આ અભિપ્રાય ઉત્તમ છે.

માર્ગમાં તો ભક્તિ જ મુખ્ય પુરુષાર્થ રૂપે માનવામાં આવી છે. **अनिमित्ता भागवती भक्ति सिद्धेर्गरीयसी ॥** ભગવાનની નિષ્કામ ભક્તિ જ સિદ્ધિઓથી પણ શ્રેષ્ઠ છે. માટે જ મૂળમાં કહે છે કે આ ઉપર બતાવેલા ચાર અર્થો છે, પુરુષાર્થો નથી.

આ ચાર પ્રકારના પુરુષાર્થોના બે ભેદ છે, એક જીવ એટલે ઋષિઓએ સ્મૃતિમાં કહેલા અને બીજા ઇશ્વર એટલે વેદમાં કહેલા, આ બે પ્રકારનો વિચાર નીચેના શ્લોકમાં સ્પષ્ટ બતાવે છે. ॥ ૨ ॥

**અલૌકિક વેદમાં ઇશ્વરે કહેલા અને ઋષિઓએ સ્મૃતિઓમાં કહેલા ચાર પુરૂષાર્થોના વિચાર.**

**मूलम्–अलौकिकास्तु वेदोक्ताः साध्यसाधनसंयुताः ॥**
**लौकिका ऋषिभिः प्रोक्तास्तथैवेश्वरशिक्षया ॥ ३ ॥**

**અર્થ**—( યજ્ઞ વિગેરે ) સાધ્ય અને (ઘી સરવો વિગેરે) સાધન સાથે અલૌકિક એટલે ઇશ્વરે વિચારેલા ચાર પુરુષાર્થો વેદમાં કહેલા છે અને લૌકિક એટલે જીવના વિચારેલા ચાર પુરુષાર્થો મનુ વિગેરે ઋષિ લોકોએ પ્રભુની પ્રેરણાથી અર્થાત્ તેમની આજ્ઞા પ્રમાણે પોતપોતાની સ્મૃતિમાં કહેલા છે.

**વિવેચન**—બીજા શ્લોકની અંદર પુરુષાર્થોના બે પ્રકાર બતાવીને આ શ્લોકમાં પ્રથમ પહેલાં ઇશ્વર વિચારિત પુરુષાર્થોનું સ્પષ્ટીકરણ કહે છે.

**અલૌકિક**—વેદની અંદર ઇશ્વરે ચારે પુરુષાર્થો કેવી રીતે સિદ્ધ કરવા તે અને એનાં સાધનો પણ સાથે બતાવીને સ્પષ્ટ રીતે નિર્ણય કરેલો છે, તેનો ટુંકામાં એક એક દાખલો સમજનારને સુગમ પડે તેટલો સાર અપાય છે.

ધર્મ—જ્યોતિષ્ટોમ યજ્ઞ કરવો. [ આ સાધ્ય ] [ હવે સાધન બતાવે છે. ] તેને સારૂ લાલ રંગની પીળી આંખવાળી એક વર્ષની વાછરડી આપીને સોમવલ્લી લેવી, આ પ્રમાણે ધર્મ અને તેનાં સાધનો પણ સાથે બતાવ્યાં છે.

અર્થ—પશુની કામનાવાળાએ વૃક્ષથી યજન કરે, વિગેરે.

કામ—છાંદોગ્ય ઉપનિષદ્‌માં સિદ્ધ કરેલ છે.

મોક્ષ—**ब्रह्मविद् आप्नोतिपरम्** ॥ બ્રહ્મને જાણનાર પરમાનન્દ મેળવે છે. તેમ જ બૃહદારણ્યક ઉપનિષદ્‌ના અધ્યાય ૪. બ્રા. ૪ માં મૈત્રેય બ્રાહ્મણમાં મોક્ષનું પ્રતિપાદન કર્યું છે.

ત્યાં કહે છે કે-આત્માનું જ દર્શન-શ્રવણ-મનન અને નિશ્ચય પૂર્વક સ્મરણ કરવું, કારણ કે તે આત્મા તેનાથી જણાય છે. શ્રીદેવકીનંદજી કહે છે કે આ વેદમાં બતાવેલા પુરુષાર્થો અલૌકિક સમજવા અને તેનાં સાધનો પણ અલૌકિક સમજવાં.

આ ચારે પુરુષાર્થોમાં બે પુરુષાર્થો મુખ્ય છે. " **दुःखाभावःसुखं चेतिपुरुषार्थद्वयं मतं** " દુઃખની નિવૃત્તિ અને સુખની પ્રાપ્તિ, અર્થાત્ મોક્ષ અને કામ એ બે મુખ્ય પુરુષાર્થ છે, અને ધર્મ તે સુખ પ્રાપ્તિમાં સાધન છે, અને અર્થ તે ધર્મનું સાધન છે. વેદના પૂર્વકાંડમાં ધર્મ કહેલો છે, અને ઉત્તરકાંડમાં મોક્ષ કહેલો છે, માટે મુખ્ય બે પુરુષાર્થ છે, અને બે સાધનરૂપ છે.

લૌકિક જીવ વિચારિત શાસ્ત્રોનો નિર્ણય—

જીવે ( ઋષિ લોકોએ ) વિચાર કરી જે નિર્ણય પોતાની સ્મૃતિ વિગેરેમાં કર્યો છે તે લૌકિક સમજવો. ઋષિ લોકો વેદને જાણતા

હતા તેથી વેદનાનુસાર જ પુરુષાર્થોનું વર્ણન કર્યું હશે! એવી શકા થાય પરંતુ મૂળમાં કહ્યું છે કે–સંસારની વિચિત્રતા સારૂં અધિકારીના ભેદ હોવાથી ઇશ્વરની પ્રેરણા પ્રમાણે તેમણે કહ્યા છે, માટે જીવ વિચારિત છે.

હવે એવું થયું કે--પ્રલયકાલમાં વેદોનો તિરોભાવ થયો, પછી ભગવાને બ્રહ્માને વેદનો ઉપદેશ કર્યો કે જેમાં ભગવદ્ભક્તિનો જ ઉપદેશ છે, બ્રહ્માએ મનુને તે વેદ કહ્યો, મનુએ સપ્તર્ષિ ભૃગુ વિગેરેને કહ્યો, તેમની પાસેથી તેમના પુત્રો ભણ્યા, અને તેમની પાસેથી દેવતા-દાનવ-ગુહ્યક વિગેરે સર્વે ભણ્યા આ સર્વે ભણ્યા, પરંતુ તે સર્વની પ્રતિ જુદી જુદી હોવાથી તેમના સમજવામાં ફેર પડી ગયા અને રજોગુણ, સત્વગુણ અને તમોગુણને અનુસરી વેદના અવળા અર્થ કરી અવળાં મોહક શાસ્ત્રો રચવા લાગ્યા અને બુદ્ધિ અનુસાર બોધ આપવા લાગ્યા. વળી ભગવાનની માયા શકિતમાં અંજાઇ જઇ મોહ પામી ભગવદિચ્છા મુજબ તેમના કર્માનુસાર અવળા માર્ગ ચલાવવા લાગ્યા.

આ પ્રમાણે લૌકિકમાં અનેક પ્રકારનાં ભગવદિચ્છાથી મોહક શાસ્ત્ર થઇ ગયાં છે, માટે તેમનો ત્યાગ કરવા સારૂ નિર્ણય કરવો યોગ્ય છે. ૩

ઉપરના શ્લોકમાં કહ્યા પ્રમાણે અલૌકિક તો વેદમાં સ્પષ્ટ છે, પરંતુ લૌકિકમાં કેટલાંક તજવા લાયક છે, માટે તેનો નિર્ણય કરે છે.

मूलम्–लौकिकांस्तु प्रवक्ष्यामि वेदादाद्या यतः स्थिताः ॥
धर्मशास्त्राणि नीतिश्च कामशास्त्राणि च क्रमात् ॥४॥
त्रिवर्गसाधकानीति न तन्निर्णय उच्यते ॥

**અર્થ**—ઈશ્વરના વિચારેલા ચાર અલૌકિક પુરૂષાર્થો વેદની અંદર યથાસ્થિત કહેલા છે, તે વેદથી જાણી શકાય છે; માટે હું તેમને નહિ કહેતાં લૌકિક એટલે જીવે વિચારેલા પુરુષાર્થો સારી રીતે સમજાય તેટલા સારૂ કહું છું. ધર્મશાસ્ત્ર ( સ્મૃતિઓ અને ગૃહ્યસૂત્ર ) અને નીતિશાસ્ત્ર તથા કામશાસ્ત્ર ( વાત્સાયન સૂત્ર વિગેરે ) આ ત્રણ શાસ્ત્ર ક્રમથી ત્રિવર્ગ એટલે ધર્મ-અર્થ-અને કામને સિદ્ધ કરનારાં છે, માટે તેમનો નિર્ણય અમો કહેતા નથી.

**વિવેચન**—ઇશ્વર વિચારિત વેદની અંદર ચાર પુરુષાર્થો એ કાંડમાં પ્રમાણ આપી સિદ્ધ કરેલા છે, માટે તેમાં સંદેહ નથી, પરંતુ લૌકિક કે જેને જીવ વિચારિત કહી ગયા તેને સિદ્ધ કરવા સારૂં કહે છે કે–

**ધર્મશાસ્ત્ર**—એટલે ધર્મ પ્રતિપાદન મનુ વિગેરે સ્મૃતિઓ અને ગૃહ્યસૂત્ર વિગેરેનું ગ્રહણ કરવું. આમાં વામમાર્ગીય શાસ્ત્રો ગ્રહણ કરવા લાયક નથી.

**નીતિશાસ્ત્ર**—બૃહસ્પતિ વિગેરે આચાર્યોએ કરેલી રાજનીતિ ગ્રહણ કરવી, બીજી નીતિઓ અને ધનશાસ્ત્ર અગ્રાહ્ય છે.

**કામશાસ્ત્ર**—વાત્સાયન સૂત્ર દંતકાદિ પ્રણીત વિગેરે ગ્રાહ્ય છે બીજાં કેટલાંક અગ્રાહ્ય છે.

આ ત્રણ પ્રકારનાં શાસ્ત્રોમાં કહ્યા મુજબ અનુષ્ઠાન કરવાથી અનુક્રમે ધર્મ-અર્થ અને કામ સિદ્ધ થાય છે. આ શાસ્ત્રો પ્રમાણે ધર્મ-અર્થ-અને કામને સિદ્ધ કરવામાં પ્રયત્ન અધિક હોવાથી અને તેનો ભક્તિમાર્ગમાં ઉપયોગ નહિ હોવાથી તેનો નિર્ણય અહિંઆં

ઉપયોગી નથી, કારણ કે શુદ્ધ ભાવવાળા અનન્ય ભક્તના સર્વ પુરુષાર્થો પ્રભુ જ સિદ્ધ કરી લે છે. ॥ ૪ ॥

ત્રણ પુરુષાર્થો કહી, નીચેના શ્લોકમાં મોક્ષ પુરુષાર્થનો પ્રકાર કહે છે.

**मूलम्–मोक्षे चत्वारि शास्त्राणि लौकिके परतः स्वतः ॥५॥**
**द्विधा द्वे द्वे स्वतस्तत्र सांख्ययोगौ प्रकीर्तितौ ॥**
**त्यागात्यागविभागेन सांख्ये त्यागः प्रकीर्तितः ॥६॥**

**અર્થ**—જીવવિચારિત લૌકિક મોક્ષની અંદર ચાર શાસ્ત્ર છે. આ લૌકિક મોક્ષ બે પ્રકારનો છે. એક પરથી થવાનો અને બીજો પોતાની સત્તાથી થવાનો, આ પ્રમાણે મોક્ષ બે પ્રકારનો છે, તેમાં પણ એક એક પ્રકારના મોક્ષમાં બે બે શાસ્ત્રો વહેંચાય છે, તેથી સ્વતો મોક્ષમાં ત્યાગ અને અત્યાગના ભેદથી સાંખ્ય અને યોગ એ બે શાસ્ત્રો કહેલાં છે, સાંખ્યશાસ્ત્રમાં તો અનાત્મ વસ્તુનો ત્યાગ કહેલો છે.

**વિવેચન**—મોક્ષ બે પ્રકારનો છે. એક સ્વતોમોક્ષ અને બીજો પરતોમોક્ષ. **स्वतोमोक्ष**–પોતાની હોંશીયારીથી મેળવી શકાય એવો સ્વાધીન મોક્ષ તે સ્વતોમોક્ષ કહેવાય, **परतोमोक्ष**–બીજા દેવ વિગેરે દ્વારા થવાનો એવો પરાધીન મોક્ષ તે પરતોમોક્ષ. આ બે પ્રકારના મોક્ષને પ્રતિપાદન કરનારાં શાસ્ત્રો ચાર છે, તેમાં બે સ્વતોમોક્ષને અને બે પરતો મોક્ષને પ્રતિપાદન કરનારાં છે. આ ચાર શાસ્ત્ર શીવાય બાકીનાં કેટલાંક શાસ્ત્ર વેદવિરૂદ્ધ આશયવાળાં હોવાથી તેમનું ગ્રહણ કરવાનું નથી.

હવે સ્વતોમોક્ષમાં સાંખ્યશાસ્ત્રને પ્રમાણ કહેલું છે, તેનો સારાંશ નીચે પ્રમાણે છે.

સાંખ્યકારિકાની પ્રથમ કારિકામાં જણાવે છે કે ત્રણ પ્રકારનાં દુઃખ છે. ૧ આધિભૌતિક ૨ આધ્યાત્મિક અને ૩ આધિદૈવિક આ ત્રણ પકારના દુઃખનો નાશ થાય એજ પરમપુરુષાર્થ છે.

આ સાંખ્ય શાસ્ત્રમાં પચીશ તત્ત્વ છે-તે એકબીજાથી ઉત્પન્ન થએલાં છે, તેમાં પુરુષ નામનું તત્ત્વ છે, તે કોઇનું કારણ નથી, હમેશાં કૂટસ્થ રહે છે, નિત્ય છે, પોતે ઉત્પન્ન થતો નથી, પ્રકૃતિના પ્રપંચમાં છે છતાં કોઇ પણ વસ્તુથી લેપાતો નથી, સાક્ષીરૂપ હમેશાં રહે છે અને પ્રકૃતિ વિગેરે સર્વને ચેતન કરે છે, તે અનેક છે, પ્રતિ શરીર ભિન્ન છે.

ઉત્પત્તિ-આ ચેતન પુરુષ જડપ્રકૃતિને અંધપંગુન્યાયથી[1] મદદ કરે છે, ત્યારે મહતત્ત્વ ઉત્પન્ન થાય છે. આ મહતત્ત્વ જ્યારે વિકાર પામે છે ત્યારે ત્રણ પ્રકારનો અહંકાર ઉત્પન્ન થાય છે. સાત્વિક રાજસ અને તામસ, રજોગુણની પ્રેરણાવાળા સાત્વિક અહંકારથી આંખ, નાક, કાન, જીભ, ચામડી ( આ પાંચ જ્ઞાનેંદ્રિય હાથ, પગ, મુખ, ઉપસ્થ અને ગુદા ( આ પાંચ કર્મેન્દ્રિય ) અને મન, મળી અગીયાર ઇન્દ્રિય ઉત્પન્ન થયાં, રજોગુણની પ્રેરણાવાળા તામસ અહંકારથી શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, અને ગન્ધ, ( આ પાંચ તન્માત્રા કહેવાય છે. ) આ પાંચ તન્માત્રાથી અનુક્રમે આકાશ વાયુ, તેજ, અપ, અને પૃથ્વી, આ પંચમહાભુત ઉત્પન્ન થયાં છે. આ

---

૨ ઉપસ્થ-લિન્ગ

૧ આંધળો પાંગળાને ઉચકી લે અને પાંગળો બતાવે ત્યારેબન્ને ઇચ્છાપૂર્વક ચાલ્યા જાય તેવી રીતે.

પ્રમાણે ૨૫ તત્ત્વની ઉત્પત્તિ સાંખ્ય કારિકામાં દર્શાવી છે.

આ રીતે સિદ્ધ કરેલી ઉપરની ઉત્પત્તિ પ્રમાણે આ સંસારચક્ર ચાલ્યા કરે છે. પુરુષ અને પ્રકૃતિના સંયોગથી આ સર્વ વ્યવહાર ચાલી રહ્યા છે. માટે પુરુષ ભોક્તા છે, અને પ્રકૃતિ ભોગ્યા છે. પ્રકૃતિને લીધે કર્તા સમાન ભાસે છે, અને સુખ દુઃખાદિ સહિત દેખાય છે. પ્રકૃતિના સંબંધથી ત્રિદુઃખ સહન કરવું પણ પડે છે, કારણ કે અજ્ઞાનથી પોતે પોતામાં સમજી લે છે.

પરંતુ જ્યારે ઉપર કહેલા પચીશ તત્ત્વના પ્રકારનું તત્ત્વજ્ઞાન ભોક્તાને થાય છે, ત્યારે ભોક્તાને ભોગ ઉપર વૈરાગ્ય થતાં પોતાનું સ્વરૂપ સમજે છે, અને પ્રકૃતિનું પણ સ્વરૂપ સમજે છે, ત્યારે પ્રકૃતિ પર્યંત સર્વ જડમાં હું નથી, આ સર્વ મારૂં નથી, એવી રીતે અભિમાનનો ત્યાગ થાય છે. એજ વિવેક સિદ્ધ થયો એમ કહેવાય છે. અને વિવેકથી શુદ્ધ જ્ઞાન પ્રાપ્ત થતાં સ્વરૂપમાં સ્થિતિ થાય છે, આનું નામ સાંખ્યશાસ્ત્રનો મોક્ષ કહેવાય છે. ત્રિદુઃખનો નાશ એ પણ આજ સ્થિતિ છે, આમાં ઉપર કહેવા પ્રમાણે સર્વ આત્મા સિવાયની વસ્તુઓ ઉપર વૈરાગ્ય બુદ્ધિ અને અહંકાર રહિત પણું કરી તેમનો ત્યાગ કરવાનો હોવાથી શ્રીમદાચાર્યે મૂળમાં **सांख्ये त्यागः प्रकीर्तितः** સાંખ્ય શાસ્ત્રમાં ત્યાગ કરવાનો કહ્યો છે, એવું કહ્યું છે.

**સાંખ્ય શાસ્ત્રના મોક્ષનું યથાર્થ સ્વરૂપ નીચેના શ્લોકમાં બતાવે છે.**

**मूलम्—अहंताममतानाशे सर्वथा निरहंकृतौ ॥**
**स्वरूपस्थो यदा जीवः कृतार्थः स निगद्यते ॥ ७ ॥**

**અર્થ:**—અહંતા મમતાનો નાશ થઈને હું કંઈ કરતો નથી તેમ પ્રકૃતિ પર્યંત સર્વ જડ છે, એમ બધી રીતે અહંકારની નિવૃત્તિ થયે દેહાભિમાની જીવાત્મા જ્યારે પોતાના સ્વરૂપમાં એટલે આત્મજ્ઞાનમાં નિષ્ઠા વાળો થાય છે, ત્યારે તે જીવાત્મા કૃતાર્થ એટલે મોક્ષ સ્થિતિમાં થયો એવું કહેવાય છે.

વિવેચન—જીવાત્માની સ્થૂલ શરીરમાંથી અને તેનો આશ્રય કરી રહેલા *લિંગ શરીરમાંથી પણ જ્યારે અહંતા મમતા નાશ પામે છે, અને +બુદ્ધિતત્ત્વમાં જે પ્રતિબિંબ પડે છે તેમાં પણ અભિમાનનો ત્યાગ થાય એટલે કર્તા ભોક્તાના અહંકાર રહિત થઈને ઉદાસીન થાય ત્યારે પોતાના સ્વરૂપમાં યથાર્થ રીતે તે [જીવાત્મા] સ્થિતિ કરી શકે છે, અને કૃતાર્થ થાય છે.

---

*લિંગ શરીરને સૂક્ષ્મ વાસના દેહ કહેવાય છે. તે સત્તર તત્ત્વનું બંધાયેલું છે. ૧૧ ઇંદ્રિય, ૫ તન્માત્રા અને ૧ બુદ્ધિ મળી સત્તર તત્ત્વ છે, તે એક છે, પરંતુ કર્મભેદથી સર્વેના સ્થૂલ શરીરમાં તે જૂદું જુદું રહે છે. સૃષ્ટિના આરંભથી પ્રલય સુધી રહે છે. પુરુષ તેનો ઉપભોગ કરતો નથી. ધર્મ, અધર્મ, જ્ઞાન, અજ્ઞાન, વૈરાગ્ય અવૈરાગ્ય, ઐશ્વર્ય અવૈશ્વર્ય આ આઠ પ્રકારની બુદ્ધિરૂપી સત્તરમું તત્ત્વ તેનામાં રહેલું હોવાથી તેને વાસના રહેલી છે તેથી સંસારનો સંબંધ તેને પણ રહેલો છે. સ્થૂલ દેહનો આશ્રય કરીને જ રહે છે, આ પ્રકારનું લિંગ શરીર છે.

+ કે જેને આપણે પાછળ આવેલા ઉત્પત્તિ પ્રકારનાં મહતત્ત્વ કહીએ છીએ તે આ મહતત્ત્વ પ્રકૃતિ પ્રધાનથી ઉત્પન્ન થાય છે.

આ પ્રકારે પોતાના ગળાની અંદર મણિ હોય છતાં જેમ પોતે ભુલી જાય તેવી રીતે જ્યારે જીવાત્મા જડ પ્રકૃતિને ચેતનત્વ આપી સર્વ વ્યવહાર ચલાવતાં ચલાવતાં પોતે અહંતા મમતાના આવેશમાં આવી જતાં પરિણામે ત્રણુ પ્રકારના દુઃખનો ભોગવનારો થઇ પડે છે. પરંતુ જ્યારે પોતાનું સ્વરૂપ સમજે ત્યારે અનહંકાર પ્રાપ્ત થતાં મમતાનો નાશ થાય છે, અને પ્રકૃતિનું સ્વરૂપ સમજતાં વિવેક પ્રાપ્ત કરે છે, અને તેનાથી સ્વરૂપસ્થ થાય છે, એટલે મુકત થાય છે. ૭

ગૌતમે બનાવેલા અને કણાદના બનાવેલા કેટલાક શાસ્ત્રોમાં વેદ વિરુદ્ધ અંશ હોવાથી શિષ્ટ લોકો તેનો સ્વીકાર કરતા નથી તો સાંખ્ય દર્શનમાં પણ વેદ વિરૂદ્ધ અંશ દેખાય છે છતાં તેનો કેમ સ્વીકાર કરતા હશે ? કારણકે ગૌતમે પણ સ્વતો મોક્ષ જ કહ્યો છે, તો તેનો પણ સ્વીકાર કરવો યોગ્ય છે છતાં કેમ સ્વીકાર કરતા નથી આ શંકાના સમાધાન સારૂ કહે છે કે-

मूलम्–तदर्थं प्रक्रिया काचित्पुराणेऽपि निरूपिता ॥
ऋषिभिर्बहुधा प्रोक्ता फलमेकमवाह्यतः ॥ ८ ॥

**અર્થઃ**—તે સાંખ્ય શાસ્ત્રમાં કહેલા મોક્ષને સારું ઋષિઓએ ઘણા પ્રકારે સાંખ્યશાસ્ત્રની પદ્ધતિઓ કહેલી છે એવી સાંખ્ય શાસ્ત્રની પદ્ધતિ પુરાણમાં નિરૂપણ કરેલી છે. આ સર્વ પદ્ધતિઓમાં જે સેશ્વરસાંખ્ય છે તેનાથી એક સરખુંજ ફળ થાય છે.

**વિવેચન**—આ સાંખ્યોકતમોક્ષ ગ્રહણ કરવાનું કારણ એજ કે આ સાંખ્યમોક્ષના હેતુ પુરાણમાં પણ વિવેચન કરેલા છે. આ

સાંખ્યનો સિદ્ધાન્ત પુરાણમાં પ્રસિદ્ધ છે, અને પુરાણુ વેદમાંથી પ્રસિદ્ધ થયેલાં છે. તેથી શિષ્ટ લોકો તેનો આદર કરે છે. જુઓ પુરાણમાં આ જ સિદ્ધાંત છે. "અન્યથા રૂપ છોડીને એટલે પ્રકૃતિના કાર્યોમાં અહંતા મમતા છોડીને સ્વરૂપમાં રહેવું એનું નામ મોક્ષ છે. આનું નામ સ્વતો મોક્ષ" આ પ્રમાણે પુરાણમાં હોવાથી શિષ્ટ લોકો તેનો આદર કરે છે, અને ગોતમનો આશય પુરાણુથી વિરૂદ્ધ હોવાથી તેમાં આદર નથી. વળી ઋષિ લોકોમાં ૨૬ તત્ત્વ કોઇ ૨૫ તત્ત્વ માને છે. કોઇ ૧૭ તત્ત્વ માને છે. પરંતુ ફળ એક જ છે. સર્વેમાં ઉપર કહ્યા પ્રમાણે જ મોક્ષનું વર્ણન કર્યું છે. માટે બાહ્ય સાંખ્ય કે જે નિરીશ્વર સાંખ્ય છે, તેને છોડીને સ્વતો મોક્ષને આપનારાં સર્વ શાસ્ત્રો ગ્રહણ કરવાં. ૮

આ પ્રમાણે સ્વતો મોક્ષના સાંખ્ય શાસ્ત્રનું પ્રતિપાદન કરી હવે બીજા યોગશાસ્ત્રનું પ્રતિપાદન કરે છે.

**मूलम्—अत्यागे योगमार्गो हि त्यागोऽपि मनसैव हि ॥**
**यमादयस्तु कर्तव्याः सिद्धे योगे कृतार्थता ॥ ९ ॥**

અર્થઃ—ઉપર સાંખ્ય શાસ્ત્રમાં કહેવા મુજબ ત્યાગ ન કરવો હોય તો નિશ્ચયે કરીને યોગમાર્ગ છે. (વળી મોક્ષ સિદ્ધ કરવા સારૂં) ત્યાગ પણ મનથી કરવો પડે છે, અર્થાત્ યોગ માર્ગમાં પણ હું "કંઈ નથી કરતો" એવી ભાવના રાખવી પડે છે. અને યમ-નિયમ આસન, પ્રાણાયમ, પ્રત્યાહાર, ધ્યાન-ધારણા અને સમાધિ વિગેરે સાધનો અવશ્ય કરવાં કે જેથી કરીને મનની સઘળી વૃત્તિઓના નિરોધ રૂપી યોગ સિદ્ધ થયે જીવને કૃતાર્થ પણું થાય છે.

વિવેચન--યોગ એટલે શું? ઉ. योगश्चित्तवृत्तिनिरोधः॥ દેહની અંદર રહેલા દ્રષ્ટા પુરુષનો વિવેક ઉત્પન્ન થાય, અને હું કરૂં છું, હું ભોક્તા છું એવા અભિમાનની નિવૃત્તિ થાય ત્યારે શુદ્ધ બુદ્ધિમાં જે પોતાનું સ્વરૂપ સમજાય તેને ટૂંકામાં ચિત્તવૃત્તિનો નિરોધ કે યોગ એ પ્રમાણે કહે છે, આ યોગશાસ્ત્રના પ્રવર્તક શ્રીપતંજલિ છે, આ યોગશાસ્ત્રને સેશ્વર સાંખ્ય પણ કહે છે.

નિરોધના કેટલા પ્રકાર છે ?ઉ૦ બે. અભ્યાસ અને વૈરાગ્ય. અન્યત્ર વૃત્તિ રહિત જે ચિત્તની સ્થિતિમાં યત્ન કરે તે અભ્યાસ, અને પદાર્થમાં દોષ દેખીને તેમાંથી ચિત્તની સ્થિતિ દૂર કરવી તે વૈરાગ્ય.

અત્યાગમાં યોગશાસ્ત્રનું સૂચન થાય છે તો ત્યાગ કરવો એવું કેમ કહે છે ? ઉ૦ ત્યાગ સિવાય અર્થાત્ જ્યાં સુધી અહંતા મમતા, હું કર્ત્તા છું એવું અભિમાન રહે છે ત્યાં સુધી મોક્ષ થતો નથી, માટે મનથી नैव किंचित् करोम्यहं ॥ હું કર્તા નથી, હું કંઇ કરતો નથી. એવી ભાવના રાખવી.

શ્લોકમાં યમાદિક કરવા એમ કહ્યું છે તેનાં લક્ષણ બતાવો ? ઉ૦ યમાદિક ખાસ કરવા જોઇએ કારણ કે તે યમાદિક આઠ યોગનાં મુખ્ય અંગ છે, તેથી ચિત્તસત્વની અશુદ્ધિનો નાશ થાય છે, જ્ઞાનની પ્રાપ્તિ થાય અને વિવેક પ્રગટ થાય ત્યાં સુધી આ આઠ યોગના અંગનું સાધન કરવું જોઇએ. તે આઠ અંગ નીચે પ્રમાણે.

યમ, નિયમ, આસન, પ્રાણાયમ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ આ આઠમાં પહેલાં પાંચ બહિરંગ સાધન છે.

3

૧ यम—[1]અહિંસા,[2]સાચું બોલવું, [3]ચોરી ન કરવી, [4]બ્રહ્મચર્ય પાળવું, [5]ભોગના સાધનોનો સ્વીકાર ન કરવો, આ પાંચ યમ છે.

૨ नियम—[1]બાહ્ય અને આભ્યન્તર એટલે દેહની અંદર પવિત્રતા શુદ્ધિ રાખવી, સંતોષ રાખવો, [3]ચાન્દ્રાયણાદિકથી તપ કરવું, [4]પ્રણવ પૂર્વક જપ કરવો, [5]સર્વ કર્મ પ્રભુને અર્પણ કરવાં અને ફલની ઇચ્છા ન રાખવી. આ પાંચ નિયમો છે.

૩ आसन—પદ્માસન, દંડાસન વિગેરે. આ આસનોથી તાઢ તડકો તૃષા વિગેરે જીતાય છે. અને પ્રાણાયમ કરવાને પાત્ર થાય છે.

૪ प्राणायाम—શ્વાસ અને પ્રશ્વાસને કુંભક એટલે રોકવો, રેચક એટલે બહાર કાઢવો, અને પૂરક એટલે પૂરવો, વિગેરે પ્રાણને નિયમમાં રાખવાની ક્રિયા, તે પ્રાણાયમ, આનાથી ચિત્તનો સત્વ ગુણ પ્રકાશ પામે છે.

૫ प्रत्याहार—એટલે પાછું ખેચવું; અર્થાત્ ચક્ષુ શ્રોત્ર વિગેરે ઇન્દ્રિયોને પોતપોતાના વિષયમાંથી પાછી ફેરવીને સ્વરૂપમાંજ રાખવી તે પ્રત્યાહાર, આનાથી ઇન્દ્રિયો વશ થાય છે, અને સ્થિરતામાં મદદ કરે છે.

આ પાંચ બહિરંગ સાધન કહ્યાં, હવે ત્રણ અન્તરંગ સાધન કહેવાય છે.

૬ धारणा—નાભિચક્ર, હૃદયકમળ વિગેરે સ્થાનોમાં ચિત્તવૃત્તિને સ્થિર કરવી અને તેને ભગવત્સ્વરૂપમાં રોકવી તે ધારણા.

૭ ध्यान—ધારણા વાળા સ્થાનોમાં તલ્લીન થવું એ ધ્યાન.

૮ समाधि—જ્યારે ધ્યાનમાં ભગવત્સ્વરૂપ શિવાય કોઇ પદા-

ર્થનું ભાન ન રહે, અને ભિન્નભાવ નાશ પામે, ત્યારે પ્રભુ શીવાય ઇતર કંઇ જણાય નહિ, તે સમાધિ.

આ પ્રમાણે આઠ યોગનાં અંગ કરે તો મનનો નિરોધ થાય છે, અને ત્યાર બાદ જીવ કૃતાર્થ થાય છે.

આ પ્રકારે સ્વતો મોક્ષનાં સાધન ગણાવી હવે પરતો મોક્ષનાં શાસ્ત્ર કહે છે.

**मूलम्—पराश्रयेण मोक्षस्तु द्विधा सोऽपि निरूप्यते ॥**
**ब्रह्मा ब्राह्मणतां यातस्तद्रूपेण सुसेव्यते ॥ १० ॥**

**અર્થ:—**હર-વિષ્ણુ અને શિવ છે તેમના આશ્રયથી જે મોક્ષ થાય છે તે બે પ્રકારનો છે તે બન્ને રીતનો મોક્ષ કહેવાય છે. પરંતુ બ્રહ્માજી બ્રાહ્મણપણાને પામેલા છે. તેથી તે બ્રાહ્મણરૂપે બ્રહ્મજ્ઞાનાર્થ સેવાય છે. મોક્ષાર્થ સારૂ સેવાતા નથી.

વિવેચન—સાંખ્ય શાસ્ત્રમાં સ્વરૂપ સ્થિતિને મોક્ષ કહે છે અને પરતો મોક્ષનું લક્ષણ આ પ્રમાણે છે. ૧ સાલોક્ય ૨ સાર્ષ્ટિ ૩ સામીપ્ય ૪ સારૂપ્ય, આ ચાર પ્રકારનો છે, આ મોક્ષને આપનાર શિવ અને વિષ્ણુ બે છે, તેથી તેના બે ભેદ છે. અહિંઆં શંકા થાય કે બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર આ ત્રણ પુરાણમાં સરખા કહ્યા છે. ત્યારે બ્રહ્મા કેમ મોક્ષ ન આપી શકે? એવી શંકા થાય ત્યાં કહે છે કે—

૧. બ્રહ્માને સરસ્વતીનો શાપ છે તેથી પૂજ્યપણું મટી ગયું છે. પૂજા સિવાય તે મોક્ષ ન આપી શકે.

૨. સત્વ રજ અને તમોગુણને અનુસરી અનુક્રમે વિષ્ણુ પાલન કરે છે, બ્રહ્મા ઉત્પન્ન કરે છે, અને શિવ સંહાર કરે છે, આ પોત પોતાના કાર્યમાં તત્પર રહેવું પડે છે, માટે જો બ્રહ્મા મોક્ષ આપે તો તેમની ઉત્પત્તિના પ્રકારમાં ખામી આવે, કારણ મોક્ષ પામેલા જન્મ મરણ પામતા નથી. માટે તે મોક્ષ આપી શકતા નથી.

૩. બ્રહ્મા વેદને જાણે છે. અને પરબ્રહ્મને પણ જાણે છે તેથી બ્રાહ્મણપણાને પામેલા છે. માટે બ્રહ્મજ્ઞાનને સિદ્ધ થવા કે વેદાધ્યયન તથા બ્રહ્મતેજ પ્રાપ્ત કરવા બ્રહ્માની સેવા કરવી યોગ્ય છે. મોક્ષાર્થ સેવાતા નથી. ૧૦

**બ્રહ્મા મોક્ષ નથી આપતા તેનું કારણ કહે છે.**

**મૂલમ્——ते सर्वार्था न चाद्येन शास्त्रं किंचिदुदीरितम् ॥**
**अतः शिवश्च विष्णुश्च जगतो हितकारकौ ॥ ११ ॥**

**અર્થ——તે ઉપર કહેલા ચાર પુરુષાર્થો આદ્ય એટલે બ્રહ્માજી સિદ્ધ કરી શકતા નથી. કારણ બ્રહ્માજીએ વૈખાનસ શાસ્ત્ર કહેલું છે (તેમાં પણ પહેલા ત્રણ પુરુષાર્થોનું યથાર્થ પ્રતિપાદન કર્યું છે, પરંતુ મોક્ષ આપનાર ભગવાન્ છે એવું કહી ગયા છે.) માટે શિવજી અને વિષ્ણુ એ બન્ને ચારે પુરુષાર્થો આપી શકે છે. તેથી તે જગતના હિત કરનારા છે.**

**વિવેચન——બ્રહ્માથી ચારે પુરુષાર્થો મળી શકતા નથી. પરંતુ એક બે સિદ્ધ થઇ શકે છે. તેમની પાસેથી વેદાધ્યયન મેળવવું હોય તો તેમની ઉપાસના કરવી. એમણે વરદાનમાં પણ કોઇને મોક્ષ આપ્યો**

નથી. વળી તેમણે વૈખાનસ શાસ્ત્ર કર્યું છે, તેમાં ધર્મ, અર્થ અને કામનું પ્રતિપાદન લાખ અધ્યાયથી કર્યું છે. તેવું મોક્ષનું પ્રતિપાદન કર્યું નથી, મોક્ષમાં કહે છે કે પરમાત્મા મુખ્ય છે. તે મોક્ષ આપી શકે છે, એવી રીતે વર્ણન કરી ગયા છે. આ ઉપરથી સિદ્ધ થયું કે મોક્ષ આપનાર બ્રહ્માજી નથી પરંતુ શિવ અને વિષ્ણુ છે. તે બન્ને જગતના હિત કરનારા છે. કારણ કે તે ચારે પુરુષાર્થ આપે છે. વળી શિવજી સંહારનું કાર્ય કરે છે અને વિષ્ણુ પાલન કરે છે માટે તે પણ જગતનું હિત કરનારા છે. ૧૧

નીચેના શ્લોકમાં શિવજીનું કાર્ય દર્શાવે છે.

मूलम्—वस्तुनः स्थितिसंहारौ कार्यौ शास्त्रप्रवर्त्तकौ ॥
ब्रह्मैव तादृशं यस्मात् सर्वात्मकतयोदितौ ॥ १२ ॥

અર્થ—નારદપંચરાત્ર અને પાશુપત વિગેરે શાસ્ત્રોને ચલાવનારા અને વસ્તુ માત્રની સ્થિતિ અને સંહારરૂપી જે મુખ્ય કર્તવ્યવાળા વિષ્ણુ અને શિવજી છે. બ્રહ્મ જ શિવ વિષ્ણુરૂપે પ્રગટ થએલ હોવાથી ઉપર કહેલા તથા બીજા કેટલાક શાસ્ત્રોમાં સર્વાત્મકપણાથી વર્ણવેલા છે.

વિવેચન--બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર અનુક્રમે ઉત્પત્તિ, સ્થિતિ ( રક્ષણ ) અને સંહાર ( નાશ ) આ ત્રણ કાર્ય કરનારા છે. ચતુર્વર્ગ[1] પ્રતિપાદન કરવા વાળું વેદસંમત જે પંચરાત્રશાસ્ત્ર તેને પ્રવર્ત-

---

૧ ધર્મ, અર્થ, કામ, મોક્ષ તે ચતુર્વર્ગ કહેવાય છે.

નારા વિષ્ણુ છે. અને ચતુર્વર્ગ પ્રતિપાદક વેદસંમત પાશુપતશાસ્ત્ર પ્રવર્તક શિવજી છે. કૂર્મપુરાણમાં મોહ શાસ્ત્રની ગણત્રી કરેલી છે. તેમાં કહે છે કે पांचरात्रे पाशुपतं तथान्यानि सहस्रशः। પાંચરાત્ર અને પાશુપત વિગેરે હજારો મોહ શાસ્ત્રો કેશવે અને શિવે વેદબાહ્ય પાપીઓની રક્ષા વાસ્તે કહ્યાં છે. આમાં જે પાંચરાત્ર અને પાશુપત-શાસ્ત્ર લખ્યાં છે. તે બે શાસ્ત્રોમાં અનેક દોષો હોવાથી વેદને અસંમત છે, પરંતુ વેદાનુકુળ જે પાંચરાત્ર અને પાશુપતશાસ્ત્ર છે તેજ નિર્દોષ હોવાથી અત્રે ગ્રહણ કરવાનાં છે. વળી શ્વેતાશ્વતરીય, અથર્વશિર, અથર્વશિખા, મંત્રોપનિષદ્ એ ઉપનિષદોમાં શિવરૂપ બ્રહ્મનું પ્રતિપાદન કર્યું છે, અને મહોપનિષદ, નારાયણોપનિષદ, સુબલોપનિષદ, મહા નારાયણોપનિષદ્ વિગેરે ઉપનિષદોમાં વિષ્ણુરૂપ બ્રહ્મનું પ્રતિપાદન કર્યું છે. તેવી રીતે શ્રુતિ અવિરૂદ્ધ પાંચરાત્ર અને પાશુપતશાસ્ત્રોમાં પણ તે બેને બ્રહ્મરૂપેજ વર્ણવ્યા છે, તેથી શ્રુતિથી અવિરૂદ્ધ ઉપલાં બે શાસ્ત્ર ગ્રહણ કરવાં એજ સાર છે. ૧૨

मूलम्——निर्दोषपूर्णगुणता तत्तच्छास्त्रे तयोः कृता ॥
भोगमोक्षफले दातुं शक्तौ द्वावपि यद्यपि ॥ १३ ॥
भोगः शिवेन मोक्षस्तु विष्णुना इति निश्चयः ॥
लोकेऽपि यत्प्रभुर्भुङ्क्ते तन्न यच्छति कर्हिचित् ॥१४॥

અર્થઃ—ઉપર કહેલા શિવ અને વિષ્ણુને અનુક્રમે પાશુપત અને પાંચરાત્રમાં બન્નેને નિર્દોષ અને પૂર્ણગુણ વાળા કહેલા છે. (આ બન્ને ભગવાનના ગુણાવતાર છે)

તેથી શિવ અને વિષ્ણુ બન્ને ભોગ અને મોક્ષરૂપી ફળને આપવા સમર્થ છે, અર્થાત્ જો વહાલા ભક્તને ઇચ્છા થાય તો આપી શકે ખરા, પરંતુ સ્વતંત્રતાના વિષયપૂર્વક તેમના ગુણનો વિચાર કરતાં શિવજીથી ભોગ સિદ્ધ થાય છે, અને મોક્ષ તો વિષ્ણુથી સિદ્ધ થાય છે, એવો નિશ્ચય જ છે, કારણ કે જુઓ લૌકિકમાં પણ જે સ્વામીને ભોગવવાની વસ્તુ હોય છે, તે સેવકોથી ભોગવાતી નથી, અર્થાત્ સ્વામી સેવકોને સ્વભોગ્ય વસ્તુ કદાપિ આપતા નથી. અન્યત્ સર્વ આપે છે,

**વિવેચન**--શ્રીપુરુષોત્તમજી મહારાજ કહે છે કે–પાશુપત શાસ્ત્રમાં શિવને નિર્દોષ અને પૂર્ણગુણવાળા વર્ણવ્યા છે. અને પંચરાત્રમાં વિષ્ણુને નિર્દોષ અને પૂર્ણગુણવાળા કહ્યા છે. અર્થાત્ બન્નેનું તે બે શાસ્ત્રમાં બ્રહ્મપણાથી વર્ણન કર્યું છે. પશુ એટલે જીવ તેને સંસારમાંથી છોડાવવા જે શાસ્ત્રમાં કહ્યું તે પાશુપત શાસ્ત્ર કહેવાય—આમાં પાંચ અધ્યાય છે. કાર્ય, કારણ, યોગ, વિધિ, અને દુઃખાંત. કાર્ય જીવ છે તે પશુ કહેવાય છે. કારણ પતિ ઇશ્વર કહેવાય છે. યોગ એટલે–પશુપતિ (શિવજી) માં ચિત્ત સમાધાન તે યોગ અને ત્રિકાળ સંધ્યાદિક કર્મ તે વિધિ. અને દુઃખાંત એટલે મોક્ષ. આ પ્રમાણે પાશુપત શાસ્ત્રનો સાર છે.

**પંચરાત્રમાં**--વાસુદેવ નિરંજન જ્ઞાન સ્વરૂપ છે. અને સંકર્ષણ પ્રદ્યુમ્ન અને અનિરૂદ્ધ એ સર્વે મળીને ચતુર્વ્યૂહ થાય છે.

મહાભારતના શાન્તિપર્વના ૩૫૦ મા અધ્યાયમાં કહે છે કે* વેદ, સાંખ્ય, યોગ, પંચરાત્ર અને પાશુપત આ પાંચ શાસ્ત્રના તાત્પર્યરૂપ નારાયણ જ છે અર્થાત્ પાંચે શાસ્ત્રોનું તાત્પર્ય ભગવાન્ જ છે. અને પંચરાત્રને કહેનાર ભગવાન છે. અહીંઆં શંકા થાય કે ભગવાને કહ્યું ત્યારે વેદની માફક અલૌકિક કહેવાય? ત્યાં સમાધાન કરે છે કે:—

ભગવાને નારદજીના અન્તઃકરણમાં પ્રવેશ કરીને તેમના મુખદ્વારા કહેવડાવ્યું છે. તેથી જીવ વિચારિત લૌકિક છે. આ પ્રમાણે ઉપરનાં પાંચે શાસ્ત્રોમાં સાંખ્ય–યોગમાં જીવની સ્વરૂપસ્થિતિને મોક્ષરૂપ કહેલી છે. અને પાશુપત અને પંચરાત્ર પ્રમાણે ચાલનારને શ્રીમદાચાર્ય મૂળ શ્લોકમાં કહે છે કે ભોગ અને મોક્ષને શિવ અને વિષ્ણુ બન્ને આપી શકે છે પરંતુ તેમના ગુણનો વિચાર કરતાં જે મનુષ્ય શિવનું આરાધન કરે છે, તેને ધનાદિક મળે છે. અને ભોગ પ્રાપ્ત થાય છે. (શિવની ઉપાસનાથી ભોગાદિક મળે છે–મોક્ષ નથી મળતો.)

ભાગવત–અ૦ ૮૮–૧, શિવ સંહાર કરવાની શક્તિવાળા છે.

---

* આ પાંચ શાસ્ત્રથી થનાર મોક્ષ. સગુણ–સ્માર્ત છે તેથી તેમનાથી ભજનાનન્દ મળી શકતો નથી, ભજનાનન્દ અલૌકિક છે. તે શ્રીકૃષ્ણથી જ મળે છે.

૧ શિવ જો કે પોતાના ભક્તોને ભોગ જેવી સાધારણ વસ્તુ ન આપે પરંતુ કેટલાક ધનાદિકની ઇચ્છાવાળા ભક્તોને તો ભોગ આપે છે. અને છેવટ તે અહંકારી અભિમાની ભક્તો થાય છે. જ્ઞાનેચ્છાવાળાને જ્ઞાન પણ આપે છે.

વિષ વિગેરેને લોકને માટે ધારણ કરનાર છે ત્રણ પ્રકારના સાત્ત્વિકાદિ અંહકારથી યુક્ત છે. આ શિવની પૂજાથી ભોગ વિગેરે ઐશ્વર્ય મળે છે. અને જ્ઞાનની ઇચ્છાવાળાને જ્ઞાન પણ મળે છે. **ईश्वराज्ज्ञानमन्विच्छेन्मोक्षमिच्छेज्जनार्दनात् ॥** જેને જ્ઞાન કે ભોગની ઇચ્છા હોય તેણે શિવોપાસના કરવી. અને મોક્ષની ઇચ્છા હોય તો વિષ્ણુની ઉપાસના કરવી, આ પ્રમાણે વેદ સંમત પુરાણથી સિદ્ધ જ છે કે ભોગ ( ધન વિગેરે ) ની ઇચ્છા હોય તો શિવની ઉપાસના કરવી. કારણકે શિવ ભોગાદિક એશ્વર્ય આપી શકે છે.

## ( વિષ્ણુની ઉપાસનાથી મોક્ષ મળે છે. )

વિષ્ણુ પ્રકૃતિથી પર છે, પુરુષ છે. સર્વેને જોવાવાળા છે. અન્તર્યામિ રૂપ છે. તેને ભજનાર ભક્ત મુક્ત થાય છે. ભક્તોના દુઃખરૂપ જે ધનાદિ ભોગો તેને હરનાર છે. માટે તેમનું હરિ નામ આપેલું છે પોતાના સાત્વિક ભક્તોને ધનાદિક ભોગ આપે તો ભા૦ સ્કં૦ ૧૦ અ૦ ૮૧ માં કહેવા પ્રમાણે ધનથી મદ ઉત્પન્ન થાય છે. અને મદ થયા પછી તેનો પાત થાય. એમાં નવાઇ નહિ. માટે પોતે લક્ષ્મી ભક્તોને આપતા નથી. પરંતુ જેના ઉપર અનુગ્રહ કરે છે. તેના દ્રવ્યને ધીમે ધીમે હરે છે* કારણ કે તેમ કર્યાથી તેની અહંતા મમતા ન્યૂન થાય છે. એટલે મોક્ષ આપવો સુલભ પડે છે.

વળી કોઇ પુરાણોમાં શિવ મોક્ષ આપે છે. વિષ્ણુ ભોગ પણ આપે છે. એવું કહ્યું છે. તે ખરૂં છે. કારણકે સામર્થ્યને લીધે આપવા સમર્થ છે. આ સામર્થ્ય ન હોય તો ઇશ્વરપણામાં દોષ આવે

---

* यस्याहमनुगृण्हामि हरिष्ये तद्धनं शनैः ભા ૧૦-૮૮-૮

માટે સમર્થ છે. પરંતુ તે આપતા નથી તેનાં થોડાં શાસ્ત્રકારણ ઉપર બતાવ્યાં અને શ્રીમહાપ્રભુજી લૌકિકયુક્તિ નીચે બતાવે છે.

**લોકમાં સ્વામી જે પદાર્થનો ઉપભોગ કરે છે, તે પદાર્થ સેવકને કદી આપતા નથી અર્થાત્ સ્વામી ભોગ્ય વસ્તુ સેવકને મળતી નથી.**

આ પ્રમાણે વિચાર કરતાં શિવ અનેક પ્રકારના ભોગોનો ત્યાગ કરી ભસ્માદિકને ધારણ કરી મુક્તિનો જ અનુભવ કર્યા કરે છે તેથી સ્વોપયોગી મુક્તિ અન્યને આપતા નથી. અને ભોગનો ત્યાગ કરે છે તેથી તેની ઇચ્છાવાળા ભક્તોને ભોગ આપે છે. વિષ્ણુ સદા ભોગનો ઉપયોગ કરે છે, પરંતુ સદા અપેક્ષા વગરના રહે છે. લક્ષ્મીની દરકાર-કરતા નથી. પરંતુ લક્ષ્મીજી તેમના ચરણારવિન્દને છોડતાં નથી.

તેથી નિશ્ચય થયો કે શિવ નિરંતર મોક્ષનો ઉપભોગ કરે છે, અને વિષ્ણુની પાસેજ લક્ષ્મીજી રહે છે. તેથી ભોગનો અનુભવ તે જ કરે છે. તેથી ભક્તોને અનુક્રમે શિવ મોક્ષને અને વિષ્ણુ ભોગોને આપતા નથી. પરંતુ શિવ ભોગને અને વિષ્ણુ મુક્તિને આપે છે.

યાદ રાખશો કે, શિવ અને વિષ્ણુ બન્ને સામર્થ્યને લીધે ભોગ અને મોક્ષ આપી શકે છે. પરંતુ તે પુરાણ પુરુષોત્તમની આજ્ઞાથી જ આપી શકે છે. કારણ તે બન્ને કરતાં તે શ્રેષ્ટ છે. વિષ્ણુ સત્વગુણ-યુક્ત છે, તેથી જે વિષ્ણુ દ્વારા મોક્ષ મળે છે. તે સગુણ મુક્તિ કહેવાય છે. પરંતુ શ્રીમદાચાર્ય ચરણના વેદોક્ત *વિચાર પ્રમાણે નિર્ગુણ મુક્તિ તો શ્રીકૃષ્ણચન્દ્રથી જ થાય છે. કારણ કે

---

*भजनं सर्वरूपेषु फलसिध्यै तथापि तु ॥ आदिमूर्तिः कृष्ण एव सेव्यः सायुज्यकाम्यया ॥ निर्गुणा मुक्ति रस्मात हि

તેમને વેદાદિકમાં પુરાણ પુરુષોત્તમ કહ્યા છે. માટે તેમનાથી જ નિર્ગુણ સર્વાનન્દ થાય છે. બીજાં રૂપોની સેવાથી સગુણ મુક્તિ મળે છે. सत्त्वात् संजायते ज्ञानं સત્વગુણથી જ્ઞાન થએલું હોવાથી, જ્ઞાનથી પણ સાત્વિક મુક્તિ થાય છે. મૂળ પુરુષોત્તમ સિવાય સર્વ દેવ સગુણ હોવાથી પર ભગવાન્ સિવાય નિર્ગુણ મુક્તિ મળતી નથી. આ જ કારણથી ઉપર બતાવેલો જીવવિચારિત લૌકિક મોક્ષ તે ઇશ્વરે કહેલો નહિ હોવાથી ભક્તિમાર્ગમાં તેનું ગ્રહણ કરેલું નથી માટે કોઇ ભક્તિ માર્ગીય ભક્ત આ લૌકિક શાસ્ત્રોક્ત મોક્ષમાં ભૂલથી ઇચ્છા કરે નહિ તેથી જ આ લૌકિક મોક્ષનું વિસ્તારથી વર્ણન કરવામાં આવ્યું છે.

વળી ભકિતમાર્ગીય ભકતને તો કર્મ, જ્ઞાન, વૈરાગ્ય, યોગ વિગેરેથી જે ફળ થવાનાં હોય છે તે ફળ ભકિતથી જ સિદ્ધ થાય છે. તેથી ભગવાન્ કહે છે કે મારા ભકતને મોક્ષની પણ ઇચ્છા હોતી નથી પરંતુ કેવલ ભક્તિને જ શ્રેષ્ઠ માની તેની ઇચ્છા રાખે છે. માટે ભકતને ભગવાનની સેવાને વાસ્તે જોઇતા પદાર્થો સારૂ શિવાદિકની ઉપાસના કરવી પડતી નથી, માટે કદાપિ ભકતે કામના વિગેરે કોઇ પણ કારણથી અન્યાશ્રય ન કરવો, કારણ કે ભગવાન્ ભકતોનું ઇચ્છિત આપ્યા જ કરે છે. માટે પ્રભુ પાસે પ્રાર્થના ન કરવી તેમ અન્યાશ્રય પણ ન કરવો. ૧૪

હવે એમ શંકા થાય કે વિષ્ણુ પુત્ર, ધન, સ્ત્રી, દ્રવ્ય વિગેરે ભોગ આપતા નથી, ત્યારે તેમની ભક્તિને કલ્પદ્રુમ જેવી કેમ કહી શકાય ? અને શિવજી મોક્ષ ન આપે ત્યારે તેમનું પાશુપત શાસ્ત્ર મોક્ષ આપનારૂં એમ કેમ કહી શકાય ? આ શંકાના સમાધાન સારૂ નીચેનો શ્લોક આરંભે છે,—

मूलम्—अतिप्रियाय तदपि दीयते क्वचिदेव हि ॥
नियतार्थप्रदानेन तदीयत्वं तदाश्रयः ॥ १५ ॥

અર્થ—કોઇ વખતે પોતાના અતિશય વહાલા ભક્તને જ શિવ મોક્ષ આપે છે અને વિષ્ણુ ભોગ પણ આપે છે. અને નિયમ પૂર્વક ભોગ અને મોક્ષ આપે છે. તેથી તે દેવનું સેવકપણું અને તેનો આશ્રય સિદ્ધ થાય છે.

વિવેચન—જે ભક્ત શિવનો કે વિષ્ણુનો અત્યંત વહાલો છે તે ભક્તને પોતાના ભોગવવાના પદાર્થો પણ આપે છે. જેમકે શિવજીએ પોતાના ભોગવવા લાયક મોક્ષ મયદાનવને આપ્યો હતો અને ભગવાને પોતાને ભોગવવા લાયક ભોગ ઉપરિચર વસુને આપ્યો હતો. માટે ભોગ અને મોક્ષ આપવા બન્ને સમર્થ છે પરંતુ જે બહુ વહાલો હોય છે તેને જ આપે છે. વળી જે ભગવદ્ભક્ત ન હોય તેને ભોગની ઇચ્છા થાય તો શિવની ઉપાસના કરે અને મોક્ષની ઇચ્છા હોય તો વિષ્ણુનું ભજન કરે અને ભગવદ્ભક્ત હોય અને તેને વિષ્ણુ ભગવાન પાસેથીજ બન્ને અર્થ સિદ્ધ કરવા હોય તો તેમના બહુ જ વ્હાલા થવા સારૂ તેમનો સેવક થઇ તે ભગવાનનો જ આશ્રય કરવો.

मूलम्—प्रत्येकं साधनं चैतद्द्वितीयार्थे महान् श्रमः ॥
जीवाः स्वभावतो दुष्टा दोषाभावाय सर्वदा ॥१६॥
श्रवणादि ततः प्रेम्णा सर्वं कार्यं हि सिद्ध्यति ॥
मोक्षस्तु सुलभो विष्णोर्भोगश्च शिवतस्तथा॥१७॥

**અર્થ**—ઉપર બતાવેલા બે સાધનોથી બન્ને પાસેથી ભોગ અને મોક્ષ ફળ મળે છે. પરંતુ વિષ્ણુને ભોગ આપવામાં અને શિવને મોક્ષ આપવામાં બન્નેને મોટો શ્રમ પડે છે. કારણ કે જીવ માત્ર સ્વભાવથીજ (એટલે દેવ, મનુષ્ય અને આસુરાદિકના ધર્મથી અથવા ભગવતસેવા રૂપી ફરજ નહિ અદા કરવાથી) દોષવાળા છે. માટે તે દોષના અભાવ સારૂં હંમેશાં શ્રીભાગવત શાસ્ત્રનું શ્રવણ કરવું અને નવ પ્રકારની ભક્તિ કરવી, તેથી ભગવાન્‌માં પ્રેમ થાય છે. અને તેથી આ લોક અને પરલોક સંબંધી સર્વ કાર્ય સિદ્ધ થાય છે. (માટે સર્વ વિચાર કરતાં એ જ સિદ્ધ થાય છે.) કે મોક્ષ તો વિષ્ણુથી સુલભ છે અને ભોગ શિવજીથી સુલભ છે.

વિવેચન—જો શિવ ભજન અને વિષ્ણુ ભજન રૂપી બન્ને સાધનો કરવામાં આવે તો કોઇક વખત વિષ્ણુ ભોગ આપે છે. અને શિવ મોક્ષ પણ આપે છે, પણ તે ફક્ત પોતાના વહાલા ભક્તનેજ પોતાની ભોગવવાની વસ્તુઓ આપે છે કારણ કે શિવને મોક્ષ આપવામાં બહુજ મહેનત પડે છે. અને વિષ્ણુને ભોગ આપવામાં બહુજ મહેનત પડે છે. જો કે તેઓ ઉદાર છે તો પણ શ્રમને લીધે તે દરેકને આપતા નથી.

**હવે શ્રમ પડવાનું કારણ કહે છે**—જીવો સ્વભાવથી દુષ્ટ હોય છે. એક રીતે વિચાર કરતાં જીવ બ્રહ્મનો અંશ હોવાથી અને ચિદંશ યુક્ત હોવાથી સ્વરૂપથી પવિત્ર છે, તોપણ, તે જીવ દેવ,

મનુષ્ય ને આસુર વિગેરે યોનિમાં આવવાથી આ સંસારમાં અવિદ્યાનાં *પાંચ પર્વને લીધે અને કામ અને કર્મને લીધે જે વાસના ઉત્પન્ન થાય છે તેનાથી જીવ દૂષિત થાય છે. તે વાસના જ દોષરૂપ છે. હવે જયારે તેમના સ્વભાવ બદલાય ત્યારે દોષ દૂર થાય અને જયારે નિર્દોષ જીવ થાય ત્યારે જ તેમને મોક્ષ આપી શકાય. આ પ્રમાણે શિવ અને વિષ્ણુને જીવોના સ્વભાવ બદલવામાં બહુજ શ્રમ પડે છે.

કારણ બીજું—મત્સ્યપુરાણ—કલ્પ ચાર પ્રકારના છે. ૧ સંકીર્ણ ૨—તામસ ૩—રાજસ ૪—સાત્ત્વિક આ ચાર પ્રકારના કલ્પમાં અનુક્રમે સંકીર્ણમાં સરસ્વતી અને પિતૃ, તામસમાં શિવ અને અગ્નિ, રાજસમાં બ્રહ્મા, અને સાત્ત્વિકમાં હરિનું માહાત્મ્ય ચાલે છે. હવે વિચાર કરવાનો કે સાત્ત્વિક કલ્પમાં ભક્તને મોક્ષ આપવો હોય તો ભક્તનો સત્વગુણ દૂર કરી મોક્ષ સહેલાઇથી આપી શકાય. પરંતુ વિષ્ણુને ભોગ આપવો હોય તો નથી આપી શકાતો, કારણ કે સાત્ત્વિક ભક્તનો સત્ત્વગુણ કાયમ રાખવો અને રજોગુણ અને તામસગુણને લાયક ભોગ આપવો એ વિષ્ણુને બહુ જ શ્રમ પડે છે. હવે શિવજીનો ભક્ત તામસ કે રાજસ હોય તે તામસ કે રાજસ ગુણનો નાશ કરી નિર્ગુણ મોક્ષ આપવો એ પણ શિવજીને બહુ જ મહેનત પડયા વગર રહેશે નહિ. માટે શિવ તામસ ભક્તને ભોગ આપે છે. કારણ ભોગ આપવામાં તેમને ભક્તનો રાજસ કે તામસ

---

*૧ બ્રહ્મસ્વરૂપનું અજ્ઞાન. ૨ ઇન્દ્રિયાધ્યાસ. ૩ પ્રાણાધ્યાસ. ૪ અન્તઃકરણાધ્યાસ. ૫ દેહાધ્યાસ. આ પાંચ પ્રકારની અવિદ્યાથી જીવને સંસારમાં આવી બંધન થાય છે.

ગુણ ફેરવવો પડતો નથી સારાંશ કે સાત્વિક કલ્પમાં હરિનું માહાત્મ્ય હોવાથી પોતાના ભકતોને નિર્ગુણ મોક્ષ આપે છે. પરંતુ રાજસ અને તામસ ગુણને લાયક ભોગ આપતાં બહુ જ શ્રમ પડે છે, કારણ કે પોતાને પ્રિય હોવાથી સાત્વિક ગુણ કાયમ રાખવો પડે છે, અને તામસ કલ્પમાં શિવનું માહાત્મ્ય હોવાથી તે પોતાના ભકતને નિર્ગુણ મોક્ષ આપતાં તેમનો તામસ અને રાજસ સ્વભાવ બદલવો પડે છે તેથી તેમને બહુ જ શ્રમ પડે છે.

ઉપર બતાવેલા સ્વભાવોના દોષો દૂર કરવા સારૂ હમેશાં શ્રવણ, કીર્તન, વિગેરે કરવાં. આ શિવ કે વિષ્ણુનું શ્રવણ, કીર્તન કરવાથી શિવ પાસેથી ભોગરૂપી કાર્ય સિદ્ધ થાય છે. અને વિષ્ણુ પાસેથી મોક્ષરૂપી કાર્ય સુલભ થાય છે.

શ્રીદેવકીનંદજી કહે છે કે શ્રવણ, કીર્તન વિગેરે કરવાથી દોષ નિવૃત્ત થાય છે. અને દોષ નિવૃત્ત થવાથી પ્રભુમાં સ્નેહ થાય છે. અને આ સ્નેહથી મોક્ષ અને તેનાથી પણ શ્રેષ્ઠ પ્રભુની ભક્તિરૂપી સર્વ કાર્ય સિદ્ધ થાય છે. માટે જીવો પ્રભુની સેવારૂપી સ્વધર્મ પાળતા નથી તેથી દોષરૂપ થાય છે. માટે હમેશાં શ્રીકૃષ્ણ પ્રભુની સેવારૂપી પોતાનો ધર્મ પાળી નિર્દોષ થવું જોઇએ. ૧૭

मूलम्—समर्पणेनात्मनो हि तदीयत्वं भवेद्ध्रुवम् ॥
अतदीयतया चापि केवलश्चेत् समाश्रितः ॥१८॥

અર્થ—પોતાના આત્મા વિગેરે સર્વ ધન દ્રવ્ય, ઘર, સ્ત્રી, પુત્ર આદિ વસ્તુઓનું સમર્પણ કરવાથી નક્કી

જીવને તેનાપણું (તદીયપણું) થાય છે. તદ્દાસ અને જો તે દેવપણું ન થાય તો પણ તેમનો આશ્રય તો છોડવો નહિ. (કારણ કેવળ આશ્રય રાખવાથી પણ સારી ગતિ થાય છે.)

વિવેચન—આત્મસમર્પણ--જે વસ્તુ પોતાની છે. એવું જેની અંદર મારૂં અને હુંપણું દેખાતું હોય તે સર્વ પ્રભુને અર્પણ કરી દેવું. અને હંમેશાં યાદ કરવું કે આ સર્વ વસ્તુ પ્રભુની છે, મારૂં તેમાં કંઇપણ નથી, દેહ પણ તેમનો છે આવી ભાવના રાખવાથી છેવટે એવી ઉત્તમ બુદ્ધિ થશે કે હું પણ ભગવાનનો જ (દાસ) છું આવી ભાવના થવાથી ભગવદીપણું થાય છે.

આત્મસમર્પણ સિદ્ધ કરવા સારૂ પ્રથમ શ્રવણ, પછી કીર્તન, સ્મરણ, પાદસેવન, પૂજન, વંદન એટલે નમસ્કાર, દાસ્ય—ભક્તિ, પછી સખ્યભક્તિ, આ સર્વ એક પછી એક કરવાથી છેવટે આત્મનિવેદન સિદ્ધ થાય છે. ત્યારે ભગવદીય થાય છે આ આત્મસમર્પણ સિદ્ધ ન થયું હોય અને ભગવદીય ન થવાયું હોય તોપણ શ્રી મહાપ્રભુજી કહે છે કે, આશ્રય દ્રઢ રાખવો જ. અને પ્રભુ મારૂં શરણ છે, એવી ભાવના રાખવી. કારણ તેનાથી ભગવદીપણું થશે. ગી. ૯-૪૨.

**मां हि पार्थ व्यपाश्रित्य येऽपि स्युः पापयोनयः ॥**
**स्त्रियो वैश्यास्तथा शूद्रास्तेऽपि यान्ति परां गतिम् ॥**

**અર્થઃ**—મારો આશ્રય કરનાર સર્વે પણ શ્રેષ્ટ ગતિને પામે છે.

मूलम्–तदाश्रयतदीयत्वबुद्ध्यै किंचित् समाचरेत् ॥
स्वधर्ममनुतिष्ठन् वै भारद्वैगुण्यमन्यथा ॥ १९ ॥

**અર્થઃ**—ભગવાન્‌નો આશ્રય અને ભગવદીયપણું જાણવા સારૂ પોતપોતાના વર્ણાશ્રમનું આચરણ રાખીને શ્રીઆચાર્ય ચરણ દ્વારા શરણરૂપી સાધન સારી રીતે કરવું અને જો વર્ણાશ્રમ ધર્મ ન પાળે તો નક્કી બમણો ભાર પડે છે, અર્થાત્ બમણો અધર્મ થાય છે.

**વિવેચન**—ઉપરના શ્લોકમાં કહ્યા પ્રમાણે ( તદીયપણું ) ભગવદીયપણું મેળવવા સારૂ શ્રવણ, કીર્તન વિગેરે કરીને ભગવાનનો આશ્રય કરવો, અર્થાત્ તેમને શરણે જવું જોઇએ, શરણથી જ સર્વ સર્વ કાર્ય સિદ્ધ થાય છે.

વળી વર્ણાશ્રમ ધર્મ પણ અવશ્ય પાળવો, અને શ્રવણાદિક કરવાં, જો વર્ણાશ્રમ ધર્મ પાળવામાં ન આવે અને ફક્ત શ્રવણાદિક એકલાં જ કરવામાં આવે તો તેનો ઉદ્ધાર કરવામાં પ્રભુને બહુ જ શ્રમ પડે છે, કેમકે બે પ્રકારનો ભાર થાય છે.

૧ વર્ણાશ્રમધર્મનું આચરણ ન કરે તો દોષિત થાય.

૨ દોષથી દુષ્ટ સ્વભાવ થઇ જાય છે, તેને બદલવામાં બહુ જ ભાર થાય છે. આ બેવડા ભારથી ફળમાં વિલંબ થાય છે.

આ બાલબોધ ગ્રંથની અંદર પાંચ વિષય કહ્યા છે. ૧ વૈદિક. ૨ સાંખ્ય, ૩ યોગ. ૪ પાશુપત ૫ વૈષ્ણવ. તે આગળના કોઠાથી સ્પષ્ટ માલૂમ પડશે.

मूलम्–इत्येवं कथितं सर्वं नैतज्ज्ञाने भ्रमः पुनः ॥

અર્થઃ—આ પ્રમાણે સર્વ અન્ય સિદ્ધાન્તોનું નિરૂપણ કર્યું છે, તેનું જ્ઞાન થશે તો કોઈ પણ પ્રકારનો ભ્રમ થશે નહિ.




મોક્ષ

સ્વતોમોક્ષ — પરતોમોક્ષ

૧ સાંખ્યશાસ્ત્રથી ૨ યોગશાસ્ત્રથી — શિવથી-વિષ્ણુથી

| | |
|---|---|
| ૧ સાંખ્યશાસ્ત્ર કહે છે કે સર્વ અનાત્મ વસ્તુનો ત્યાગ કરવો અર્થાત્ અહંતામમતાનો નાશ કરી જીવ જ્યારે આત્મજ્ઞાનમાં નિષ્ઠાવાળો થાય ત્યારેજ જીવ મોક્ષ દશાને પામે છે. | બ્રહ્મા મોક્ષ આપતા નથી. (કારણ ટીકામાં વાંચો.) શિવ અને વિષ્ણુ અનુક્રમે પાશુપતઅને પંચરાત્ર વિગેરે શાસ્ત્રોને રચનાર છે. બ્રહ્મ જ શિવ અને વિષ્ણુરૂપે પ્રગટ |

૨ યોગશાસ્ત્ર કહે છે કે હું કંઇ કરતો નથી, એમ મનવડે ત્યાગ કરવો અને યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધ્યાન, ધારણા, સમાધિ, આ આઠ અંગ કરવાં અને તેનાથી યોગ સિદ્ધિ થશે તો કૃતાર્થ થશો.

આ શિવ અને વિષ્ણુ પુરાણ પુરુષોત્તમના ગુણાવતાર હોવાથી પુરુષોત્તમ તે દ્વારા ફળ અપાવે છે. પરમાનન્દ તો શ્રીકૃષ્ણથી જ પ્રાપ્ત થાય છે. થએલા છે તેથી ઉપલા બે શાસ્ત્રમાં તેમને બ્રહ્મપણે કહેલા છે.

શકિતથી ભોગ અને મોક્ષ આપવા બન્ને સમર્થ છે. પરંતુ પોતાને વાપરવાની વસ્તુ હોવાથી વહાલા ભકતસિવાય શિવ મોક્ષ અને વિષ્ણુ ભોગને આપતા નથી. જીવ સ્વભાવથી દુષ્ટ હોય છે તેથી શિવને મોક્ષ આપવામાં અને વિષ્ણુને ભોગ આપવામાં બહુજ શ્રમ પડે છે.

પરમપુષ્ટભકત કંઇ પણ કામનાસિવાય ભકિત કરે છે, આ ભકતને મોક્ષની પણ ઇચ્છા હોતી નથી, પ્રભુ સાયુજ્યમુકત આપે છે. પણ આ ભકત પ્રભુભકિત સિવાય કંઇ પણ શ્રેષ્ઠ નથી એમ માની તેનો સ્વીકાર કરતો નથી. ( मत्सेवन विना ) આ જ ભકતમાં કક્ષા રૂપ છે.

વિભૂતિનું યજન કરનારને પ્રભુ તે તે દેવોદ્વારા તેમની કામનાઓ પૂર્ણ કરે છે. પરંતુ પરમાનન્દ તો શ્રી કૃષ્ણ પોતે જ આપે છે.

આ ગ્રન્થમાં કહેલા પુરુષાર્થો મર્યાદિક છે, પુષ્ટમાર્ગીય પુરૂષાર્થનું વર્ણન આગળ આવશે.

# इति श्रीमद्वल्लभाचार्य विरचित बालबोध संपूर्ण

॥ नमः श्रीकृष्णाय ॥

# श्री सिद्धान्तमुक्तावली.

सिद्धान्तैकविचारचारुचटुलां दत्वा सुधुन्युपमाम्
लीलास्वादलयौ कथं भगवतः स्यातां तदादेशिनीम् ॥
नानाशास्त्रचयां चकार चतुरः सिद्धान्तमुक्तावलीम् ।
जैत्रो वै जयतात् सतां स शरणो वदान्यवेद्यो विभुः ॥

( ची० ह० )




મહાપ્રભુજી બાલબોધ ગ્રન્થની અંદર અન્ય મતાદિકનું દિગ્દર્શન કરાવી સ્વમતનુ દર્શન કરાવાની ઇચ્છાથી પોતે સિદ્ધાન્તમુક્તાવલી નામનો ગ્રન્થ પ્રારંભે છે. આ ગ્રંથમાં સેવા, અક્ષરબ્રહ્મ, જગત્, પરબ્રહ્મ અને મર્યાદાનુ સ્વરૂપ વિગેરે વિષયોનું યથાસ્થિત વર્ણન કરવામાં આવ્યું છે, આ ઉપરના વિષયોની દઢતા સારૂ શ્રીમહાપ્રભુજી ગંગાજીનું દૃષ્ટાન્ત યોજે છે. આ ગ્રંથ સહેલાઇથી વાંચકવૃન્દ સમજી શકશે. આ ગ્રંથ ઉપર શ્રી પુરુષોત્તમજી તથા શ્રી કલ્યાણરાયજી વિગેરે મહારાજશ્રીઓની સંસ્કૃત ટીકા, ટીપણો છે તે સર્વનો આશય વિવેચનમાં દર્શાવવામાં આવશે. હવે શ્રીમહાપ્રભુજી મંગલાચરણ પુર્વક સ્વમાર્ગના સિદ્ધાન્ત દર્શાવવા શરૂ કરે છે.

मूलम्—नत्वा हरिं प्रवक्ष्यामि स्वसिद्धान्तविनिश्चयम् ॥
कृष्णसेवा सदा कार्या मानसी सा परा मता ॥ १ ॥

અર્થ—(પાપને હરણ કરનાર) શ્રીહરિને પ્રણામ કરીને પોતાના એટલે સ્વમાર્ગના સિદ્ધાતના નિશ્ચયને સારી રીતે (વિચાર કરીને) કહું છું—(હવે સિદ્ધાન્ત કહે છે.) **શ્રીકૃષ્ણસેવા હંમેશાં કરવી, આ સેવામાં માનસી સેવા ઉત્તમ છે.**

વિવેચન—શ્રીમહાપ્રભુજીના વાક્યની રચના એવી છે કે વાંચનારને તેના શબ્દમાં રહેલા ગૂઢાર્થથી જ સારા સિદ્ધાન્તોનું ભાન થઇ જાય છે, જુઓ કે આ તૃતીય ગ્રંથમાં પણ नत्वा (પ્રણામ કરીને) એવો શબ્દ મુકવામાં આવ્યો છે, તે સ્વમાર્ગમાં પ્રણામ સિવાય ભગવાન્‌ને ભજવામાં કંઈ પણ સાધન નથી, એવું સૂચવી આપે છે.

પોતાના સિદ્ધાન્તનો નિશ્ચય સારી રીતે વેદની અંદર વિચાર કરીને કહે છે તેથી અન્ય મતના સંદેહનું નિરાકરણ આ ગ્રંથથી થઇ જશે.

હવે સ્વસિદ્ધાન્ત દર્શાવતાં શ્રી મહાપ્રભુજી લખે છે કે–"શ્રીકૃષ્ણ સેવા હંમેશાં કરવી. એક સામાન્ય નિયમ એવો છે કે પરમ ફળરૂપ અને પોતાના જીવનના સાફલ્યરૂપ મુખ્ય કર્તવ્ય એ પ્રથમ આદરવું જોઇએ. શ્રીપુરુષોત્તમજી મહારાજ જણાવે છે કે આ જગ-

તેમાં સર્વે જીવો પરબ્રહ્મ પરમાત્માના સહજ દાસ છે, પ્રભુના સેવક છે. માટે તેમણે હંમેશાં સેવા કરવી એ એમનો સહજ ધર્મ છે. અને આ સેવાથી જ સર્વે વસ્તુ કરતાં ઉત્તમ પરમાનન્દમય વસ્તુ કે જે પરમફળ રૂપ છે, તે પરબ્રહ્મ શ્રીકૃષ્ણ* સર્વદા પ્રાપ્ત થાય છે, બ્રહ્માએ પણ વેદનો ત્રણ વખત તપાસ કર્યો અને સારાંશ ખોળી કાઢયો કે ભગવાનમાં પ્રેમ થાય એજ મનુષ્યનું મુખ્ય કર્તવ્ય છે, અને પ્રેમ તે તેમની સેવાથી જ થાય છે, (સ્કંધ ૨-૨ ૩૪ ભાગવત.) ઉદ્ધવજીને પણ ભગવાનથી ખુલાસો મળયો હતો કે આ દુનિયામાં બહુ જ પ્રકારના મતો છે, પરંતુ તેમાં આનંદ બહુ જ થોડો હોય છે, હે સભ્ય! જે ચારે તરફથી અપેક્ષા રહિત થઇ મારામાં જ જીવાત્માને અર્પણ કરી રહેલા છે તેઓને પરમાનન્દ મળે છે.+ આ ઉપરથી સિદ્ધ જ થાય છે કે ભક્તિ એજ મુખ્ય કર્તવ્ય છે, એજ પુરૂષાર્થ છે. શ્રીકૃષ્ણની સેવા પોતે પુરૂષાર્થ રૂપ હોવાથી પૂર્ણદશાને પામેલા ભકતો પણ સેવા શીવાય કોઇ પણ વસ્તુથી ઇચ્છા કરતા નથી. ૧

આ સેવા બે પ્રકારની છે, એક ફળરૂપ સેવા અને બીજી સાધન રૂપ સેવા, તેમાં ફળરૂપ માનસી સેવા એ મુખ્ય છે, અને બીજી તનુજા અને વિત્તજા આ બે પ્રકારની સેવા એ અવાન્તર ફળરૂપ છે. આ બે પ્રકારની સેવા હંમેશાં કરવામાં આવે તોજ માનસી

---

*શ્રીકૃષ્ણ પરબ્રહ્મ છે, એ વિષય તૃતીય શ્લોકમાં આપેલો છે.
+ ભાગવત સ્કંધ ૧૧ અ. ૧૪. ૧ જુઓ, ભાગવત સ્કંધ ૩ અ. ૨૯ શ્લો. ૧૨.

૧ नेच्छन्ति सेवया पुर्णाः सालोक्यादिचतुष्टयम्.

સેવા સિદ્ધ થાય છે. સાધનરૂપ સેવા સિવાય ફળસેવા સિદ્ધ થનાર નથી. પ્રેમરૂપ માનસી સેવા સિદ્ધ થયા પછી ભક્તને કોઇ પણ ઉપદેશની જરૂર રહેતી નથી. અને વ્રજભક્તની માફક કૃતાર્થ થઇ જાય છે.* સારાંશ એ જ કે પ્રથમ તનુજા વિત્તજા સેવા કરવી, તેનાથી માનસી સેવા જે ઉત્તમ ફળરૂપ છે, તેસિદ્ધ થાય છે.

આ બીજા શ્લોકમાં માનસી સેવાનું લક્ષણ અને સાધન સેવાનું સ્વરૂપ દર્શાવે છે--

मूलम्–चेतस्तत्प्रवणं सेवा तत्सिद्ध्यै तनुवित्तजा ॥
ततः संसारदुःखस्य निवृत्तिर्ब्रह्मबोधनम् ॥ २ ॥

અર્થઃ—શ્રીકૃષ્ણની અંદર મન એકતાન થઇ રહે તેને માનસી સેવા કહેવાય છે, આ માનસી સેવાની સિદ્ધિ માટે તનુજા અને વિત્તજા સેવા સાધનરૂપ છે, આ સાધનરૂપ સેવાથી અહંતા મમતાત્મક સંસારના દુઃખની નિવૃત્તિ થાય છે, અને બ્રહ્મનો બોધ થાય છે.

વિવેચન--આ શ્લોકમાં પ્રથમ માનસી સેવાનું લક્ષણ કહે છે. શ્રીકૃષ્ણમાં ચિત્ત રહે અને તેમને તાબે થઇ તેમનામાં જ અખંડ પરોવાઇને રહે બીજા પદાર્થ ઉપર કંઇ પણ ધ્યાનાંશ ન રહે ત્યારે માનસી સેવા સિદ્ધ થઇ એમ માનવું. જેમકે ગોપીજનો પ્રભુમાં એકતાન થઇ રહ્યાં પછી તેમને દેહ, સગાં, આલોક કે પરલોક વિગેરેનું ભાન રહ્યું ન હતું.

આ માનસી સેવાની સિદ્ધિ પ્રથમ તનુજા એટલે દેહથી

---

*तानाविदन्मय्यनुषंगबद्धधियः भा. ११-१२-१२.

થતી સેવા અને વિત્તજા એટલે દ્રવ્યથી થતી સેવા અવશ્ય કરવી જોઇએ, આ સાધનરૂપ બન્ને સેવાઓ કર્યા શિવાય કેવળ માનસી સિદ્ધ થતી નથી, માટે પ્રથમ માનસી સેવા સારૂ પ્રયત્ન ન કરતાં સાધન સેવાનો આરંભ કરવો ઉચિત છે.

**તનુજાસેવા—श्रवणं० कीर्तनं** વિગેરે શ્લોકની અંદર તનુજા સેવાનાં લક્ષણ શાસ્ત્રોમાં બતાવે છે કે, પ્રભુનાં ચરિત્ર સાંભળવાં, તેનું કીર્તન કરવું, પછી તે ચરિત્રોનું મનન કરવું. પાદસેવન કરવું. શ્રીસ્વરૂપ સેવામાં સમગ્ર અંગની ઇન્દ્રિયો પ્રભુસેવામાં રોકવી. આ સેવા તે વિત્તજા સેવા કરતાં ઉત્તમ કહેવાય છે, અને તેનાથી માનસી સેવા સિદ્ધ થાય છે.

**વિત્તજાસેવા**—પ્રભુમાં દ્રવ્યનો વિનિયોગ કરવો. શ્રીવિઠ્ઠલેશ પ્રભુ કહે છે કે દ્રવ્ય આપીને નોકર પાસે સેવા કરાવવી અને પોતે પણ કરવી, પરંતુ આ વિત્તજા સેવા કેવળ નોકર પાસે કરાવે અને પોતે જરા પણ સેવામાં મન ન રાખતાં ઉદાસ રહે તો તે વિત્તજા સેવા યોગ્ય ગણાતી નથી, કારણ વિત્તજા સેવા તનુજા સેવાથી સંયુકત હોય તો ફળ મળે છે.

આ બે સાધનસેવા કરનાર ભકતને માનસી સેવા રૂપી પરમ ફળ પ્રાપ્ત થતાં પહેલાં અવાન્તર ફળ મળે છે તે ઉત્તરાર્ધથી કહે છે—કે અહંતા મમતાત્મક સંસાર કે જેમાં હું અને આ મારૂં એવું અજ્ઞાન હોવાથી દુઃખ રૂપ છે, આ સંસારથી દુઃખની નિવૃત્તિ થાય છે. સંસાર દુઃખની નિવૃત્તિથી અહંતા મમતા નાશ પામતાં શ્લોકોમાં કહે છે કે બ્રહ્મનો બોધ થાય છે, અર્થાત્ આ પ્રપંચ ( જગત્ ) માં બ્રહ્મનું જ્ઞાન થાય છે. શ્રીમહાપ્રભુજી પણ ભકિતવર્દ્ધિનીમાં કહે છે કે,

સેવામાં તત્પર રહેવાથી ભગવાન્‌માં સ્નેહ થાય છે, પછી પ્રભુમાં આસક્તિ થાય છે, અને છેવટે પ્રભુમાં વ્યસન થાય છે, અને કૃતાર્થ થાય છે. આ પ્રમાણે સાધન સેવાથી અવાન્તર ફળ મળે છે, માટે પ્રથમ સાધન સેવા કરવી, એ મહાન્ સિદ્ધાન્ત છે. ॥ ૨ ॥

श्रवणं कीर्तनं विष्णोः स्मरणं पादसेवनम् ।
अर्चनं वंदनं दास्यं सख्यमात्मनिवेदनम् ॥ १ ॥
करौ हरेर्मंदिरमार्जनादिषु शावौ करौ नो कुरुतः सपर्याम्॥२

અક્ષરબ્રહ્મનું સ્વરૂપ દર્શાવે છે.

मूलम्–परं ब्रह्म तु कृष्णो हि सच्चिदानन्दकं बृहत् ॥
द्विरूपं तद्धि सर्वं स्यादेकं तस्माद्विलक्षणम् ॥ ३ ॥

અર્થ—શ્રુતિ સ્મૃતિ વિગેરે શાસ્ત્રોમાં શ્રીકૃષ્ણને જ પૂર્ણાનંદ પરબ્રહ્મ કહેલા છે, અને સત્—ચિદ્ અને આનંદ જેમાં થોડા છે એવું અક્ષરબ્રહ્મ છે, અને આ અક્ષરબ્રહ્મ તે બે પ્રકારનું છે, એક જગદ્રૂપ અને બીજું તેથી વિલક્ષણ એટલે જ્ઞાની લોકોને ઉપાસના કરવા યોગ્ય છે.

વિવેચનઃ—પરબ્રહ્મ શ્રીકૃષ્ણ છે.અને તે અક્ષરબ્રહ્મથી શ્રેષ્ઠછે.

શ્રીકૃષ્ણ એ પરબ્રહ્મ છે, તે જ પૂર્ણાનંદ છે, અર્થાત્ તેમના આનંદની ગણત્રી નથી, એવો ઘણા શાસ્ત્રોનો મત છે. મૂળ શ્લોકમાં શ્રીકૃષ્ણ શબ્દ લખ્યો છે તેજ સૂચવી આપે છે કે कृषि એ ભૂવાચક

છે, ण એ આનંદવાચક છે, આ બે શબ્દો મળી સદાનંદ–સચ્ચિદાનન્દ પરબ્રહ્મ વિગેરે શ્રીકૃષ્ણ જ છે, એવો અર્થ થાય છે. ભાગવતમાં પણ કહે છે કે "कृष्णस्तु भगवान् स्वयम्" જેને યશોદાજીએ લાડ લડાવ્યાં છે તે શ્રીકૃષ્ણ પૂર્ણ પુરુષોત્તમ છે. ગીતાજીના ૧૫ મા અધ્યાયના ૧૮ મા શ્લોકમાં પણ કહ્યું છે કેઃ—"अक्षराद् अपि चोत्तमः" અક્ષરબ્રહ્મથી પણ ઉત્તમ છું. વિવૃત્તિમાં શ્રી વિઠ્ઠલેશ પ્રભુ પણ કહે છે કે અક્ષરબ્રહ્મ પુરુષોત્તમનું ધામ છે, અક્ષરબ્રહ્મનો આનંદ ગણી શકાય એવો હોવાથી પુરુષોત્તમના અગણિત આનંદ આગળ તે ન્યૂન છે.

પ્રપંચ અક્ષરબ્રહ્મમાંથી પ્રકટ થયો છે. આ પ્રપંચ "જગત્" બ્રહ્મરૂપ છે—સત્ય છે. જગત્‌ના જડ પદાર્થોમાં સદંશ રહેલો છે. જીવમાં સદંશ અને ચિદંશ બે ધર્મો રહેલા છે, અને અંતર્યામિમાં ત્રણે ધર્મો છે, માટે જ આ જગત્ અક્ષરબ્રહ્મનું જ કાર્ય છે એવું સ્પષ્ટ છે, બીજુ અક્ષરબ્રહ્મનું સ્વરૂપ જ્ઞાનીઓને પરમ સ્થાન રૂપ છે, ઉપાસના યોગ્ય છે અને ભક્તોને પુરાણ પુરુષોત્તમનું ધામ છે. ગીતામાં પણ કહેલું છે કેઃ—तद्धाम परम मम | અક્ષરબ્રહ્મ એ મારૂં પરમ ધામ છે. શ્રુતિમાં કહે છે કેઃ-तदक्षरे परमे व्योमन् | તે પરબ્રહ્મ અક્ષરબ્રહ્મમાં વ્યાપ્ત થઇ રહે છે. વિગેરે પ્રમાણોથી ભક્તને પૂર્ણ પુરુષોત્તમનું ધામ લાગે છે. સારાંશ કે શ્રીકૃષ્ણ પરબ્રહ્મ છે, અક્ષરબ્રહ્મ કરતાં અતીત છે, અક્ષર બ્રહ્મ એ જગત્‌નું કારણ છે, અને તેનું બીજું સ્વરૂપ પુરુષોત્તમનું સ્થાન છે. જ્ઞાનીને ઉપાસના કરવા યોગ્ય છે. ૩

मूलम्—अपर तत्र पूर्वस्मिन् वादिनो बहुधा जगुः ।
मायिक सगुणं कार्यं स्वतंत्रं चेति नैकधा ॥ ४ ॥

અર્થઃ—આ અક્ષરબ્રહ્મના પ્રપંચ (જગત્) ને વેદ-

મતથી બીજા મતોમાં બહુ બહુ પ્રકારોથી વર્ણવે છે. કોઈ મતવાળા ( માયાવાદી ) માયિક કહે છે. કોઇ ( સાંખ્ય ) ગુણોનું કાર્ય છે, એમ કહે છે. કોઇ ( નૈયાયિક ) ઇશ્વરનું કાર્ય છે એમ કહે છે. કોઈ ( મીમાંસક ) સ્વતંત્ર એટલે આવું ને આવું જગત્ પ્રથમથી જ છે, એવું કહે છે અને આ શિવાયના બીજા કેટલાક મતો છે. તે પોતાની મરજી મુજબ વર્ણવે છે.

વિવેચન--ગયા શ્લોકમાં અક્ષરબ્રહ્મનાં બે સ્વરૂપ કહ્યાં. તેમાં જે આ જગદ્રૂપે રહેલું તેમાં ઘણા મતભેદ છે. જોકે આ મતોના કેવા વિચારો છે તે સંપૂર્ણ દર્શાવવાથી ગ્રંથ મોટો થાય, તેથી આપણા વિચારનું જ શ્રુતિપ્રમાણથી પ્રતિપાદન કરવાથી બીજા મતોનું ખંડન થઇ જશે.

વેદનો સિદ્ધાન્ત એવો છે કે—આ સર્વ જગત બ્રહ્મમાંથી પ્રકટ થએલું છે. બ્રહ્મમય છે. તૈત્તરીય ઉપનિષદ્માં કહે છે—કે જેનાથી આ પ્રાણી માત્ર ઉત્પન્ન થાય છે, ઉત્પન્ન થએલાં જેનાથી જીવે છે. અને જેનામાં અન્તે પ્રવેશ કરે છે. તે બ્રહ્મ છે. છાન્દોગ્ય ઉપનિષદ્ જે આ કંઇ છે તે સત્ય છે. એમ પ્રાચીન ઋષિઓ કહે છે. "આત્મા રૂપ આ જગત્ બ્રહ્મે ઉત્પન્ન કર્યું છે." "આ સઘળુ પરબ્રહ્મ સંબંધી છે " सर्वं खलु इदं ब्रह्म " "સઘળું આ જગત્ બ્રહ્મરૂપ છે" વિગેરે અનેક વેદના પ્રમાણથી સિદ્ધ જ થાય છે કે આ જગત્ ( અક્ષર ) બ્રહ્મનું કાર્ય છે, અર્થાત્ આ સઘળુ જગત્ સત્ય છે. બ્રહ્મરૂપ છે, બ્રહ્મમાંથી પ્રગટ થએલું છે. બ્રહ્મથી જ કરાયેલું છે અને છેવટે બ્રહ્મમાં જ તેનો લય થાય છે જગત્ સત્ય છે. પરંતુ સંસાર અસત્ય છે, મિથ્યા છે, અહંતા–મમતારૂપ છે, મોહક છે, તેથી જગતના કરતાં

સંસારમાં બહુજ ફેર છે, +" માયાના ઉપાદાનથી આ જગત થએલું છે અને છીપોલી ઉપર ચાંદીની ભ્રાન્તિ થાય છે, તેવી રીતે નિર્ગુણ બ્રહ્મમાં આ જગતની ભ્રાન્તિ થાય છે, " એવું **મયાવાદી** કહે છે. "સત્વ, રજ અને તમસ્ આ ત્રણ ગુણોથી જગત્ થએલું છે," એવું **સાંખ્ય શાસ્ત્રકાર** કહે છે. "પંચમહાભૂતોનાં ઝીણાં કણો ઈશ્વરેચ્છાથી મળ્યાં તેથી આ જગત્ થયું છે," એવું **તર્કશાસ્ત્રો** કહે છે. **પુર્વમીમાંસામાં** કહે છે કે "આ જગત્ જેવું છે એવું જ છે, સ્વતંત્ર છે, કોઇ કર્તા નથી," વળી આ સિવાય અનેક મતો છે તેનો વેદને માનતા જ નથી. જેમકે બૌદ્ધ, જૈન, ચાર્વાક, વિગેરે. માટે તેમનો વિચાર કરવાનું કારણ જ નથી. સારાંશ કે શ્રીકૃષ્ણ પરબ્રહ્મ છે. અને આ સર્વ જગત્ અક્ષરબ્રહ્મરૂપ છે. અર્થાત્ અક્ષરબ્રહ્મનું સ્વરૂપ છે. પરંતુ અન્ય મત વાળા જુદા જુદા પ્રકારે કહે છે. તે વેદસિદ્ધાન્ત વિરૂદ્ધ છે. એમ શુદ્ધાદ્વૈત સિદ્ધાન્ત વાંચ્યાથી માલુમ પડશે. ૪

હવે આ નીચેના શ્લોકમાં ગંગાજીનું દૃષ્ટાન્ત આપીને અક્ષર બ્રહ્મનાં જે બે સ્વરૂપ તેમાં એક જગત્ અને બીજું જ્ઞાનીને ઉપાસના યોગ્ય તે એ સ્વરૂપ શ્રુતિને માન્ય છે એવું બતાવે છે.

मूलम्—तदेवैतत्प्रकारेण भवतीति श्रुतेर्मतम् ॥

द्विरूपं चापि गंगावज्ज्ञेयं सा जलरूपिणी ॥ ५ ॥

माहात्म्यसंयुता नृणां सेवतां भुक्तिमुक्तिदा ॥

मर्यादामार्गविधिना तथा ब्रह्मापि बुध्यताम् ॥ ६ ॥

**અર્થઃ**—તેજ અક્ષરબ્રહ્મનું એક સ્વરૂપ પ્રપંચાત્મક

---

*અહિંઆંથી અન્ય મતોનો સારાંશ બતાવે છે. તેથી તેમાં વેદ સિદ્ધાન્તથી કેટલો ફેર છે, તે સ્પષ્ટ માલૂમ પડશે.

એટલે જગદ્દરૂપ છે, એમ શ્રુતિનો મત છે. જેમ ગંગાજીનું એક સ્વરૂપ જળરૂપે છે અને બીજું સ્વરૂપ માહાત્મ્યવાળું તીર્થરૂપે છે. તે મર્યાદામાર્ગના પ્રકારથી સેવા કરનાર મનુષ્યોને ભોગ–મોક્ષ આપનાર છે. તેવી રીતે અક્ષરબ્રહ્મનાં પણ બે સ્વરૂપ છે. એક જગદ્દરૂપે અને બીજું જ્ઞાનીને સેવવા યોગ્ય.

વિવેચન--ગંગાજીના દૃષ્ટાન્તથી એમ સમજવાનું છે કે–ગંગાજીનાં બે સ્વરૂપ. એક ૧ વરસાદ આવ્યાથી જેમાં વૃદ્ધિ થાય અને તાપથી જેમાં ઘટી જાય એવું જળરૂપે આધિભૌતિક સ્વરૂપ રહેલું છે ૨, બીજું તીર્થરૂપ છે. તેને આધ્યાત્મિક કહે છે, આ તીર્થરૂપ ગંગાજીનું સ્વરૂપ મર્યાદામાર્ગની વિધિ પ્રમાણે પૂજા કરનારને ભોગ અને મોક્ષ આપે છે.

હવે આપણે વિચાર કરીએ કે પહેલા દૃષ્ટાન્તને અનુસરતું અક્ષરબ્રહ્મનું સ્વરૂપ જગત્ છે, કેમકે ગંગાજીમાં જેમ જળ વૃદ્ધિ પામે છે. ને ઓછું થાય છે તેમ જગત્માં પણ (આવિર્ભાવ–તિરોભાવથી વૃદ્ધિ પામે છે ને ઓછું પણ થાય છે. માટે અક્ષરબ્રહ્મનું એક સ્વરૂપ જગત્ છે, તે તો નક્કી સમજાયું.

હવે બીજું તીર્થરૂપ છે તેને જેમ મર્યાદામાર્ગીય પ્રકારથી સેવે છે અને ભોગ અને મોક્ષ મેળવે છે. તેવી રીતે અક્ષરબ્રહ્મના બીજા સ્વરૂપની જ્ઞાનીઓ ઉપાસના કરે છે, અને તેમાં જ લય થાય છે આ દૃષ્ટાન્ત પણ મળી રહ્યું.

સામાન્ય નિયમ એવો છે કે–ગંગાજીનું જળ સો બસો ગાઉ ઉપર લઇ જઇ સ્નાન કરવામાં ફળ નથી અને જે સાક્ષાત્ ગંગાજીના પ્રવાહની અંદર સ્નાન થાય છે તેજ ફળ આપે છે, જો કે સો બસો ગાઉ ઉપર

લઇ ગયેલું જળ ગંગાજીનું જ છે, છતાં ફળથી જૂદું માલૂમ પડે છે. તેવી રીતે અક્ષરબ્રહ્મના જગતસ્વરૂપની કોઇ ઉપાસના કરતું નથી, પરંતુ અક્ષરબ્રહ્મની જ ઉપાસના જ્ઞાનીઓ કરે છે. આ પ્રમાણે અક્ષરબ્રહ્મનાં બે સ્વરૂપ છે, એમ સારી રીતે સમજાયું. ૬

ઉપલા શ્લોકમાં ગંગાજીના આધિભૌતિક દૃષ્ટાંતથી જગતનું સ્વરૂપ બતાવી અને આધ્યાત્મિક દૃષ્ટાંતથી અક્ષરબ્રહ્મનું સ્વરૂપ બતાવી આગળના શ્લોકમાં આધિદૈવિક, કે જે પહેલાં બન્ને કરતાં ઉતમ છે, તેના સ્વરૂપના દૃષ્ટાન્તથી ભગવાનના પૂર્ણ પુરૂષોત્તમ ( આધિદૈવિક સ્વરૂપ ) નું પ્રતિપાદન કરે છે.

मूलम्—तत्रैव देवता मूर्तिर्भक्त्या या दृश्यते क्वचित् ॥
गंगायां च विशेषेण प्रवाहाभेदबुद्धये ॥ ७ ॥
प्रत्यक्षा सा न सर्वेषां प्राकाम्यं स्यात्तया जले ॥
विहिताच्च फलात्तद्धि प्रतीत्यापि विशिष्यते ॥ ८ ॥

અર્થઃ—આધિભૌતિક ગંગાજીમાં અને આધ્યાત્મિક ગંગાજીમાં રહેલાં દેવતારૂપ આધિદૈવિક ગંગાજી જ્યારે ભકિત અધિક થાય ત્યારે કોઈ ઠેકાણે પ્રત્યક્ષ થાય છે. જે ભકતની "પ્રવાહથી ગંગાજી ભિન્ન નથી," એવી બુદ્ધિ છે, અને દેવતારૂપ ગંગાજીમાં જેની બહુજ ભક્તિ છે, તેને પ્રવાહમાં દર્શન આપે છે. અન્યથા આ આધિદૈવિક ગંગાજી કંઇ સર્વને પ્રત્યક્ષ નથી, તોપણ જ્યારે તેવા ભક્તને પ્રત્યક્ષ થાય તેટલા સારૂં ગંગાજીમાં સ્નાનાદિક કરી

સર્વ ગંગાજીમાં આધિદૈવિક ગંગાજી રેહે છે એવો ભાવ રાખવો. અને તેમાં જ તીવ્ર ઇચ્છા રાખવી, કે જેથી શાસ્ત્રમાં કહેલા ફળ કરતાં પણ અન્તઃકરણની પ્રતીતિથી બહુ જ અધિકપણું માલૂમ પડશે.

**વિવેચન**—આશ્લોકમાં જે તીર્થરૂપથી પણ ઉત્તમ આધિદૈવિક દેવતારૂપ મૂર્તિસ્વરૂપ છે તેનું સ્વરૂપબતાવવામાં આવે છે. આ સ્વરૂપ જે ભકતને તીવ્ર ભકિતયોગ જ્યાં જ્યાં થાય છે, ત્યાં આગળ ભકતને આ મૂર્તિનું દર્શન થાય છે.

**દેવતારૂપ આધિદૈવિક ગંગાજીનું શ્રુતિ અને પ્રત્યક્ષ પ્રમાણથી પ્રતિપાદન નીચે પ્રમાણે થાય છે.**

**શબ્દપ્રમાણ**—જુઓ વાલ્મિકી રામાયણ. ભગીરથ રાજાએ પ્રસન્ન કરી સાક્ષાત્ દર્શન કર્યાં અને વરદાન મેળવ્યું હતું, અને તે વખતે શરદ્ ઋતુના ચંદ્રમા જેવા ધોળા, ચાર હાથ, મકર વાહન, શ્વેતવસ્ત્ર જેમણે ધારણ કર્યું છે, એવું મૂર્તિ સ્વરૂપનું દર્શન કર્યું હતું.

**પ્રત્યક્ષપ્રમાણ**—ભકિતથી ગંગાજીનાં પ્રત્યક્ષ દર્શન થાય છે. આ ગૃહમાં કે ગંગાજીમાં તે પ્રત્યક્ષ દર્શન થાય છે. આ પ્રમાણે બન્ને પ્રમાણુથી સિદ્ધ થાય છે કે જેને અત્યંત ભક્તિ વધે છે, ત્યારે કોઇ ઠેકાણે તે આગ્રહવાળા ભકતને દર્શન દે છે માટે મર્યાદામાર્ગ પ્રમાણે ઉપાસના કરનારને આ દર્શન થવાં ઘણાં દુર્લભ છે. કારણ કે તીવ્રભક્તિવાળા અને પ્રવાહમાં અને આધિદૈવિક ગંગાજીમાં જેને ભેદ બુદ્ધિ નથી એવા ભક્તને સાક્ષાત્ દર્શન આપે છે.

આ દૃષ્ટાંતથી સમજવાનું કે જેવી રીતે ભક્તની ગંગાજીના પ્રવાહમાં અને આધિદૈવિકમાં અભેદ બુદ્ધિ થાય છે અને તીવ્ર ભક્તિ

થાય છે, ત્યારે સાક્ષાત્ ગંગાજીની મૂર્તિનાં દર્શન થાય છે, તેવી રીતે આ દેખાતા સર્વ જગત્માં ભગવાન્ બીરાજે છે, ભગવાન્રૂપ છે. એવી અભેદ બુદ્ધિવાળા અને આ પ્રમાણે જગત્માં ભગવાનને દેખી રહેનારા સ્નેહાતિશયવાળા ભક્તને સારૂ ભગવાન પ્રકટ દર્શન આપે છે. આ દર્શન ભક્તને આધિભૌતિક અને આધ્યાત્મિક અક્ષરબ્રહ્મમાં થાય છે માટે અક્ષરબ્રહ્મનું પણ જ્ઞાન જોઇએ. માટે આ જગત્માં ભગવાનથી ભેદ બુદ્ધિ જોનારને દર્શન થતાં નથી. ૭

દૃષ્ટાન્ત—આ સ્વરૂપનું કંઇ બધાંને દર્શન થતું નથી પરંતુ કોઇ વિરલા ભક્તને જ થાય છે, પરંતુ જેને દર્શન ન થયાં હોય એવા ભક્તને એવું સમજવું કે મારે જેનાં દર્શન કરવાનાં છે તે આ જળમાં બિરાજે છે, અને ઉત્તમઅધિકારીની માફક મને પણ દર્શન થશે એમ સમજીને શાસ્ત્રમાં નિષેધ ન કરેલા સર્વ વ્યવહારો સ્નાન વિગેરે ગંગાજીમાં કરવા.

( સિદ્ધાન્ત ) આ ઉપરથી સમજવાનું કે જેમ ગંગાજી મૂર્તિરૂપે સર્વને પ્રત્યક્ષ નથી તેમ ભગવાનનું મૂર્તિસ્વરૂપ પણ સર્વને પ્રત્યક્ષ નથી. માટે જગત્માં ભગવત્શાસ્ત્રમાં જેની મના ના કરી હોય એવા સર્વ વ્યવહારો જગત્માં કરવા અને તીવ્રબુદ્ધિ રાખી આ જગતમાં મારા ઉપર કૃપા થશે ત્યારે મને દર્શન થશે એવી બુદ્ધિ રાખી સ્નેહાતિશય વધારવો કે જેથી ભગવાનનાં આધિદૈવિક સ્વરૂપનાં દર્શન થાય છે.

( દૃષ્ટાન્ત ) આ પ્રમાણે જે ગંગાજીનાં દર્શન થયાં છે તે દર્શન શાસ્ત્રમાં કહેલા ગંગાજલનાં દર્શન કરતાં પણ વધારે ઉત્તમ જાણવામાં આવે છે. અને સર્વજલ કરતાં આ ગંગાજલમાં તેની ઉત્તમ બુદ્ધિ થાય છે.

( સિદ્ધાન્ત ) તેવીજ રીતે જેને ભગવાનનાં દર્શન ન થયાં હોય તેવા ભક્તે ભગવત્પ્રતિમામાં ભજનાદિક કરવું અને આમાંજ મને ભગવાન્ સાક્ષાત્કાર થનાર છે, એવું માની સ્નેહાતિશય કરવો. અને ભગવદ્ભક્તમાં પણ સર્વે મનુષ્યો કરતાં ઉત્તમ બુદ્ધિ રાખવી. આ પ્રમાણે વર્તવાથી જે ભગવાનનાં પ્રગટ દર્શન થાય છે અને આનંદ પ્રગટે છે, તે આનંદ જ્ઞાનીને કે મોક્ષ પ્રાપ્ત કરનારને મળતો નથી, ભગવાન્ ભક્તિથી પૂર્ણાનન્દનું દાન કરે છે. ૮

આ નીચેના શ્લોકમાં ઉપર આવેલા દૃષ્ટાંતોની સિદ્ધાન્તોમાં સરખાવટ કરે છે

मूलम्–यथा जलं तथा सर्वं यथा शक्ता तथा बृहत्

यथा देवी तथा कृष्णः तत्राप्येतदिहोच्यते ॥९॥

અર્થ—૧ જેમ દેખાતું આ પ્રવાહરૂપી ગંગાજીનું જલ, તેમજ આ બધું જગત્ જાણવું. ૨ જેમ પાપાદિકને નાશ કરવામાં સમર્થ ગંગાજીનું આધ્યાત્મિક તીર્થરૂપ સ્વરૂપ, તેમ સિદ્ધાન્તમાં અક્ષરબ્રહ્મનું સ્વરૂપ જાણવું. ૩ અને જેમ દેવતા રૂપી આધિદૈવિકી શ્રીગંગાજી કે જે સાક્ષાત્ પરમભક્તને જ દર્શન આપે છે, તેમ અહિંઆં શ્રીકૃષ્ણ જાણવા. હવે આ આધિદૈવિક વિષે અને આધિભૌતિક જગત્ વિષે લખવા વિચાર છે તે લખીએ છીએ.

વિવેચન--આ શ્લોક પૂર્વે ગંગાજીના ત્રણ સ્વરૂપનાં જે દૃષ્ટાંત આપ્યાં તેને સિદ્ધાન્તમાં સ્પષ્ટ કરવા સારૂ શ્રી મહાપ્રભુજીએ આ શ્લોક કહેલો છે. આપણે તેમના દૃષ્ટાન્ત સાથેજ સિદ્ધાન્ત પાછલ સાતમા

અને આઠમા શ્લોકના વિવેચનમાં લખી જણાવેલો હોવાથી પિષ્ટપેષણ કરવું ઉચિત નથી. ૯

આ નીચેના શ્લોકમાં જે વિશેષ કહેવાનું છે તે કહે છે તેમાં જગત્ ત્રણ પ્રકારનું છે એવું પ્રતિપાદન કરે છે.

**मूलम्–जगत्तु त्रिविधं प्रोक्तं ब्रह्मविष्णुशिवास्ततः**
**देवतारूपवत्प्रोक्ता ब्रह्मणीत्थं हरिर्मतः ॥ १० ॥**

**અર્થ**—જગત્ તો (સત્વગુણ, રજોગુણ અને તમોગુણ) ત્રણ ગુણોને લીધે ત્રણ પ્રકારનું કહેલું છે. અને તેથી જ બ્રહ્મા, વિષ્ણુ અને શિવ આ ત્રણ રૂપાનુસાર દેવતા કહેલા છે, અને પરબ્રહ્મ તો શ્રીકૃષ્ણને શાસ્ત્રમાં માનેલા છે.

**વિવેચન**--સત્વગુણ અને રજોગુણ અને તમોગુણ, આ ત્રણ ગુણને અનુસરી જગત્ પણ ત્રણ પ્રકારનું થએલું છે. ભાગવતમાં કહ્યું છે કે--( ૫-૧૮ ) સત્વ, રજ અને તમોગુણ એ નિર્ગુણ પરમાત્માના ગુણો છે. જગતકર્તાના ત્રણ ગુણોને માયાએ જગત્ની ઉત્પત્તિ સ્થિતિ અને પ્રલય કરવા સારૂ ઉપયોગમાં લીધા છે. માયા એ ભગવાનની શક્તિ છે. અને ગુણો પણ ભગવદ્રૂપ છે. અને માયાશક્તિને વશ થઇ રહેલા છે.

**ગુણના સ્વરૂપ અને તેથી જીવને બંધન. ગીતાજી. અ. ૧૪**

**સત્વગુણ**--નિર્મલ છે, પ્રકાશ છે. અને નિરોગતો હેતુ છે, તેથી લૌકિક સુખમાં જીવને મગ્ન કરે છે, અને લૌકિક વૈદિક ક્રિયામાં પણ પ્રેરણા કરે છે, તેથી સુખાત્મકયોનિમાં પણ બંધાવે છે, જન્મ આપે છે. **રજોગુણ**--તૃષ્ણા અને સંગને વધારનાર છે અને પાપ પુણ્ય કર્મ કરાવી જીવને બાંધનાર છે. **તમોગુણ**--ની ઉત્પત્તિ અજ્ઞાનથી છે. સર્વ પ્રાણી-

ઓને મોહ કરનાર છે. પ્રમાદ, આલસ, અને અજ્ઞાનરૂપી નિદ્રાથી જીવને બાંધનાર છે.

આ ત્રણ સત્ત્વ, રજ, તમો ગુણોને નિયમમાં રાખવા અનુક્રમે વિષ્ણુ, બ્રહ્મા, અને શંકરને પરબ્રહ્મ પુરુષોત્તમે પ્રકટ કર્યા છે. પુરુષોત્તમ સ્વતંત્ર છે. અને આ ત્રણ દેવોને નિયમમાં રાખનાર છે અને પુરુષોત્તમને અધીન આ ત્રણ દેવો પોતપોતાના ગુણોને નિયમમાં રાખે છે+ શ્રીપુરુષોત્તમ અંશી છે. અને તેમના આ ત્રણ બ્રહ્માદિ દેવો અંશ છે તે ભગવાનની આજ્ઞા પ્રમાણે બ્રહ્મા રજોગુણને પ્રકાશ કરી ઉત્પત્તિ વિગેરે કાર્ય કરે છે. વિષ્ણુ સત્વને પ્રકાશ કરી રક્ષારૂપી કાર્ય કરે છે. અને શિવજી તામસ ગુણને પ્રકાશ કરી પ્રલય વિગેરે કાર્ય કરે છે. અને શ્રીપુરૂષોત્તમ તો નિર્ગુણ, લીલા માત્ર કરે છે. ब्रह्मणोत्थं हरिर्मतः પરંતુ બ્રહ્મમાં જેની નિષ્ઠા છે, જેને આ સર્વ વાસુદેવ છે એવું જ્ઞાન થએલું છે અને શરણાગતિ સિદ્ધ થઇ છે, શુદ્ધ અદ્વૈતનું ભાન થયું છે. એવા ભક્તાનો ઉદ્ધાર કરનાર પરબ્રહ્મ શ્રી કૃષ્ણ છે. ૧૦

આ નીચેના શ્લોકમાં તે ગુણવાળા અને બ્રહ્માદિ દેવોને ભજનારા પ્રાણીઓની કામનાઓ તે તે દેવોથી મળે છે. અને ઉપર બતાવેલા ભક્તની કામના પરમાત્મા પોતેજ પૂરી કરે છે. એ કહેવામાં આવે છે.

**मूलम्—कामाचारस्तु लोकेस्मिन् ब्रह्मादिभ्यो न चान्यथा ॥**
**परमानन्दरूपे तु कृष्णे स्वात्मनि निश्चयः ॥ ११ ॥**

---

+यस्याज्ञया जगत्सर्वं ब्रह्मा सृजति नित्यशः विष्णुश्च पालको नित्यं रुद्र संहारकृत्तथा (नारदीयपुराणं)

अतस्तु ब्रह्मवादेन कृष्णे बुद्धिर्विधीयताम् ॥
आत्मनि ब्रह्मरूपे तु छिद्रा व्योम्नीव चेतना ॥१२॥

**અર્થ**—આ લોકની અંદર તે તે ગુણવાળા મનુષ્યોની કામના બ્રહ્માદિકથી પૂર્ણ થાય છે, બીજા કોઇથી થતી નથી. ભક્ત જનોની કામનાની પૂર્ણતાતો પરમાનન્દરૂપ શ્રીકૃષ્ણથી જ થાય છે. અથવા ભક્તજનોને પોતાના હૃદયમાં બિરાજતા શ્રીકૃષ્ણ પરમાત્મા પાસેથી સર્વ મનોરથ પૂર્ણ થઈ શકે છે, તેથી વેદમાં કહેલા બ્રહ્મવાદ વડે શ્રીકૃષ્ણ પરમાત્મામાં બુદ્ધિ સારી રીતે રાખો. જેમ કાણાંવાળી ચારણીથી આકાશમાં નાનાં છિદ્રો જેવું માલૂમ પડે છે, તેમ જીવો બ્રહ્મના અંશરૂપ હોવાથી બ્રહ્મરૂપ જીવાત્મામાં અવિદ્યા (ચેતના–બુદ્ધિ) ની ઉપાધિથી ક્ષુદ્રત્વ; દુઃખીપણું વિગેરે અયોગ્ય ધર્મો દેખાય છે. માટે અવિદ્યાનો નાશ કરવા શ્રીકૃષ્ણમાં બુદ્ધિ રાખો. ૧૧–૧૨

**બ્રહ્માદિક દેવોથી કોની કામના પૂર્ણ થાય છે?**

**વિવેચન**—આપણે પહેલાં વાંચી ગયા કે બ્રહ્માદિક ગુણાધીન દેવતાઓ પરબ્રહ્મના અંશ છે. અને તેમની આજ્ઞા પ્રમાણે જ વર્તે છે. જે પ્રાણી આ ત્રણ ગુણને અધીન થઇને બ્રહ્માદિ દેવોની ઉપાસના કરે છે, તો તે તેમની કામનાઓ પૂર્ણ કરે છે. આ ગુણાધીન દેવતા કરતાં ગુણાતીત ભગવાનનો ભક્ત ઉત્તમ હોય છે, તેથી તેનો મનોરથ પણ ઉત્તમ હોવાથી આ બ્રહ્માદિક દેવતાથી પૂર્ણ થઇ શકતા

નથી. તે બ્રહ્માદિકદેવતાઓ આ જગત્ સંબંધી અલ્પફળવાળી કામનાઓ પૂર્ણ કરવા શકિતવાન્ છે તે પણ શ્રીકૃષ્ણની આજ્ઞાથી જ.

## પરબ્રહ્મ શ્રીકૃષ્ણથી જ ભક્તની કામનાઓની પૂર્તિ અને પૂર્ણાનંદનું દાન થાય છે. તો પછી ભક્તને અન્યાશ્રય કરવાની શી જરૂર ?

લોકમાં રહેનારા નિષ્કામ ભક્તજનોના નિયામક ( ઉપરી ) શ્રીકૃષ્ણ જ છે, અને જેમના અંતઃકરણમાં પરમાનન્દ થઇ રહ્યો છે, અને શ્રીકૃષ્ણમાં જ જેનું મન સ્થિર છે, અને દૃઢ વિશ્વાસવાળા કે મારા મનોરથ શ્રીકૃષ્ણ જ પૂર્ણ કરનાર છે એવા ભક્તના મનોરથો શ્રીકૃષ્ણ પૂર્ણ કરે છે એટલું જ નહિ પણ ભગવાન્ પણ તેને વશ થઇ રહે છે. "अहं भक्तपराधीनः" (હું ભક્તનેજ આધીન છું) ભા૦-૯-૪ આ અંબરીષના આખ્યાનમાં ભગવાન્ જ પોતે કહે છે. અને આઠ શ્લોકથી ભક્તવત્સલતા પોતે બતાવી છે. ગીતાજીમાં પણ ભગવાન્ કહે છે કે (અ. ૯–૨૨) હે અર્જુન ! જે અનન્ય ભક્ત છે, અર્થાત્ બીજા દેવથી ફળની ઇચ્છા ન રાખનારા અને મારૂંજ (શ્રીપુરુષોત્તમનું) ચિંતવન કરનાર અને ભક્તિમાર્ગ પ્રમાણે સેવા કરનાર, મારો સંબંધ રાખનારા એવા ભક્તોનો યોગક્ષેમ ( સેવામાં ઉપયોગી ધન, ધાન્ય, વસ્ત્ર, અલંકાર, વિગેરે સર્વ ) પૂર્ણ કરૂં છું. અને તેનું સંરક્ષણ પણ હું જ કરૂં છું. सर्व मद्भक्तियोगेन मद्भक्तो लभतेऽञ्जसा ॥ ભગવાનની ભક્તિ કલ્પદ્રુમ સમાન છે. ભક્તિથી ભક્ત સર્વ મેળવી શકે છે. મૃત્યુના પાશમાંથી બચે છે. વધારે શું ? ભગવાન્ ભક્તોના ધર્મ, અર્થ, કામ અને મોક્ષ રૂપી ચારે પુરૂષાર્થો પૂર્ણ કરવા માથે રાખે છે. ભક્તિમાર્ગની શ્રેષ્ઠતા એટલે સુધી વર્ણવે છે કે, ભગવાન્ દાનથી, તપથી, યોગથી, કે ત્યાગથી અને કોઇથી પણ પ્રસન્ન થતા નથી,

પણ કેવળ ભક્તિથી જ પ્રસન્ન થાય છે. પૂર્ણ ભાગ્યવાન્ ભક્તના હૃદયમાં સાક્ષાત્ પરમાત્મા બિરાજે છે. પોતે વશ થઈ રહેલા છે. ત્યાં તેની કામનાઓ પોતેજ વિચાર માત્રમાં જાણી પૂર્ણ કરે છે. ભક્તિ-રૂપી પાત્રમાં પરમાનન્દ વર્ષાવે છે. બ્રહ્મસૂત્રમાં પણ ભગવાનને અનન્ય (ભક્ત) ના અધિપતિ વર્ણવેલા છે. ગૃહ, ધન, દ્રવ્ય, દેહ, પ્રાણ, સ્ત્રી, આત્મા વિગેરે સર્વ પ્રભુને અર્પણ કરી પ્રભુની શરણાગતિમાં રહેલા અને પરબ્રહ્મ પ્રભુ જેનાં હૃદયસ્થાનમાં પ્રકટી રહ્યા છે, એવા ભક્તને શું અન્ય સગુણ દેવોનો આશ્રય કરવો યોગ્ય છે? શું તેમની પાસે પ્રાર્થના કરવી કંઇ જરૂરની છે? શું આ ભકતને કંઇ પણ કામનાની પૂર્તિમાં કે આનન્દની પ્રાપ્તિમાં કંઇ ન્યૂનતા રહે છે? કંઇ પણ નહિ. સર્વ પ્રભુ જ સેવોપયોગી ધન, દ્રવ્ય, સુખ, શરીર સંપત્તિ વગેરે સર્વ પૂર્ણ કરે છે, અને પૂર્ણાનન્દનું દાન કરતા સાક્ષાત્ લીલો-પયોગી સર્વ સંપત્તિ મળી જાય છે. વિચારો! પછી આ પુષ્ટિમાર્ગીય ભકતને અન્યાશ્રયની શી જરૂર છે?

આ સર્વ સિદ્ધાન્ત ઉપરથી સ્પષ્ટ થયું કે બ્રહ્માદિક દેવોની ઉપા-સના કરનારાઓને પણ ભગવાન્ તે દેવોદ્વારા ફળ અપાવે છે અને પુષ્ટ ભક્તની કામના તો ભગવાન્ જ પોતે પૂર્ણ કરે છે.* તો સઘ-ળાને ફળ આપનાર પોતે જ થયા તો પછી સાક્ષાત્ ભગવાનની જ ભક્તિ કરવી, અને તેમાં જ બુદ્ધિ પરોવવી એ જ ઉત્તમ છે. કારણ કે બધા પણ શ્રીકૃષ્ણને અધીન છે. માટે બ્રહ્મવાદથી શ્રીકૃષ્ણમાં જ મન પરોવવું જોઇએ.+ બ્રહ્મવાદનું ટુંકામાં સ્વરૂપ એવું છે કે

---

* જુઓ. ગીતાજી, અ. ૭ શ્લોક ૨૧–૨૨

+ બ્રહ્મવાદ કે બ્રહ્મનું સ્વરૂપ પુષ્ટિસુધાકરના પાન ૮ થી ૩૬ સુધી વિસ્તારથી પ્રતિપાદન કર્યું છે. વિશેષ જીજ્ઞાસુએ એમાં જોવું.

શ્રીકૃષ્ણ પરબ્રહ્મ પુરૂષોત્તમ છે, અક્ષર એ એમનું ધામ છે, આ સર્વ જગત્ પરબ્રહ્મના કટાક્ષથી અક્ષર બ્રહ્મમાંથી પ્રકટ થયું છે, જીવ બ્રહ્મનો અંશ છે. ભગવાન્ આ જગત્માં સત્ ચિત્ અને આનંદાંશથી ઓતપ્રોત થઇ રહેલા છે. પરમાનન્દ તો શ્રીકૃષ્ણથી જ મળે છે, માટે શ્રીકૃષ્ણમાં મન પરોવવું.

જીવનું સ્વરૂપ ટુંકામાં કહેવામાં આવે છે—જીવ બ્રહ્મનો અંશ છે. જીવ વાળના છેડાના સોમા ભાગના પણ સોમો ભાગ જેવડો અણું છે. અવિદ્યા તેને ઉત્પન્ન કરતી નથી, પણ તેને બાંધે છે. અગ્નિમાંથી તણખાની માફક જીવ બ્રહ્મમાંથી નીકળેલો છે. જીવ અનેક છે. ચિદંશ તેમાં મુખ્ય છે. આનંદાંશ ગુપ્ત છે. જીવ હૃદયમાં રહે છે. પરંતુ ઘરના એક ખુણામાં મુકેલા દીવાથી જેમ આખા ઘરમાં અજવાળું પડી રહે છે, તેમ આખા શરીરમાં તેનું ચૈતન્ય ફેલાઇ રહે છે. *શ્લોકમાં કહેલા મુજબ આકાશમાં ચારણી ધરી જોઇએ ત્યારે જેમ ચારણીથી ઝીણાં ઝીણાં છીદ્ર દેખાય છે, પરંતુ ચારણી લઇ લઇએ ત્યારે કંઇપણ છીદ્ર દેખાતાં નથી, તેમ જીવમાં અવિદ્યાની ઉપાધિથી જીવમાં ક્ષુદ્રત્વ, દુઃખીપણું, ભેદપણું, પરાધીનપણું વિગેરે માલૂમ પડે છે આ અવિદ્યા પંચ પર્વવાળી છે, પાંચ પર્વવાળી વિદ્યાથી અવિદ્યાનું ઉપમર્દન થાય ત્યારે જન્મમરણ વિગેરે જીવને દુઃખ રહેતું નથી. માટે શ્રીકૃષ્ણની સેવાથી વિદ્યા પ્રાપ્ત કરવી અને અવિદ્યાથી થએલા બંધનથી જીવને છોડાવવો, એ મનુષ્યાવતારનો મુખ્ય પુરૂષાર્થ છે. ૧૨

પહેલાંના શ્લોકમાં જીવનું સ્વરૂપ કહ્યું અને અવિદ્યા તેને બંધન કરે છે તથા એમ કહ્યું. હવે તેને કેવી રીતે મુકત કરવો એ કહે છે.

* જીવનું સ્વરૂપ ૩૬ થી ૬૦ પાન સુધા છે. "પુષ્ટિસુધાકર."માં જોવું

मूलम्–उपाधिनाशे विज्ञाने ब्रह्मात्मत्वावबोधने ॥
गंगातीरस्थितो यद्वद्देवतां तत्र पश्यति ॥ १३ ॥
तथा कृष्णं परं ब्रह्म स्वस्मिन् ज्ञानी प्रपश्यति

**અર્થ**—જેમ ગંગાજીના કાંઠા ઉપર બેઠેલો ગંગાજીનો ભક્ત પ્રવાહરૂપ ગંગાજીમાં આધિદૈવિક મૂર્તિરૂપી ગંગાજીનાં દર્શન ભક્તિથી જ કરે છે, તેવી જ રીતે ભક્તિથી અવિદ્યારૂપી ઉપાધિનો નાશ થયા પછી આખું જગત્ બ્રહ્માત્મરૂપે જાણવું. એ રૂપી જ્ઞાન થયા પછી જ્ઞાની પોતાને વિષે સાક્ષાત પરબ્રહ્મ શ્રીકૃષ્ણને પોતામાં સારી રીતે જુએ છે.

(**વિવેચન**—અવિદ્યારૂપી ઉપાધી જીવને લાગુ થઇ છે. તેથી જીવને ભગવાનનું દર્શન થઇ શકતું નથી. અવિદ્યાનાં પાંચ પર્વ છે. ૧ સ્વરૂપનું અજ્ઞાન. ૨ ઇન્દ્રિયાધ્યાસ. ૩ પ્રાણાધ્યાસ. ૪ અંતઃકરણાધ્યાસ. ૫ દેહાધ્યાસ. આ પાંચ પ્રકારની અવિદ્યાથી જીવને સંસારમાં આવવું પડે છે ( त० नि० ૩૨ ) આ ઉપાધિનો નાશ થાય છે, ત્યારે ભગવાનનાં દર્શન થાય છે. વળી જ્યારે ભગવાનની ઇચ્છા થાય છે કે અમુક જીવનો ઉદ્ધાર કરવો છે, ત્યારે તે જીવ પાસે સારાં કર્મ કરાવી ગુરુદ્વારા શરણાદિક અપાવી તેની અવિદ્યાનો નાશ કરે છે અને પછી અક્ષર જ્ઞાનની ઉત્પત્તિ કરાવે છે, ત્યારબાદ જેમ ગંગાજીમાં ગંગાજીના ભક્તને ગંગાજીનાં દર્શન થાય છે તેવી રીતે અક્ષરમાં પુરુષોત્તમનાં દર્શન થાય છે. ત્યારે કોઇ પ્રકારની અપેક્ષા રહેતી નથી. "भिद्यते हृदयग्रन्थिः छिद्यन्ते सर्वसंशयाः" સર્વે સંશયો છેદાઇ જાય છે.

હવે સંસારી ભક્તની વ્યવસ્થા લખે છે—

मूलम्–संसारी यस्तु भजते स दूरस्थो यथा तथा ॥ १४॥
अपेक्षितजलादीनामभावात्तत्र दुःखभाक् ॥

અર્થ—જે ભક્ત થઈ સંસારમાં આસક્ત હોય, અહંતા મમતાવાળો હોય, છતાં ગુરુના ઉપદેશથી ભગવાન્‌ને ભજે છે, તે જેમ ગંગાજીનો ભક્ત દૂર દેશમાં રહી ગંગાજીને ભજે, પંરતુ ગંગાજીના જળનો લાભ મળતો નથી, અને ગંગાજીનાં દર્શનનો પણ લાભ થતો નથી, અને જેમ ક્લેશી થાય છે, તેવી રીતે ભગવાનૂનાં દર્શન નહિ થવાથી દુઃખી થાય છે.

વિવેચન—અહંતામમતારૂપી સંસારમાંથી નિવૃત્ત થયા વગર ભગવાનનું ભજન કરનારને અવિદ્યારૂપી પડદો નડે છે, તેથી ભગવાનનું દર્શન નહિ થવાથી દર્શનમાં ક્લેશ થાય છે. દૂર દેશમાં રહી ગંગાજીનાં દર્શનની ઇચ્છાવાળાને ગંગાજીના જળપાન કે દર્શનનો લાભ મળી શકતો નથી. એ દષ્ટાન્તથી સ્પષ્ટ માલૂમ પડશે કે સંસારી ભકતને ભગવાનનાં દર્શન થતાં નથી. તેથી દુઃખી થાય છે. ૧૪

હવે પુષ્ટભક્તની વ્યવસ્થા કહે છે.

मूलम्–तस्माच्छ्रीकृष्णमार्गस्थो विमुक्तः सर्वलोकतः ॥१५॥
आत्मानन्दसमुद्रस्थं कृष्णमेव विचिन्तयेत् ॥

અર્થ—માટે શ્રીકૃષ્ણના માગમાં રહી સર્વ લોક (સંસાર) થી મુક્ત થઇ આત્માનન્દરૂપી સમુદ્રમાં વિહાર કરતા શ્રીકૃષ્ણનું ચિંતવન કરવું અને ભક્તિ કરવી.

**વિવેચન**—સંસારી ભકતને ભગવાન્‌નું દર્શન ન થવાથી છેવટે ક્લેશ થાય છે, એ વાત ગયા શ્લોકમાં આવી ગઇ. માટે સંસારમાંથી છૂટા થઇ, અહંતા મમતા દૂર કરી, શુદ્ધ પુષ્ટિમાર્ગીય ભકત થઇ પૂર્ણાનન્દ શ્રીકૃષ્ણને (સેવવા) ભજવા જોઇએ. સેવા ત્રણ પ્રકારની છે, તનુજા, વિત્તજા, અને માનસી. એ પહેલાં વાંચી ગયા તે પ્રમાણે માનસી સેવા સિદ્ધ થાય એમ યત્ન કરવો. વળી આપણને જે ભગવાનની લીલા ઉપર વિશેષ પ્રેમ હોય તે લીલાનું સ્વરૂપ પધરાવી વ્રજસુંદરીમાં વિનોદ કરતા શ્રીકૃષ્ણને ભજવા આથી જ ભગવાન્ પૂર્ણાનન્દનું દાન કરે છે. ॥ ૧૫ ॥

હવે કનિષ્ઠ અધિકારીનું વર્ણન કરે છે

**मूलम्–लोकार्थी चेद्भजेत्कृष्णं क्लिष्टो भवति सर्वथा ॥१६॥**
**क्लिष्टोपि चेद्भजेत्कृष्णं लोको नश्यति सर्वथा ॥**

**અર્થ**—લૌકિક કામનાની ઇચ્છાવાળા થઇ જો ભગવાનને ભજે તો નક્કી દુઃખી થાય છે, અને લોકથી વિરકત થઇ સંસારને છોડી અહંતામમતા વગરનો થઇ શ્રીકૃષ્ણને ભજે તો નકકી સર્વ રીતે લોક એટલે સંસાર નાશ પામે છે.

**વિવેચન**—આ શ્લોકમાં કનિષ્ટ અધિકારીનું વર્ણન કરે છે. જે લૌકિક પદાર્થની ઇચ્છા રાખી અથવા પુત્ર-કલત્રાદિની મતલબથી શ્રીકૃષ્ણની સેવા કરે તે લોકાર્થી કહેવાય છે, આ માણસને ભગવાનનો ભજનાનન્દ મળતો નથી. પરંતુ છેવટે ક્લેશવાળો થાય છે. દ્રવ્યની ઇચ્છાથી સેવા કરે તો તે પણ કનિષ્ટ અધિકારી છે, વળી દેવને ઉદ્દેશી દ્રવ્ય લે અને તેના ઉપર દેવદ્રવ્યની બુદ્ધિ ન રાખે અને પોતાના મોજશોખમાં વાપરે તે દેવલક કહેવાય છે, તે માણસ શાસ્ત્રમાં હલકો છે.

ભગવાન્ જ્યારે પ્રસન્ન થાય છે, ત્યારે ભક્તને લૌકિક સુખ કે જે સુખથી કેવળ અહંતામમતારૂપી સંસાર થાય એવું સુખ આપતા નથી, પરંતુ અલૌકિક આનંદ આપે છે. કે જેનાથી પૂર્ણ અક્ષર સુખ પ્રાપ્ત થાય છે. આ પ્રમાણે સંસારી ત્રણ પ્રકારના કનિષ્ટ ભક્તો કહ્યા. ૧ સંસારની નિવૃત્તિને ઇચ્છનાર. ૨ લોકાર્થી હોવાથી સેવામાં આગ્રહ. ૩ સેવા થાય તો શું? અને ન થાય તો શું? એવો આગ્રહ વગરનો. હવે સંસારમાં ક્લેશ પામેલો, કુટુંબીઓના અપમાનથી વિરક્ત થઇ ગએલો જો ભગવાનને ભજે છે તો તેને કોઇ પણ પ્રકારનું દુઃખ રહેતું નથી અને લોક એટલે સંસાર નાશ પામતાં ભગવદ્દર્શન થાય છે. પરંતુ સંસારિક કામનાઓથી ભગવાનને ભજે તો દુઃખી થાય છે.

હવે મધ્યમાધિકારી પુષ્ટિમાર્ગીય પણ મર્યાદામાર્ગીય ભક્તે શું કરવું એનો વિચાર કરે છે—

**मूलम्–ज्ञानाभावे पुष्टिमार्गी तिष्ठत्पूजोत्सवादिषु ॥ १७ ॥**
**मर्यादास्थस्तु गङ्गायां श्रीभागवततत्परः ॥**

અર્થ—પુષ્ટિમાર્ગીય ભક્તને આત્મજ્ઞાન કે ભગવત્સ્વરૂપનું જ્ઞાન ન હોય તો શ્રીભાગવતમાં સાવધાન થઇ શાસ્ત્રમાં કહેલી ભગવાનની પૂજા જ્યાં થતી હોય અથવા જ્યાં ભગવાનના ઉત્સવો થતા હોય ત્યાં આગળ રહેવું. મર્યાદામાર્ગમાં રહેનારા ભક્તે જ્ઞાન ન હોય તો શ્રીભાગવતમાં તત્પર રહી શ્રીગંગાજીના પવિત્ર સ્થાનમાં જઇ રહેવું.

**વિવેચન**—પુષ્ટિમાર્ગીય મધ્યમાધિકારીને પૂજા સંગ્રહ કહ્યો છે તે ટુંકામાં અહિં બતાવાય છે. (સ્કંધ. ૧૧–૩૯) પવિત્ર સ્થાનમાં રહેવું, ભગવાનમાં ચિત્ત પરોવવું, પરમભક્તનાં આચરણનો આશ્રય કરવો, ભગવત્કીર્તન, ભગવાન્ સર્વમાં બિરાજે છે એવું જ્ઞાન, સર્વમાં સમાન દૃષ્ટિ, ક્રોધ, સ્પર્ધા, ઇર્ષ્યા, તિરસ્કાર વિગેરેનો ત્યાગ, અને પારકા તિરસ્કારનું સહન, આ વિશ્વમાં બ્રહ્મભાવ, સર્વ કર્મ ભગવાન્‌માં અર્પણ, અહંતા મમતાનો ત્યાગ, અભિમાનનો ત્યાગ, સેવામાં પૂર્ણ આગ્રહ, આ પ્રમાણે ભગવદ્ધર્મ પાળવા; જેથી કોઇ પ્રકારે પ્રતિબંધ વગર મધ્યમાધિકારી ઉત્તમ અધિકારી બની જાય છે. મર્યાદામાર્ગીયે તો ગંગાજીના સ્થાનમાં રહી શ્રીભાગવતમાં તત્પર થવું જોઇએ. અને પવિત્ર થઇ અન્તઃકરણની શુદ્ધિ કરવી. અને પરિક્ષિતને જ્યાં સિદ્ધિ થઇ ત્યાં આગળ રહેવું એવો એનો નિયમ છે. ૧૭

પૂર્વશ્લોકમાં મર્યાદામાર્ગી ભક્તને રહેવાનું સ્થાન બતાવ્યું, અને આ શ્લોક પુષ્ટિમાર્ગીય ભક્તને રહેવાનું સ્થાન બતાવે છે.

**मूलम्—अनुग्रहः पुष्टिमार्गे नियामक इति स्थितिः ॥१८॥**

**અર્થ**—પુષ્ટિમાર્ગમાં ભગવાન્‌નો અનુગ્રહ જ નિયમ કરનાર છે, તેથી જ્યાં આગળ ભગવાન્‌ની ઇચ્છા થાય ત્યાં આગળ રહેવું અમુક જ સ્થાનમાં રહેવું એવો નિયમ નથી.

**વિવેચન**—પુષ્ટિમાર્ગીય ભક્તે ક્યાં રહેવું? એના ખુલાસા સારૂ આ ઉત્તરાર્ધમાં કહ્યું છે કે—ભગવાન્ જે સ્થલમાં અનુગ્રહ કરી રાખે તે સ્થલમાં રહેવું. પુષ્ટિમાર્ગમાં ભગવાન્‌ના અનુગ્રહ જ ઉપર

સર્વ આધાર છે. પુષ્ટિ એટલે પોષણ, એને "पोषणं तदनुग्रहः," પોષણ એટલે ભગવાનનો અનુગ્રહ, આ અનુગ્રહ એ ભગવાનનો એક ધર્મ છે, અનુગ્રહ બે પ્રકારનો છે, એક સાધારણ અને બીજો વિશેષ. સાધારણ અનુગ્રહથી લૌકિક અથવા ભગવત્ સંબંધિ જે પદાર્થોની ઇચ્છા હોય તે પૂર્ણ થાય છે. જેમકે ઇન્દ્ર વિગેરે ઉપર તેવા સાધારણ અનુગ્રહથી ફલ સિદ્ધ થયું હતું. અર્થાત્ ભગવત્સ્વરૂપ શિવાય ઇતરપદાર્થની પૂર્તિ જે અનુગ્રહથી થાય તે સામાન્ય અનુગ્રહ, અને કેવળ ભગવત્સ્વરૂપની જ ઇચ્છાવાળાને પ્રમેય બળથી જે સ્વીકાર કરે તે વિશેષ અનુગ્રહ. આ અનુગ્રહ પુષ્ટિભકિતથી જ થાય છે, મર્યાદા માર્ગીયને મોક્ષની ઇચ્છા રહે છે તેથી તે પુષ્ટિ ન કહેવાય. કારણકે વૃત્રાસુરે "હું મોક્ષ પણ ચાહતો નથી, હું તો હે ભગવાન્? આપની સેવા જ ચાહું છું." માટે મોક્ષ કરતાં પણ પુષ્ટિ ભક્તિ અધિક છે. મોટામાં મોટા બ્રહ્મા, વિષ્ણુ, શિવ, લક્ષ્મીજી વિગેરેએ જે અનુગ્રહને ન મેળવી શકયા તે યશોદાના હાથે બંધાઇ ભગવાને પોતે ભક્તવત્સલતા બતાવી અનુગ્રહ કર્યો હતો, એમ ન હોય તો સર્વત્ર વ્યાપક એવા ભગવાનનું દોરડા (દામ) માં બંધન શીરીતે સંભવે? નહિ જ, માટે તે અનુગ્રહ નહિ તો બીજું શું?

પુષ્ટિમિશ્ર મર્યાદા ભક્તને શું ફળ? અને જ્ઞાનમાર્ગ કરતાં ભક્તિમાર્ગ ઉત્તમ છે. એ આ નીચેના શ્લોકથી કહે છે,—

**मूलम्—उभयोस्तु क्रमेणैव पूर्वोक्तैव फलिष्यति ॥**
**ज्ञानाधिको भक्तिमार्ग एवं तस्मान्निरूपितः ॥ १९ ॥**

અર્થ:—મર્યાદામાર્ગના જ્ઞાની અને ભક્ત આ બન્ને ઉપર ભગવાન્ જો અનુગ્રહ કરે તો પુષ્ટિમાર્ગમાં તેમનો સ્વીકાર થાય છે અને પૂર્વોક્ત (માનસીસેવા) પણ પ્રાપ્ત થાય છે. મર્યાદામાર્ગમાં જ સ્થિતિ કરાવે તો મુક્તિ જ મળે છે, ભજનામૃત મળતું નથી. તેથી જ જ્ઞાનમાર્ગ કરતાં ભક્તિમાર્ગ અધિક છે, ઉત્તમ છે, માટે આ ગ્રન્થમાં ભક્તિમાર્ગનું નિરુપણ કર્યું છે.

વિવેચન—એક મર્યાદામાર્ગીય જ્ઞાની અને ભક્ત આ બન્ને ઉપર ભગવાન્ અનુગ્રહ કરે તો તેમાં મર્યાદાનો અંશ દૂર કરી તેમનો પુષ્ટિમાર્ગમાં પ્રવેશ કરાવે છે અને માનસીસેવા સિદ્ધ કરાવે છે. વળી પુષ્ટિમિશ્ર મર્યાદાભક્ત હોય તો તેને માનસી સેવા સિદ્ધ થઇ જાય છે. પરંતુ કેવળ મર્યાદામાં સ્થિતિવાળાને મુક્તિ મળે છે. પુષ્ટિ (અનુગ્રહ-ભક્તિ) આપતા નથી.

## જ્ઞાની કરતાં ભક્ત ઉત્તમ શાથી ?

જ્ઞાનીને અક્ષરબ્રહ્મમાં જ પૂર્ણતા હોય છે, ભક્ત તે અક્ષરને ભગવાન્‌નું ધામ જાણે છે, ગીતાજીમાં કહેવા પ્રમાણે તેમાં રહેલા પુરૂષોત્તમનાં દર્શન રૂપી વિશેષ લાભ થાય છે. જ્ઞાનીને જ્ઞાન પ્રાપ્ત કરતાં અને અક્ષરબ્રહ્મની ઉપાસનામાં મોટા ક્લેશ પડે છે, જ્ઞાનીને મળતી અક્ષરપ્રાપ્તિ સાક્ષાત્ રસાનન્દરૂપ નથી, પણ જેમ મીઠું જલમાં નાંખતાં ઓગળી એક થઇ જાય છે, તેમ અક્ષરમાં જ્ઞાનીનો લય થાય છે. ભક્તને અક્ષર કરતાં ઉત્તમ પૂર્ણાનન્દ પરબ્રહ્મનો લાભ થાય છે; લીલાસ્વાદ મળે છે; કારણકે શ્રીકૃષ્ણ રસિકભક્ત સાથે લીલા

કરવા અક્ષરબ્રહ્મનો કલેશ દૂર કરી અલૌકિક દેહવાળા જીવનો સ્વતઃ અંગીકાર કરે છે, અને રસાત્મક આનંદ દાન કરે છે. શ્રીકૃષ્ણ પૂર્ણાનન્દ છે, એના આનન્દની ગણત્રી નથી. અક્ષરબ્રહ્મના આનન્દની ગણત્રી હોવાથી પૂર્ણાનન્દ નથી. અક્ષર પ્રકટ નથી, શ્રીકૃષ્ણ પ્રકટ છે. શ્રીકૃષ્ણ ભક્તમાત્રથી મેળવી શકાય છે, અક્ષર કૂટસ્થ છે, શ્રીકૃષ્ણ વિહાર કરે છે, અક્ષર ચલ નથી તેમ વિહાર કરવા શક્તિમાન્ નથી શ્રીકૃષ્ણ આધિદૈવિક છે, અક્ષરબ્રહ્મ આધ્યાત્મિક છે. માટે જ ગીતાજીમાં ભગવાન્ કહે છે કે ( અ. ૧૨ શ્લો. ૬. ૭ ) જે ભક્ત મને સર્વ સોંપીને મારે અધીન થઇ મારી સેવા કરે તો તેનો સંસારમાંથી ઉદ્ધાર કરૂં છું, કારણ તેઓનું ચિત્ત મારામાં જ હોય છે. આ પ્રમાણે જ્ઞાનમાર્ગના જ્ઞાની કરતાં ભક્તિમાર્ગનો ભક્ત ઉત્તમ છે, એમ વેદાન્તશાસ્ત્રનો નિર્ણય છે. અને ગંગાજીના દૃષ્ટાન્તથી પણ સિદ્ધ જ છે કે આધ્યાત્મિક અક્ષરબ્રહ્મ કરતાં આધિદૈવિક પરબ્રહ્મ શ્રીકૃષ્ણ પૂર્ણાનન્દ રસાત્મક છે, ઉત્તમ છે.

## ભકિત ના હોય તો શી દશા થાય ?

मूलम्—भक्त्यभावे तु तीरस्थो यथादुष्टैः स्वकर्मभिः ॥
अन्यथा भावमापन्नस्तस्मात्स्थानाच्च नश्यति ॥२०॥

અર્થઃ—જેમ ગંગાજીના કાંઠા ઉપર રહેલો ગંગાજીનો ભક્ત ભકિત ( સ્નેહ ) વગરનો હોય તો પોતાના દુષ્ટ કર્મથી ભક્ત છતાં પતિત થાય છે, તેમ ભગવાનની સમક્ષ રહેતો હોય છતાં જો તેને ભકિત ( સ્નેહ ) ન પ્રકટે તો તે પોતાના દુષ્ટ કર્મથી પતિત થાય છે, નાશ પામે છે.

**વિવેચન, દૃષ્ટાન્ત**—ગંગાજીના કાંઠા ઉપર રહેલો ભક્ત ગંગાજીને પહેલાં તીર્થરૂપે જાણે છે, પરંતુ ભક્તિ સ્નેહ ન થાય ત્યારે તેને પાપાચરણ થાય છે, પૂજ્યબુદ્ધિ નષ્ટ થાય છે. અને ઉત્તમ ફળ ન મળતાં પતિત થાય છે

**સિદ્ધાન્ત**—તેમજ અહિઆં પણ ભગવાનની નજીક રહેતો હોય છતાં સેવા વિગેરેમાં પ્રીતિ ન રાખે અને બિલકુલ સ્નેહ ન થતાં સાધારણત્વ બુદ્ધિ થાય એટલે પાપાચરણ કરવાની બુદ્ધિ થાય છે, છેવટે કૃપાલુ ભક્ત ઉપર ઇર્ષ્યા દ્વેષ વિગેરે વૃદ્ધિ પામતાં પતિત થાય છે, નાશ પામે છે માટે જ—

**माहात्म्यज्ञानपुर्वस्तु सुदृढः सर्वतोधिकः॥ स्नेहो भक्तिरितिप्रोक्तस्तया मुक्तिर्न चान्यथा॥** ભગવાનની મોટાઇ જાણી દૃઢ અધિક સ્નેહ થાય તે જ ભક્તિ કહેવાય અને તેનાથી જ મુક્તિ થાય છે. ॥ ૨૦ ॥

**मूलम्—एवं स्वशास्त्रसर्वस्वं मया गुप्तं निरूपितम्**

**एत द्बुद्ध्वा विमुच्येत पुरुषः सर्वसंशयात् ॥ २१ ॥**

**અર્થ**—આ પ્રકારે ભક્તિમાર્ગીય-શાસ્ત્રીય સર્વ સિદ્ધાન્તો જો કે ગુપ્ત હતા છતાં ( અધિકારી સારૂં ) નિરૂપણ કર્યો છે, તે આ પ્રમાણે જાણી સમજી મનુષ્ય સર્વ સંશયમાંથી છુટે છે.

**વિવેચન**—ભક્તિ શિવાય અન્ય કર્તવ્ય શાસ્ત્રમાં નિરૂપણ નથી. માટે આ ગ્રન્થમાં કહેલા નિયમોને સમજી આચરણમાં મુકી પ્રભુના લીલા સ્વાદને મેળવવો, એ જ મુખ્ય કર્તવ્ય છે.

**इति श्रीमदाचार्यप्रणीता श्रीसिद्धान्तमुक्तावली समाप्ता.**



# ॥ श्रीभक्तिवर्धिनी ॥



શ્રીમદાચાર્યજી પુષ્ટિમાર્ગીય જીવોની ભક્તિ કેવી રીતે વૃદ્ધિ પામે તેનો પ્રકાર જણાવવાની પ્રતિજ્ઞા નીચેના શ્લોકથી કરે છે.

मूलम्—यथा भक्तिः प्रवृद्धा स्यात्तथोपायो निरूप्यते ॥
बीजभावे दृढे तु स्यात् त्यागाच्छ्रवणकीर्तनात् ॥१॥

અર્થઃ—પુષ્ટિમાર્ગીય ભક્તોની ભક્તિ જે ઉપાય કરવાથી વૃદ્ધિ પામે તે ઉપાય આ ગ્રન્થમાં બતાવવામાં આવે છે. (હવે ઉપાય દર્શાવે છે કે) બ્રહ્મસંબંધ મંત્રનો ઉપદેશ ગ્રહણ કર્યા પછી ભગવાન્ જીવનો અંગીકાર કરે, એ રૂપી બીજ ભાવ દૃઢ થયા પછી અર્થાત્ સંપૂર્ણ રીતે પુષ્ટિમાર્ગમાં ભગવત્પરાયણ થાય ત્યાર પછી બીજાં સાધનો કરવાની અપેક્ષા મટાડીને સ્વમાર્ગીય સાધનો કે ભગવદ્ધર્મનું શ્રવણ અને ભગવદ્ગુણોના કીર્તનથી પુષ્ટિમાર્ગીય ભક્તિની વૃદ્ધિ થાય છે.

વિવેચન—આ ગ્રંથના આરંભમાં શ્રીમદાચાર્યજી દર્શાવે છે કે સર્વથા વિલક્ષણ પુષ્ટિમાર્ગીય ભક્તિ જે સાધનો કરવાથી વૃદ્ધિ પામે છે તે સાધનોનું નિરૂપણ આ ગ્રંથમાં દર્શાવાય છે.

જો કે ભક્તિના ઉત્પત્તિના પ્રકારો પુરાણ વિગેરે ગ્રન્થોમાં દર્શાવ્યા છે અને ભક્તિ પ્રાપ્ત થયા પછી સાધન કર્યા સિવાય પણ વૃદ્ધિ

પામે છે, તો પછી આ ગ્રંથ રચવાનું શું કારણ? એવી શંકા ઉત્પન્ન થાય પરંતુ, ભાગવતના એકાદશ સ્કંધ, વિગેરે ગ્રંથોમાં દર્શાવેલા સાધનોથી જે ભકિત ઉત્પન્ન થાય છે, તેને મર્યાદાભકિત કહેવામાં આવે છે. પુષ્ટિમાર્ગીય ભકિતમાં તેની ગણત્રી થતી નથી, કારણ કે તે ભકિતનાં સાધનો શાસ્ત્રમાં કહેલી મર્યાદા પ્રમાણે જ કરવાં પડે છે. માટે શ્રીમદાચાર્યશ્રીએ પુષ્ટિમાર્ગીય ભક્તિની વૃદ્ધિના ઉપાયો દર્શાવવા પ્રતિજ્ઞા કરી છે. શુદ્ધ પુષ્ટિમાર્ગીય ભકતોને કામના સિવાય પ્રભુમાં દૃઢ પ્રેમ થાય અને લૈકિક કે વૈદિક આવરણો કાંઇ પ્રતિબંધ ન કરે, તેવી પુષ્ટિમાર્ગીય ભકિત જીવોને પ્રાપ્ત થાય તે ભકિતની વૃદ્ધિ કરવાને સ્વમાર્ગના સાધનો બતાવવાની ખાસ જરૂર છે કે સાધનથી શુદ્ધ-પુષ્ટિમાર્ગીય સેવાની પ્રાપ્તિ તુરત પ્રાપ્ત થાય. આ પુષ્ટિમાર્ગીય સાધનો, ભકિતનું સ્વરૂપ અને ભકિતનું ફળ વિલક્ષણ છે. એવું સમજવામાં આવે તેવી રીતે આ પુષ્ટિમાર્ગીય સાધનોનું નિરુપણ કરવામાં આવે છે.

હવે શ્રીપુરુષોત્તમજી મહારાજ ટીકામાં ભકિતનું લક્ષણ અને સ્વરૂપ દર્શાવતાં લખે છે, કે ભગવાન્ કહે છે "કે આ જગતમાં મને વધેલી ભકિત સિવાય કોઇ પણ દાન, તપ, યોગ, સાંખ્ય વિગેરે સાધનો મારી પ્રાપ્તિ કરાવી શકતાં નથી." માટે શ્રીમદાચાર્યશ્રી ભકિતની વૃદ્ધિ થાય એવા ઉપાયો દર્શાવે છે. વળી આ ભકિતનું સ્વરુપ દર્શાવે છે કે પ્રભુની મોટાઇ જાણ્યા પછી તેમાં મજબુત અને સર્વ કરતાં વધારે સ્નેહ થાય છે. તેભકિત કહેવાય છે. અને તેજ ભકિતથી મુકિત થાય છે. આજ ભકિત આ ગ્રંથમાં કહેવામાં આવી છે.

હવે ઉત્તરાર્ધમાં સાધનનું નિરૂપણ દર્શાવતાં કહે છે કે —

સાધનો લગાડતાં પહેલાં પુષ્ટિમાર્ગીય ભકતે બીજા ભાવને દૃઢ

કરવો જોઇએ. આ બીજ ભાવનું સ્વરૂપ શ્રીગોકુળનાથજી મહારાજ એવું દર્શાવે છે કે—શુદ્ધપુષ્ટિમાર્ગીય શ્રીઆચાર્યશ્રીના અનુગ્રહ પૂર્વક સ્વમાર્ગની પદ્ધતિ પ્રમાણે સર્વ ભગવાનને આત્મનિવેદન કરીને અર્થાત્ બ્રહ્મસંબંધ મંત્રનો ઉપદેશ ગ્રહણુ કર્યા પછી જ્યારે આત્મનિવેદનનું વારંવાર સ્મરણુ થયા પછી સર્વ વસ્તુપર ભગવાનનો પૂર્ણ હક્ક છે. એવું ભકત જાણે ત્યારે ભગવાન્ તે જીવનો અંગીકાર કરે છે. * એ બીજ ભાવ દૃઢ થવાનું લક્ષણુ છે. આ બીજ ભાવ દૃઢ થયા પછી ભકત નિરંતર ભગવાન્‌માં પરાયણુ થઇને પુષ્ટિમાર્ગમાં સ્થિતિ કરીને જ રહે છે.

આ બીજભાવ દૃઢ થયા પછી સ્વમાર્ગનાં સાધનોમાં જ તત્પર રહી અને त्यागात् એટલે સ્વમાર્ગીય સાધન સિવાયનાં બીજાં સાધનોનો ત્યાગ કરી, તેમજ સ્વમાર્ગીય ભગવદ્ધર્મના શ્રવણુથી તથા ભગવદ્‌ગુણોના કીર્તનથી સ્વમાર્ગીય ભકિતની વૃદ્ધિ થાય છે. આ શ્રવણુ સ્વમાર્ગીય ગ્રંથોમાં જેવું ભગવદ્ધર્મનું નિરૂપણુ કરેલું હોય તેવુંજ હોવું જોઇએ અને એ ધર્મનું શ્રવણુ કર્યા પછી તે ધર્મોનું સ્વરૂપ બરાબર સમજી તે પ્રમાણે બીજાને ધર્મો કહી સંભળાવવા, તેનું નામ કીર્તન છે. આ સાધન રૂપ શ્રવણુ અને કીર્તન કરવામાં આવે તોજ ભકિતની વૃદ્ધિ થાય છે. શ્રીપુરૂષોત્તમજી મહારાજ કહે છે કે ભગવાનના સ્વરૂપ, ગુણુ, અને લીલાની ભાવના સાથે કીર્તન કરવાથી ભકિત વૃદ્ધિ પામે છે. અર્થાત સ્વરૂપ, ગુણુ, તથા લીલાનું જે શ્રવણુ કર્યું હોય તેની ભાવના કરતાં કીર્તન કરવું. ૧.

શ્રીગોકુલનાથજી મહારાજ આગળ ચાલતાં કહે છે કે–પહેલાં

---

* આનું વિવેચન નિરોધલક્ષણુ નામના ગ્રંથમાં કરેલું છે. ત્યાં આગળ જોઇ લેવું.

ભક્તિના બીજની દૃઢતાનો પ્રકાર કહ્યો તોપણ કોઇ વખતે બીજાના કુસંગને લીધે વિઘ્નો આવવાનો સંભવ રહે છે, માટે બીજાના દુઃસંગોનો નાશ કરીને ભક્તિના બીજની દૃઢતા શી રીતે થાય તે માટે ભગવાનના ભજન રૂપી બીજો પ્રકાર શ્રીઆચાર્યજી કહે છે.

**મૂલમ્—बीजदार्ढ्यप्रकारस्तु गृहे स्थित्वा स्वधर्मतः ।**
**अव्यावृत्तो भजेत् कृष्णं पूजयाश्रवणादिभिः ॥ २ ॥**

**અર્થ**—ઘરમાં રહીને પણ સ્વધર્મથી પોતાનું વતન ચલાવીને ભક્તિના બીજની દૃઢતા કરવાનો ઉપાય નીચે પ્રમાણે કરવો. પોતાના સ્વમાર્ગના ભગવદ્ધર્મથી નિવૃત્ત થયા વગર ભગવાનની પૂજા વડે શ્રવણ કીર્તન વિગેરેથી શ્રીકૃષ્ણ ભગવાનને સેવવા જોઇએ.

**વિવેચન**—આ શ્લોકમાં ઘરમાં રહીને પુષ્ટિમાર્ગીય ભક્તે ધર્મો પાળવા, એમ કહ્યું છે, તેનું કારણ એજ કે ભગવત્સેવા, ભજન વિગેરે કરવાનું મુખ્ય કર્મ ઘરમાં રહેવા સિવાય બની શકતું નથી, તેથી ઘરમાં રહીને ભજન કરવું. સ્વધર્મથી પોતાનું વર્તન ચલાવવું. એમાં સ્વધર્મથી વર્ણાશ્રમના ધર્મો ન સમજવા, પરંતુ ભક્તિ માર્ગના ધર્મોથી જ વર્તન કરવું કેમકે વર્ણાશ્રમના ધર્મો તો જાતિ પ્રમાણે વળગેલાજ છે શ્રીમદાચાર્યજી પણ કહે છે કે શક્તિ પ્રમાણે જરૂર વર્ણાશ્રમના ધર્મો પાળવા, પરન્તુ વર્ણાશ્રમના ધર્મોથી ભગદ્ધર્મોને બાધ ન થવો જોઈએ. તેથી આ ઠેકાણે ભક્તિમાર્ગીય ધર્મો સમજવા, અત્ર સ્વધર્મ એવો શબ્દ છે, સ્વ એટલે આત્મા સંબંધી (વર્ણાશ્રમ (સિવાયના) પુષ્ટિમાર્ગીય ધર્મો એવો અર્થ થાય છે. હવે ગૃહસ્થાશ્રમમાં રહ્યા સિવાય સેવો ઉપયોગી પદાર્થોની પ્રાપ્તિ થતી નથી, માટે

ગૃહસ્થાશ્રમમાં રહીને શ્રીમદ્ વલ્લભ પ્રભુએ જે વેદ વિગેરે શાસ્ત્રોના શેખરરૂપ પુષ્ટિમાર્ગીય પ્રેમરૂપ સેવાનો પ્રકાર બાંધ્યો છે, તે પ્રમાણે સવારે મંગળાથી આરંભી રાજભોગ પર્યંત અને ઉત્થાપનથી શયન સુધી દીનતા પૂર્વક શ્રીકૃષ્ણ પરમાત્માની પ્રેમપૂર્વક ઋતુ પ્રમાણે સેવા કરવી આ સેવામાં ભગવાન્ના સ્વરૂપને સાક્ષાત્ શ્રીકૃષ્ણ માનવા. સમાગમ માટે વિરહ કરવો, હું સેવક છુ. એવી શરણની ભાવના રાખવી. આ પ્રકારે વસ્ત્ર, આભરણ, કીર્તન, નમન, ચંદન વિગેરેથી પ્રભુની સેવા કરવાથી નવ પ્રકારની श्रवण, कीर्तन, स्मरण, पादसेवन, अर्चन, वन्दन, दास्य, सख्य અને आत्मनिवेदन. આ નવ પ્રકારની ભક્તિ પણ આવી જાય છે. આ પ્રકારે સેવા કર્યા પછી બચતા વખતમાં બીજાનો દુઃસંગ થાય નહિ તેટલા સારૂ શ્રવણ વિગેરે નવ પ્રકારની સેવા કરવી. એમ આજ્ઞા કરી છે. સારાંશ કે-ઉપર બતાવ્યા પ્રમાણે સેવા કરવાથી, અને શ્રવણ વિગેરેથી નવ પ્રકારની ભક્તિ કરવાથી ( ભગવાન્માં અત્યંત પ્રેમરૂપી ) પુષ્ટિમાર્ગીય બીજ દૃઢ થાય છે. એવું સૂચવ્યું. ૨

मूलम्—व्यावृत्तोऽपि हरौ चित्त श्रवणादौ यतेत् सदा ॥
तनः प्रेम तथासक्तिर्व्यसनं च यदा भवेत् ॥ ३ ॥
बीजं तदुच्यते शास्त्रे दृढं यन्नापि नश्यति ॥

અર્થ—( સેવામાં મદદગાર સ્ત્રી વિગેરે સાધનો ન મળી આવ્યાં હોય અને બીજા શ્લોકમાં બતાવ્યા મુજબ સેવા કરવામાં અસક્ત (નવડે તો ) અને તેથી જુદા પ્રકારના વ્યવસાય ( કાર્ય પ્રવૃત્તિ ) માં રોકાઈ જવાય ખરૂં, પરંતુ

તેમાંથી એકદમ છુટા થઇને શ્રીહરિમાં જ ચિત્ત લગાડીને શ્રવણ વિગેરે નવ પ્રકારની ભકિત માટે જરૂર યત્ન કરવો. આ પ્રમાણે યત્ન કરતાં શ્રીકૃષ્ણ પ્રભુમાં પ્રેમ થાય છે, અર્થાત સ્નેહનો અંકુર થાય છે. આ સ્નેહ પછી આસકિત થાય છે (આ આસકિતથી ચિત્ત પ્રભુમાં લાગીને તેમાં જ તત્પર પરોવેલું રહે છે.) ત્યારે પ્રભુમાં ભકતને વ્યસન થાય છે. (આ વ્યસનથી ભકત પ્રભુ સિવાય ગોપિકાઓની માફક બીજે કંઇ રહી શકતો નથી.) આ પ્રમાણે વ્યસન થવાથી બીજ ભાવ દૃઢ થાય છે. કે જે દૃઢ બીજ કોઇ પણ પ્રકારે ખસતું નથી.

વિવેચન—શ્રીગોકુલનાથજી મહારાજ જણાવે છે કે સેવાનાં સાધનો વગર જે ભક્ત હોય તેણે પ્રભુકથાશ્રવણ વિગેરમાં યત્ન કરવો. આ પ્રમાણે શ્રવણાદિક સાધનો કર્યાથી પ્રભુમાં પ્રેમ થાય છે. પ્રેમ પછી આસક્તિ અને આસક્તિ પછી વ્યસન થાય છે. અર્થાત્ જેમ ગોપિકાઓને ભગવાનનું વ્યસન લાગેલું હતું અને તેથી તેમને ભગવાન્ સિવાય એક ક્ષણ પણ રહી શકાતું નહતું. તેની માફક જ્યારે પ્રભુમાં વ્યસન થાય છે. ત્યારે ભકતને પ્રભુ સિવાય બીજું કંઇ પણ રુચતું નથી. આ પ્રમાણે વ્યસન થવાથી બીજ ભાવ દૃઢ થાય છે અર્થાત્ પહેલા શ્લોકમાં બીજભાવનો અર્થ બતાવ્યા મુજબ આત્મનિવેદનથી પ્રભુએ જીવનો કરેલો અંગીકાર રૂપી બીજભાવ કદાપિ નાશ પામતો નથી. આ શ્લોકનો સારાંશ દર્શાવતાં શ્રીપુરૂષોત્તમજી મહારાજ લખે છે કે જે ભકતને સેવાનાં સાધનો નથી, તેમણે શ્રવણ વિગેરેમાં યત્ન કરી સંસારના આવેશથી દુષ્ટ થએલી ઇંદ્રિયો, સર્વે વસ્તુઓ, અને ચિત્ત, ભગવાનમાં જ જોડવાં. તેનાથી જ બીજ દૃઢ થશે. ૩

આ આવતા ચોથા અને પાંચમા શ્લોકમાં શ્રીગોકુલનાથજી જણાવે છે કે-ભગવાન્‌માં પ્રીતિ ઉત્પન્ન થવામાં ત્રણ કારણો આડાં આવે છે. ૧ ભગવાન્ સિવાયના પદાર્થોમાં સ્નેહ. ૨ ગૃહમાં આસક્તિ અને ૩ ભગવાન્ સિવાય એકક્ષણ પણ ગાળવી. આ ત્રણ પ્રકારના વિઘ્નોને નાશ કરવા સારૂ ત્રણ પ્રકારના ઉપાયો નીચેના શ્લોકથી જણાવે છે.

मूलम्—स्नेहाद्रागविनाशः स्यादासक्त्या स्याद् गृहारुचिः ॥
गृहस्थानां बाधकत्वमनात्मत्वं च भासते ।
यदा स्याद्व्यसनं कृष्णे कृतार्थः स्यात्तदैव हि ॥५॥

**અર્થ**—પ્રભુમાં સ્નેહનો અંકુર થાય છે, ત્યારે ભગવાન્ શિવાય ઇતર પદાર્થમાંથી સ્નેહ નાશ પામે છે અને ભગવાન્‌માં આસક્તિ થાય છે. અર્થાત્ પ્રભુમાં દૃઢ પ્રેમભાવ થાય છે; ત્યારે ઘરની અંદર રહેલી આસક્તિનો નાશ થાય છે. ભગવાન્‌માં આસક્તિ થવાથી ઘરની અંદર રહેલાં સ્ત્રી પુત્રાદિક જો પોતાના જેવા ભાવવાળા ના હોય તો આ મારા સરખાં ભાવવાળાં સ્ત્રી પુત્રાદિક નથી, માટે મારા ભગવદ્‌ભાવને બાધ કરનારાં છે, એવું ભક્તને સ્પષ્ટ માલૂમ પડે છે. અને અમુક ભગવદીય નથી અને અમુક ભગવદીય છે. એવું સ્પષ્ટ ભાન થાય છે (તેથી ભગવદીયોમાં તે ભક્તને ભગવાન્ પણું ભાસે છે.) અને આમ કરતાં પ્રભુમાં વ્યસન થાય છે ત્યારે તે કૃતાર્થ થઇ જાય છે.

**વિવેચન**—ઉપર કહ્યું કે પ્રભુનો સ્નેહ થવામાં ત્રણ પ્રકારનાં વિઘ્નો આડાં આવે છે. તે વિઘ્નોના નાશ કરવાના ઉપાયો દર્શાવતાં કહે

છે કે શ્રવણાદિક સાધનો કરી અને પ્રભુની સેવા કરીને પ્રભુમાં સ્નેહ ઉત્પન્ન કરવો. તેથી ભગવાન્ સિવાય ઇતર વસ્તુઓમાંથી પ્રેમ નાશ પામશે, અને પછી તે પ્રેમ દૃઢ થાય ત્યારે પ્રભુમાં આસક્તિ થાય છે આ આસક્તિથી ઘરની આસક્તિ નીચેના બે કારણોથી દૂર થાય છે.

૧—ઘરમાં રહેનારા સ્ત્રી પુત્રાદિક જો પોતાના સરખા ભાવ વાળા ન હોય તો તે મારા ભાવને નાશ કરશે એવું ભક્ત સમજે છે તેથી તેમનો સંબંધ ન રાખતાં તેમનાથી તટસ્થ રહે છે.

૨—ઉપર પ્રમાણે પોતાના સરખા ભગવદ્ ભાવ વગરનાં સ્ત્રી પુત્રાદિક હોય તો તેમના ઉપર પોતાપણાનું અભિમાન ભક્તોને રહેતું નથી. કેમકે તેનું ચિત્ત ભગવાન્‌માં જ હોવાથી ભગવાન્‌માં જ પોતાપણાનો ભાવ રાખે છે. અને ભગવાન્‌ના સંબંધ વાળા ભગવદીયોમાં જ પોતાપણાનો ભ વ રાખે છે તેથી જો સ્ત્રી પુત્રાદિ જે કોઇ ભગવદીય હોય અને પ્રભુમાં ઉત્કૃષ્ટ ભાવવાળા હોય તે જ તેમાં પોતાપણાનું ભાન રાખે છે.

૩—આ પ્રમાણેનું વર્તન કરતાં પ્રભુમાં અધિકાધિક પ્રેમ થાય ત્યારે ભક્તને વ્યસન થાય છે. ત્યારે ભગવાન્‌ના પ્રગટ દર્શન સિવાય તથા તેમના સંબંધ વગર આ ભક્ત જરા પણ રહી શકતો નથી. આ વ્યસન પ્રાપ્ત થતાં તે કૃતાર્થ થાય છે. અર્થાત્ પ્રભુસંબંધ રૂપી સર્વોત્કૃષ્ટ ભક્તને મળી જાય છે. ૫

આ નીચેના શ્લોકમાં શ્રીગોકુલનાથજી મહારાજ જણાવે છે. કે ઉપરના શ્લોકમાં કહેવા મુજબ જે ભક્તને પ્રભુવ્યસન પ્રાપ્ત થયું હોય તે ભક્તોની યોગ્યતા બતાવી તેમ ભાવ અને ફળ પણ બતાવ્યું હવે આ શ્લોકમાં તેવી વ્યસન વાળા ભક્તની વ્યવસ્થા બતાવે છે—

मूलम्—तादृशस्यापि सततं गृहस्थानं विनाशकम् ॥
त्यागं कृत्वा यतेद्यस्तु तदर्थार्थैकमानसः ॥६॥
लभते सुदृढां भक्तिं सर्वतोऽप्यधिकां पराम् ॥

અર્થ—જે માણસની અવસ્થા પ્રભુનું વ્યસન પ્રાપ્ત થવા સુધી આવી છે, તે માણસને ઘરની અંદર સ્થાન કરી હંમેશાં રહેવું એ નક્કિ તેને પ્રભુ સંબંધી ભાવનો નાશ કરનારૂં છે, માટે ઘરનો ત્યાગ કરીને ભગવાન્ માટે જ પોતાના મનને રાખનારા થઇને યત્ન કરે તો તે પરમ ભક્ત દૃઢ અને સર્વ કરતાં અધિક પરા ભક્તિને મેળવે છે.

વિવેચન—જે ભક્તને પ્રભુ સંબંધી વ્યસન લાગેલું છે, તે પરમભક્તને ઘરમાં જ રહેવાથી તેને પોતાના સરખા ભાવવાળા સંત્સંગનો લાભ મળી શકતો નથી, તેથી ઉત્પન્ન થએલા પ્રભુસબંધી ભાવ નાશ પામે છે. કેમકે ભગવદ્ભાવ વગરનાનો સંગ થવાથી તેનો થએલો ભાવ નાશ પામે છે. માટે ઘરમાંથી નીકળીને તે ભક્તે પ્રભુ ભાવનો યત્ન કરવો. નકામો વખત ગુમાવવો નહિ.

અને ભગવાનને માટે જ મનને ધારણ કરનારા થવું જોઇએ અને ભક્તિની વૃદ્ધિ માટે યત્ન કરવો. આ યત્ન કરવાથી સુદૃઢ એટલે અત્યંત દૃઢ સર્વથી પણ અધિક સર્વાત્મભાવ રૂપી ભક્તિ કે જે સાક્ષાત્ સ્વરૂપના અનુભવના ફળને આપનારી છે તેવી ભક્તિને મેળવે છે. આ ભક્તિ સાલોક્યાદિ ચાર પ્રકારની મુક્તિ કરતાં બહુ શ્રેષ્ઠ છે. આ જ પરાભક્તિ છે. આ પરાભક્તિ મેળવવા સારૂ શ્રીપુરુષોત્તમજી મહારાજના કહેવા મુજબ સ્ત્રીઓ અને સ્ત્રીઓના સંગથી અથવા તો સ્ત્રીઓનો સંગ કરનારાઓનો સંગ કરવાથી જેવો કલેશ અને બંધ

થાય છે, તેવો ક્લેશ અને બંધ બીજા પ્રસંગોથી થતો નથી, માટે ઘરનો ત્યાગ કરીને જ વ્યસન ભાવવાળા ભક્તે મનને પ્રભુ પરાયણ કરીને ભગવાન્‌માં મન સ્થિર થાય એવી પવિત્ર જગ્યા ઉપર જઈ પરમ ભગવદીયોના સંગમાં જ વખત ગાળવો જોઈએ. ૬

## ગૃહ ત્યાગ ક્યારે કરવો ?

હવે આગળ શ્રીગોકુલનાથજી મહારાજ કહે છે કે-ભક્તિમાર્ગનું અનુકરણ કરનાર કોઈ પણ ભક્ત ત્યાગનું સ્વરૂપ સમજ્યા સિવાય અને વ્યસન સુધીની પાત્રતાને પામ્યો ન હોય છતાં હું પણ ગૃહનો ત્યાગ કરીને ભક્તિની વૃદ્ધિ માટે યત્ન કરીશ એમ વગર વિચારે અને અધિકાર વગર ગૃહનો ત્યાગ કરે તો તેને બહુ જ દોષ પ્રાપ્ત થાય છે એવું આ સાતમા શ્લોકમાં પ્રતિપાદન કરે છે—

**मूलम्—त्यागे बाधक भूयस्त्वं दुःसंसर्गात्तथान्नतः ॥७॥**

**અર્થ**—ત્યાગનું સ્વરૂપ સમજ્યા વગર જો ગૃહત્યાગ કરવામાં આવે તો તેને દુષ્ટ માણસોનો સંબંધ થાય છે. (અને ગૃહનો ત્યાગ કરેલો હોવાથી) તેને અન્નને સારૂં અહિંતહીં રખડવું પડે છે અને તેથી અપ્રસાદી અન્ન ખાવાથી તેને અનેક પ્રકારના દોષો પ્રાપ્ત થાય છે.

**વિવેચન**—ઉપર કહી ગયા કે પ્રભુના વ્યસનપર્યંત્ જે ભક્તની સ્થિતિ રહેલી છે. તેથી ભક્તિનો નાશ ન થાય એવું બીજ દૃઢ થયું હોય. તેવા ભક્તેજ ગૃહનો ત્યાગ કરવાનો છે તેથી તેને બાધ થતો નથી. પરંતુ ઉપર કહેવા મુજબ વ્યસન સ્થિતિએ ના પહોંચેલો હોય અને ત્યાગનું સ્વરૂપ સમજ્યા સિવાયનો સાધારણ ભક્ત જો ઘરનો ત્યાગ કરે તો તેને ફળસિદ્ધિ થતી નથી. કારણ કે પ્રભુમાં આસક્તિ થાય છે ત્યારે

તે ભગવદ્‌ભાવ વગરનાઓને ઓળખી શકે છે, સાધારણ ભક્તની ભગવાનમાં આસક્તિ નહિ હોવાથી ભગવદીયોને ઓળખી શકતો નથી, તેથી તેને પોતાના સરખા સાધારણ ભક્ત અને કેટલાક દુષ્ટજનોનો સમાગમ થવાથી તેનો સાધારણ ભાવ પણ નાશપામે છે. સર્વત્ર પ્રસાદીજળ, અન્ન વિગેરે નહી મળી શકવાથી અપ્રસાદીનો ઉપયોગ કરે તેથી તેની બુદ્ધિનો નાશ થાય છે. અને બહિર્મુખ થાય છે. માટે જ્યારે પ્રભુમાં વ્યસન થાય છે ત્યારે આપો આપ ગૃહ છૂટી જાય છે.

મહારાજશ્રી કહે છે કે ઉપર પ્રમાણે જે અધિકાર વગરનાઓને ગૃહત્યાગ કરવાનો નિષેધ કર્યો તે ભકતે કેવી રીતે વર્તવું તે નીચેના શ્લોકમાં કહે છે.

मूलम—अतः स्थेयं हरिस्थाने तदीयै सह तत्परैः ॥
अदुरे विप्रकर्षे वा यथा चित्तं न दुष्यति ॥ ८ ॥

અર્થ—જે હીન અધિકારવાળા ભકતોને ઘરનો ત્યાગ કરવા વાસ્તે નિષેધ કરેલો છે. અર્થાત્ અધિકાર વગરના ભકતે ઘરનો ત્યાગ ન કરવો, એવું જે પહેલાં કહ્યું તે અનધિકારી ભકતે શ્રીભગવાન્‌માં પરાયણ એવા ભગવદીયો પાસે રહેવું કે જ્યાં સેવા વિગેરે પ્રકાર સારો ચાલે છે, તેવા ભગવત્‌સ્થાનમાં બહુ દૂર ન પડે અર્થાત્ કંઇક છેટે આપણા મનમાં બહુ પરિચયથી તેમના ઉપર દોષ દષ્ટિ ન આવે અને તેમના ચિત્તમાં આપણા ઉપર દોષ દષ્ટિ ન થાય, એવી રીતે ભગવદીયો પાસે રહેવું.

વિવેચન—ભક્તિવાળો પણ અધિકાર વગરનો જે ભકત હોય તેણે પ્રભુના ઉત્તમ સ્થાન શ્રીજી જેવામાં જઇને રહેવું. અને ત્યાં ભ-

ગવાન્‌માં તત્પર રહેનારા ભગવત્સેવા અને ભગવદ્‌ગુણ ગાનારા ભક્તો સાથે રહેવું. આ પ્રમાણે કરવાથી ભક્તિનો નાશ થતો નથી. વળી શ્લોકમાં થોડેક છેટે રહેવું, એવું કહ્યું છે તેનું કારણ એવું છે કે-ભગવદીયની અત્યંત પાસે જ હમેશાં જો રહે તો હિનાધિકારીના મગજમાં ભગવદીયોની મોટાઇ રહે નહિ માટે જરા દૂર વાસ કરી ઘણોખરો સમય તેમના સંગમાં જ ગાળવો. અને તેમાં મુખ્ય એ જાળવવું કે ભગવદીયો ઉપર આપણી દુષ્ટબુદ્ધિ થઇ ચિત્ત દુઃખ ન થાય અને ભગવદીયોનું આપણા ઉપર ચિત્ત દૂષિત થઈ દોષ દૃષ્ટિ ન થાય એ ખાસ ધ્યાનમાં રાખવું. કારણ કે તેમ થવાથી ભગવદ્‌ધર્મનો બોધ થતો અટકે છે. અને ભગવાન્‌થી બહિર્મુખ થવાય છે. માટે ભગવદીયોના સંગમાં નિર્દોષપણાથી રહેવાય એમ કરવું. આ ભગવદીયના સંગથી દુષ્ટ સંગથી બચાશે અને અન્નાદિકમાં પણ અપ્રસાદીનો દોષ આવશે નહિ, કારણ કે ભગવદીયોમાં પ્રસાદી વસ્તુનો ઉપયોગ થાય છે.

હવે આગળ કહે છે કે-શુદ્ધ પુષ્ટિમાર્ગીય ભક્ત જે સેવા અને કથામાં આસક્ત હોય તેને આ શુદ્ધ પુષ્ટિમાર્ગીય ફળની સિદ્ધિ થાય છે એમ શ્રીમદાચાર્યજી દર્શાવે છે.

मूलम्—सेवायां वा कथायां वा यस्यासक्तिर्दृढा भवेत् ॥
यावज्जीवं तस्य नाशो न क्वापीति मतिर्मम ॥९॥

અર્થ—શુદ્ધ પુષ્ટિમાર્ગીય સેવામાં અથવા તો ભગવત્‌કથામાં જે ભક્તની જીવન પર્યંત દૃઢ આસક્તિ રહેલી હોય, તો તે ભક્તની કોઇ ઠેકાણે ખરાબી થતી નથી. એવો મારો ખાસ અભિપ્રાય છે.

વિવેચન—શુદ્ધ પુષ્ટિમાર્ગીય અને શ્રીઆચાર્યજીએ પ્રગટ કરેલા

સેવાના પ્રકારથી સેવા કરવામાં અને સેવાના અનવસરમાં પુષ્ટિમાર્ગીય ભગવાનની લીલા દર્શક કથામાં જે ભક્તને સંપૂર્ણ આસક્તિ હોય અને ચિત્તની દૃઢતાપૂર્વક જેનો દૃઢ આગ્રહ પ્રભુમાં જીવન પર્યંત બંધાય તો તેની કોઇ દેશમાં કે કાલમાં ખરાબી એટલે અધમતા પ્રાપ્ત થતી નથી. સેવા અને કથા એવા બે શબ્દો શ્લોકમાં લખેલ હોવાથી બન્નેમાંથી ભગવદીચ્છાથી જેમાં આસક્તિ થાય તે આસક્તિ પરમ ફળને આપનારી છે. પરંતુ તે આસક્તિ જન્મ પર્યંતની હોવી જોઇએ. આમાં ફળની પ્રાપ્તિ તુરત થાય છે. એવો શ્રીમદાચાર્યજીએ પોતાનો મત દર્શાવ્યો છે."

આ નીચેના શ્લોકમાં જણાવે છે કે કોઇ સાધારણ અજાણ્યો ભક્ત સામા બીજા કોઇ ભક્તને સેવામાં અશક્ત અને કથામાં પ્રેમવાળો જોઇને પોતે પણ ફક્ત ઉત્સાહથી જ દેખા દેખી સેવા ત્યાગ કરી સ્મરણ કરવાનો ઉત્સાહ ધરાવી ગૃહત્યાગ કરે ને એકાન્ત વાસની ઇચ્છા રાખે તો તેમાં બાધ થાય છે. આ બાધનું સ્વરૂપ જણાવે છે.

मूलम्—बाधसंभावनायान्तु नैकान्ते वास इश्यते ॥
हरिस्तु सर्वतो रक्षां करिष्यति न संशयः ॥१०॥

અર્થ—કોઇ પણ સંસારિક કારણથી સેવામાં બાધ આવતો હોય (તેથી પોતાને સેવામાં અશક્ત માની ભગવાનના સ્મરણ સારૂ) એકાન્તમાં વાસ કરવાનો વિચાર કરે તો તે આ ભક્તને ઇષ્ટ નથી. (કારણ કે એકાન્ત વાસ ટીકામાં કહેવા મુજબ અયોગ્ય ગણ્યો છે) માટે સેવાનો ત્યાગ કર્યા સિવાય સેવામાં જ તત્પર રહેવું ) કેમકે ભગવાન્ ચો તરફથી રક્ષણ કરશે એમાં સંશય નથી.

વિવેચન—કોઇ માણુસ માનસિક ફિકરથી અથવા તો સાંસારિક ભોગમાં આસક્તિને લીધે સેવામાં બાધ આવતો જોઇને ઘરનો ત્યાગ કરીને એકાન્તમાં ભગવાનના નામ સ્મરણ કરવા સારૂ એકાન્ત રહેવા માગે, તો એ તેની એકાન્તની સ્થિતિ પસંદ કરવા લાયક નથી, કારણ કે સેવાનો ત્યાગ કરીને જે સ્મરણ વિગેરે કરવાનું છે, તેવી એકાન્ત સ્થિતિ કરવાની શ્રીમદાચાર્યજી મના કરે છે. માટે જે ભક્તને સેવામાં અડચણ આવતી હોય તો પણ માણુસે સેવાની દઢતા ન છોડવી, ગમે તેટલી અડચણો આવતી હોય તે સહન કરીને સેવામાં જ તત્પર રહે તો ભગવાન્ પોતાના ભક્તનો સેવામાં આગ્રહ જોઇને પોતાની શક્તિથી ભક્તની માનસિક ફિકર અને સંસારિક, વૈદિક વિગેરે સર્વ અડચણો દૂર કરીને સેવાનીજ સંપત્તિ પૂરી પાડે છે. માટે જરા પણ સંશય રાખ્યા શીવાય સેવામાંજ તત્પર રહીને ભગવત્સ્મરણ વિગેરે કરવાં. સેવાનો ત્યાગ સર્વથા કરવો નહિ. આમ કરતાં વ્યસન અવસ્થાથી આપોઆપ ગૃહસ્થાન થશે.

## હવે ઉપસંહાર કરે છે.

**મૂલમ્**—इत्येवं भगवच्छास्त्रं गूढतत्त्वं निरूपितम् ॥
य एतत्समधीयीत तस्यापि स्याद् दृढा रतिः ॥११॥

**અર્થ**—આ પ્રમાણે છાના તત્ત્વવાળું ભગવાન્‌માં ભક્તિ વધવાના ઉપાયવાળું શાસ્ત્ર નિરૂપણ કર્યું. આ શાસ્ત્રને જાણે છે; તેને પણ ભગવાન્‌માં દઢ પ્રીતિ થાય છે.

વિવેચન—આ શ્લોકમાં इति શબ્દ સમાપ્તિને સૂચવે છે, આ પ્રમાણે શ્રીપુરુષોત્તમની ભક્તિને વધારવાની શિખામણ આપનારૂં આ શાસ્ત્ર છે, એમ સિદ્ધ કર્યું. આ શાસ્ત્ર ફક્ત વાંચવાથી માલૂમ પડતું

નથી. પરંતુ આચરણમાં મુકી અનુભવ લેવાથી જ આ શાસ્ત્રનું સ્વરૂપ યથાર્થ સિદ્ધ થાય છે. અને આ શાસ્ત્રનો શબ્દાર્થ અને તેના સિદ્ધાન્તોનો જ્ઞાન પૂર્વક અભ્યાસ કરવામાં આવે અને તે જ પ્રમાણે પાઠ કરવામાં આવે તો અંતઃકરણના દોષો નિવૃત્ત થઇને આ માર્ગના સ્વરૂપનું ભાન થાય છે. અને તેથી શ્રીપુરૂષોત્તમ ભગવાન્માં દૃઢ ચિત્ત થાય છે. માટે અર્થ અને જ્ઞાન પૂર્વક પાઠ કરવો ઉચિત છે.

**इति श्रीमदाचार्यविरचिता श्रीभक्तिवर्धिनी समाप्ता.**

# શ્રીનવરત્ન ગ્રન્થ.

આ ગ્રંથના નવ શ્લોકો છે, તે ખરેખર નવ રત્ન બરોબર છે. દ્રવ્ય ઉપર મમતાવાળો જેમ રત્નને સંભાભાળીને રાખે છે. તેમ આ નવ શ્લોકોરૂપી રત્નોનું પૂર્ણ જ્ઞાન મેળવી, સંભાળવું એ મુખ્ય કર્તવ્ય છે. એવો ભાવ નીકળે છે.

પ્રકાશમાં જણાવે છે કે ભગવાન્ ભક્તને સર્વ પદાર્થો પૂર્ણ કરે છે, અને તેનું રક્ષણ કરે છે. **योगक्षेमं वहाम्यहं**, એમ ગીતામાં કહ્યું છે. તો પછી ભક્તને ચિંતા ઉત્પન્ન થવાનું પ્રયોજન શું રહ્યું.

વાદી કહે છે કે એક ચિંતા છે, જુઓ કે–આત્મનિવેદન કરેલાઓને જ સેવામાં અધિકાર હોય છે, નહિ કે બીજાઓને, ત્યારે આત્મનિવેદન કરેલાને આ લોક કે પરલોકનું કંઇ પણ વસ્તુ સમર્પ્યા સિવાય બાકી રહેતી જ નથી જો આ પ્રમાણે સર્વ ભગવાનનું થાય તો દેહનિર્વાહ શાથી કરવો? એમ સહજ શંકા થાય છે. ભગવાનની આજ્ઞા સિવાય ભગવાનનું વાપરવું એ શું યોગ્ય કહેવાય?

અને આજ્ઞા પણ શી રીતે જાણવી? ધારો કે આજ્ઞા થાય પણ ભગવાનનું થયું એટલે શી રીતે વપરાયજ? ત્યારે શું નિવેદન કર્યા સિવાયની વસ્તુ વાપરવી! નહિ. નહિ. એતો મહાન્ દોષ. શ્રીમહાપ્રભુજીની ખાસ મના જ છે કે ભગવાનને નિવેદન કર્યા સિવાયની વસ્તુ ઉપયોગમાં લેવી જ નહિ, આ પ્રસંગમાં દેહ ધારણ કરવાનું નિર્વાહ ન રહેવાથી ભજન પણ થવું મુશ્કેલ, અને છેવટે માર્ગના ઉચ્છેદ થવા સંભવ ઉપર આવશે? આ શકા થાય તો તેનું સમાધાન સાંભળો.

ભાગવતના એકાદશસ્કંધમાં જુઓ. સ્ત્રી, ધન, પુત્ર, ગૃહ, પ્રાણ, વિગેરે ભગવાનને અર્પણ કરવું કે જેનાથી ભક્તિ ઉત્પન્ન થાય છે. આ પ્રમાણે આત્મનિવેદનની જરૂર બતાવી આપે છે. જેવી રીતે બ્રાહ્મણ-ક્ષત્રી વૈશ્યનો વૈદિક કર્મમાં અધિકાર ઉપવીત સંસ્કારથી થાય છે, તેવી રીતે શ્રીકૃષ્ણચંદ્રના ભજનનો અધિકાર આત્મનિવેદનથી જ થાય છે. માટે જેટલી વસ્તુની ખાસ જરૂર હોય તેટલી નિવેદન કરેલી વસ્તુ ઉપયોગમાં લેવી. માટે જ વિવાહ પછી સ્ત્રીનું પણ પ્રભુને નિવેદન કરવામાં આવે છે અને પુત્રાદિકનું પણ નિવેદન કરવું પડે છે.

*દાન અને નિવેદનમાં બહુ તફાવત છે. દાન કરેલી વસ્તુનો ઉપયોગ લેવો તેમાં શાસ્ત્રની મના છે. પરંતુ પુષ્ટિમાર્ગીય પ્રભુને આત્મનિવેદન કરીને પ્રસાદી કરેલા નિર્દોષ પદાર્થોને વાપરવામાં દોષનો લેશ પણ નથી.

જો નિવેદન કરેલી વસ્તુનો બાધ હોય તો "ભગવાનના પ્રસાદી થયેલા અન્ન-વસ્ત્ર-જળ-અલંકાર વિગેરે સર્વ નિવેદન કરેલા વાપરવા" એમ આજ્ઞા કરે નહિ, જે વસ્તુ ભગવાનને નિવેદન થઇ ને

---

*જુઓ પુષ્ટિસુધાકર પૃષ્ઠ ૭૬ અને સિદ્ધાન્તરહસ્ય—શ્લોક. ૫ માના વિવેચનમાં

ભગવાનને વાસ્તે તેનો ઉપયોગ થયો તેથી આ ભગવત્પ્રસાદી છે, એમ માની એ પવિત્ર વસ્તુ ઉપયોગ કરવામાં કંઇ પણ બાધ નથી. "उच्छिष्ट भोजिनो दासास्तव मायां जयेमहि" વિગેરે પ્રમાણોથી જણાવે છે કે પ્રસાદી ભક્ષણ કરી ભકતો ભગવાનની માયાને પણ જીતી જાય છે. માટે આ વિષેની ચિંતા કરવી અયોગ્ય છે.

વળી એક શંકા રહે છે, પ્રભુને નિવેદન કર્યા પછી વિશેષ વસ્તુ સંપાદન કરવા યત્ન કરવો નહિ ?

સમાધાન—જો યત્ન કરવામાં આવે તો તે વસ્તુ મેળવવામાં ચિત્ત દોડતાં સેવામાં પ્રતિબંધ ( અડચણ ) થાય છે, અને ઇંદ્રિયોનો વ્યવહાર તેમાં પરોવાતાં તે બહિર્મુખ થાય છે. હવે જો આ પ્રમાણે વિચાર કરતાં યત્ન ન કરવો તે સિદ્ધ થાય છે.* તો પછી ભગવાનને વિનિયોગ કરવાનું કંઇ પણ રહેતું નથી તો ભક્તને આ વિષે ચિંતા થાય તેના નિવારણ સારૂ શ્રી મહાપ્રભુજી કૃપા કરી નિચેનો શ્લોક આરંભે છે.

मूलम्–चिन्ता काऽपि न कार्या निवेदितात्मभिः कदापीति ।
भगवानपि पुष्टिस्थो न करिष्यति लौकिकीं च गतिम् ॥

અર્થ—પ્રભુને નિવેદન કરેલા ભકતે કદાપિ પણ ચિંતા કરવી નહિ, કારણ કે ભગવાન્ પુષ્ટિમાર્ગીય ભકતને લૌકિક ગતિ આપતા જ નથી.

વિવેચન—સ્ત્રી, પુત્ર, ગૃહ, પ્રાણ વિગેરે પ્રભુને અર્પણ કર્યા પછી ભકતને કોઇ પણ પ્રકારની ચિંતા કરવી યોગ્ય નથી; જગત્-નિયંતા પ્રભુ શરણે આવેલાનું ભરણ અને પોષણ, સર્વ વસ્તુનું સંપાદન પોતે જ કરી આપે છે એમ સ્વમુખે કહે છે. માટે દૃઢ વિશ્વાસ રાખવો કે મારૂં સર્વ રીતે પ્રભુ શરણ છે. તે સર્વ સિદ્ધ કરશે, કોઇ

* જુઓ વિવેકધૈર્યાશ્રય. શ્લોક ૧–૨–૩.

વખત પરીક્ષાની ખાતર પ્રભુ વસ્તુ મેળવી આપવા વિલંબ કરે તો પણ ચિંતા કરવી નહિ, વળી એમ પણ શંકા ન લાવવી કે હું કુટું-બમાં જોડાઇને રહેલ છું તેથી મારી પ્રભુ લૌકિક ગતિ કરશે? કેમકે પ્રભુને શરણે ગયેલાઓનો પ્રભુ પોતાપણાથી સ્વીકાર કરે છે તેથી મર્યાદામાર્ગીય વૈરાગ્ય નહિ હોય તો પણ લૌકિક ગતિ કરશે જ નહિ, માટે સર્વ રીતે શરણ ભાવના રાખવી એજ યોગ્ય છે.

આ બીજા શ્લોકમાં કહે છે કે ઉપર પ્રમાણે ચિંતા છોડી સ્વચ્છંદ વ્યવહાર કરવામાં આવશે તો ઉદ્ધતાઇ ગણાશે, એવી શંકા કરવી નહિ,

मूलम्–निवेदनं तु स्मर्तव्यं सर्वथा तादृशैर्जनैः ।
सर्वेश्वरश्च सर्वात्मा निजेच्छातः करिष्यति ॥ २ ॥

**અર્થ**—જેમણે નિવેદન કર્યું છે એવા ભગવદીયોએ હમેશાં ભગવાનને કરેલું નિવેદન સ્મરણમાં રાખવું અને પ્રભુ પાસે કંઈ પણ પ્રાર્થના ન કરવી અને સર્વના ઇશ્વર અને આત્મા એવા શ્રીકૃષ્ણ પોતાની ઈચ્છાથી સર્વ પૂર્ણ કરશે, એવી ભાવના રાખવી.

**વિવેચન**—જેઓ પ્રભુને નિવેદન કરી ભગવદીય બન્યા છે તેમની સાથે રહી નિવેદન કરેલા ભક્તે હંમેશાં નિવેદનનું સ્મરણ કરવું કે આ દેહ, આ આત્મા, પ્રાણ, ઘર, ધન, દ્રવ્ય, સ્ત્રી, પુત્ર, વિગેરે સર્વ શ્રી પ્રભુનું જ છે, ને મારૂં શરણ સર્વ રીતે પ્રભુ જ છે. આવી રીતે સ્મરણ કરતાં અહંકાર, મમતા સર્વે દૂર થઇ ભગવદ્બુદ્ધિ થાય છે, અને શુદ્ધ ચિત્ત થઇ સેવામાં અખંડિત મન રહ્યા કરે છે. વળી કોઇ પ્રસંગે સેવા કરવામાં ન આવે તો અને નિવેદનનું સ્મરણ કરવામાં ન આવે તો આસુરાવેશ થાય છે આમ શ્રી ગુસાંઇજી ટીકામાં કહે છે.

**શંકા**—લૌકિક કે અલૌકિક વસ્તુની ઇચ્છા વાસ્તે પ્રભુની પ્રાર્થના કરવી કે કેમ ?

* **સમાધાન**—શ્રીમહાપ્રભુજી વિવેકધૈર્યાશ્રયમાં કહે છે કે કદાપિ પણ પ્રભુ પાસે પ્રાર્થના કરવી નહિ, કેમકે સેવકોના સ્વામી પ્રભુ છે. તે સેવકોને પોતાપણાથી સ્વીકારે છે, તો ભક્તના હૃદયમાં રહેલા ભગવાન્ ભક્તની ઇચ્છાઓ સ્વતઃ જાણે છે, અને પોતાની સ્વેચ્છા મુજબ પૂર્ણ પણ કરે છે, માટે નિવેદન કર્યા પછી સર્વાત્મા, સર્વ કરવાને સમર્થ, પૂર્ણાનંદ શ્રીકૃષ્ણ સ્વેચ્છાથી સર્વ સિદ્ધ કરશે, એવી ભાવના રાખવી એ ભગવદીયનું ભૂષણ છે. પ્રાર્થના કરવામાં આવે તો પણ પ્રભુ સ્વેચ્છાથી જ આપે છે, માટે પ્રાર્થના કરવામાં સ્વધર્મની હાનિ થાય છે. ૨

હવે ત્રીજા શ્લોકમાં જણાવે છે કે પ્રભુને અર્પણ કરેલ દેહાદિક સ્ત્રી પુત્ર વિગેરેના ઉપયોગમાં આવે તો સ્વધર્મની હાનિ થશે, એવી ભક્તે ચિંતા ન કરવી.

**मूलम्—सर्वेषां प्रभुसंबंधो न प्रत्येकमिति स्थितिः ॥**
**अतोऽन्यविनियोगेऽपि चिंता का स्वस्य सोऽपि चेत् ॥३॥**

**અર્થ**—બધાનો પ્રભુને વિષે સંબંધ છે. એકનો મુખ્ય ને એકનો ગૌણ એવો નિયમ નથી, તેથી સામા સામી વિનિયોગ કરવામાં આવે તો પણ કોઇ પ્રકારની ચિંતા નહિ કરવી.

**વિવેચન**—આત્મનિવેદન કરતી વખતે પ્રભુને સ્ત્રી, પુત્ર વિગેરે સર્વ અર્પણ કરવામાં આવે છે, અને વિશેષમાં તેમને પણ બ્રહ્મસંબંધ થતાં પ્રભુ પાસે સર્વનો વિનિયોગ એક સરખી રીતે જ થાય છે, એકનું વિશેષ ને એકનો ઓછો, એવો નિયમ છે જ નહિ. કોઇના ઉપર વખતે વિશેષ અનુગ્રહ માલૂમ પડે, તો તે પુષ્ટિ છે, એમ માનવું. પરંતુ પ્રભુનો

* જુઓ વિવેકધૈર્યાશ્રય. શ્લોક ૨ ને ૧૪ માના, વિવેચનમાં.

સંબંધ તો સર્વને સમાન છે, તેથી જેમ અચેતન વસ્તુઓ વસ્ત્રાદિકને મુકવા સારૂ પેટીનો ઉપયોગ થાય તેમાં કંઇ દોષ નથી. તેમ અહિંયાં પણ સ્ત્રી પુત્ર વિગેરેનો સામાસામી ઉપયોગ થતાં બાધ નથી. તેમ પોતાનો પણ વિનિયોગ ભગવદીયોમાં થતો હોય તો ચિંતા નથી. સિદ્ધાન્તરહસ્યમાં કહેલું છે કે જીવ જુદા જુદા હોવાથી દરેકને અવિદ્યા બાધે છે, અને પાંચ પ્રકારના સહજાદિ દોષો લાગુ થાય છે. તેથી પ્રત્યેક જીવ, દેહ, ભિન્ન હોવાથી દરેકને બ્રહ્મસંબંધ લેવાની જરૂર છે, કેમકે દરેકને અવિદ્યા અને સહજાદિ પાંચ દોષોને નિવારણ કરવાની જરૂર છે, તેથી ઘરમાં મુખ્ય માણસો સ્ત્રી, પુત્ર, વિગેરે અર્પણ કર્યા પછી પુનઃ સ્ત્રી વિગેરેને બ્રહ્મસંબંધ લેવાની જરૂર છે કે નહિ, એવી શંકા કરવી નહિ. કારણ કે શતધા જરૂર જ છે, માટે બ્રહ્મસંબંધથી પવિત્ર થયેલા સ્વકીય સ્ત્રી પુત્રાદિક જોડે સબંધ રાખવામાં બાધ નથી. ૩

પોતાનો અન્ય વિનિયોગ થાય તો નિર્ણય કરે છે.

**मूलम्—अज्ञानादथवा ज्ञानात्कृतमात्मनिवेदनम् ।**
**यैः कृष्णसात्कृतप्राणैस्तेषां का परदेवना ॥ ४ ॥**

**અર્થ**—જાણથી કે અજાણથી પણ જો આત્મનિવેદન કરીને જેમણે શ્રીકૃષ્ણ સાથે પ્રાણો જોડી દીધા છે તેમને શું દુઃખ છે? શી ચિંતા છે? (કંઇ નહિ.)

**વિવેચન**—આત્મનિવેદન કર્યા પછી પ્રભુ મારો અંગીકાર કરશે કે નહિ તેની ચિંતા કરવી નહિ, વળી જ્ઞાનપૂર્વક આત્મનિવેદન કરવામાં આવ્યું હોય, જેમકે ભગવાન્ સર્વરૂપ છે, માર્ગને પ્રવૃતનાર ને ઉપદેશ આપનાર ગુરુ સત્ચિદાનંદરૂપ છે, હું અર્પણ કરૂં છું તે વસ્તુ સર્વ ભગવાનની જ છે, એવા જ્ઞાનપૂર્વક, કે જ્ઞાનનો અજાણ્યો હીનાધિકારી હો, સ્ત્રી હો, કે પુરૂષ હો, હો તે હો, પરંતુ આત્મનિવેદન

કરી પ્રભુ અધીન જેમણે પ્રાણ, દેહ વિગેરે કર્યા છે. તેમનું શરણ શ્રીકૃષ્ણ પ્રભુ જ છે. ઉદ્ધાર કર્તા પણ તે જ છે. વધારે તો શું ? તેમના હૃદયમાં પ્રભુ સ્થિર થાય છે. માટે હીનાધિકારી કે મધ્યમાધિકારીએ કોઇએ પણ ચિંતા કરવી નહિં. ૪

શ્રવણ, કીર્તન, વિગેરે સાત પ્રકારની સેવ્ય પ્રભુની ભક્તિ, જીવાધીન હોવાથી બની શકે છે. તેમાં ભગવત્ક્રિયાની જરૂર પડતી નથી પરંતુ સખ્ય અને આત્મનિવેદનમાં પ્રભુની ક્રિયાનો સ્વીકાર કરવો પડે છે, તો આ ક્રિયાના અભાવમાં પ્રભુએ આત્મનિવેદન ગૃહણ કર્યું છે કે નહિ એવી ચિંતા કરવી નહિ. એવું આ શ્લોકમાં જણાવે છે.

मूलम्—तथा निवेदने चिंता त्याज्या श्रीपुरुषोत्तमे ।
विनियोगेऽपि सा त्याज्या समर्थो हि हरिः स्वतः ॥५॥

અર્થ—શ્રીપુરુષોત્તમને નિવેદન કરવામાં પણ પ્રભુ અંગીકાર કરશે કે કેમ ? એવી ચિંતા કરવી નહિ, મૂલમાં અન્ય વિનિયોગ થાય તો પણ ચિંતા ન કરવી કેમકે, શ્રીહરિ પોતે જ સર્વ સમર્થ છે કે સાધનની અપેક્ષા ન રાખતાં પ્રમેય બળથાજ ઉદ્ધાર કરે છે.

વિવેચન—જો કે તે નિવેદન કરવામાં પ્રભુની ક્રિયાનો અભાવ દેખાય છે, પરંતુ શ્રીપ્રભુ જ ગૃહણ કરે છે, સ્વીકારે છે, શરણે આવેલાનો ત્યાગ કરતા નથી, એમ અંબરીષના આખ્યાનમાં દુર્વાસા પ્રત્યે " ये दारागारपुत्राप्तान् " એ શ્લોકમાં કહેલું છે. વળી વ્રજલીલામાં દ્રષ્ટિ કરો. ત્યાં ગોપોને ઇંદ્રના યજ્ઞનો નિષેધ કર્યો ત્યારે ભગવદ્આજ્ઞા પ્રમાણે તેમણે ગોવર્ધનપૂજન કરી ભગવાનને શરણે ગયા, ત્યારે પ્રભુએ તેઓને અધીન કર્યા હતા. તેમ " ભગવાન્ મને પણ નિરોધલીલાથી અન્યના ભજનમાંથી વારી પોતાના શરણે લીધેલો છે. તેથી મારે કાઇ

પ્રકારની ચિંતા નથી. તેમ ભક્તે માનવું જોઇએ." *શ્રી ભગવત્પ્રેરણા સિવાય આત્મનિવેદનની સંભાવના પણ નથી માટે પ્રભુએ સ્વેચ્છાથી જ આ નિવેદન કરાવ્યું છે. એ પક્ષથી પણ ભક્તે આત્મનિવેદન સ્વીકારશે કે નહિ, તેવી ચિંતા ન કરવી જોઇએ. વળી પ્રસંગોપાત લૌકિક ભય પ્રાપ્ત થાય અને તેવા પ્રસંગમાં જીવના ક્ષુદ્ર સ્વભાવને અનુસરી ભૂલેચુકે અન્યવિનિયોગ થઇ જાય તોપણ ચિંતા ન કરવી. કારણ ? પ્રભુ સર્વ સમર્થ છે, સ્વેચ્છાપુર્વક પોતાના પ્રમેય બળથી સાધનોની અપેક્ષા રાખ્યા સિવાય પોતે ઉદ્ધાર કરે છે, માટે શરણ-ભાવના રાખવી અને ચિંતાનો ત્યાગ કરવો. એ જ મુખ્ય સિદ્ધાંત છે, શરણે આવેલાનો પ્રભુ ઉદ્ધાર કરે છે. ૫

ભગવાને અંગીકાર કર્યો છે. તેમાં બીજું લક્ષણ બતાવે છે.

**मूलम्–लोके स्वास्थ्यं तथा वेदे हरिस्तु न करिष्यति ॥**

**पुष्टिमार्गस्थितो यस्मात्साक्षिणो भवताऽखिलाः ॥ ६ ॥**

**અર્થ**—ભગવાન્ શ્રીહરિ લૌકિકમાં અને વેદમાં ભક્તની સ્થિરતા કરતા નથી. અને પોતા તરફ સ્થિરતા કરે છે. ત્યારે પુષ્ટિમાર્ગમાં તેનો અંગીકાર થયો એમ માનવું. અને પૂર્વે થઈ ગયેલા ભક્તોનો દાખલો લઈ પોતે લોકમાં અને વેદમાંથી આસક્તિ ઓછી કરવી.

**વિવેચન**—ભાગવતના ચોથા સ્કંધના ૨૯ મા અધ્યાયમાં નારદજીએ પ્રાચિનબર્હિષ રાજા પ્રત્યે કહ્યું છે કે–**यदा यस्यानुगृह्णाति भगवानात्मभावित ॥ स जहाति मतिं लोके वेदे च परिनिष्ठताम्'**

---

*જુઓ દશમસ્કંધમાં ભગવાન પાસે અક્રુરજી આવ્યા ત્યારે કહેછે કે આપના ચરણારવિન્દને શરણે આવ્યો છું એ આપનો અનુગ્રહજ છે.

અર્થ—"આત્મા વડે ભાવના કરાયેલ ભગવાન્ જ્યારે તેના ઉપર અનુગ્રહ કરે છે. ત્યારે તે લોકમાં અને વેદમાં નિષ્ઠા વાળી થઇ ગએલી બુદ્ધિને છોડી દે છે, અર્થાત્ જેના ઉપર અનુગ્રહ કરે છે તે ભક્તને લૌકિક સગાં વહાલાં ધન-દ્રવ્ય વિગેરેમાંથી આસક્તિ નિવૃત્ત થઇ જાય છે, અને વેદમાં પણ કહેલાં અગાધ કર્મોમાંથી આસક્તિ નિવૃત્ત થઇ જાય છે." આ પ્રમાણે લૌકિક અને વૈદિક કાર્યોમાં વિઘ્ન થાય છે; પૂર્ણ થતાં નથી, ત્યારે પ્રભુએ આસક્તિ છોડાવવા સારૂ આ વિઘ્ન નાંખ્યાં છે, એમ જાણી તેમાંથી આસક્તિ છોડી, પ્રભુની શરણ ભાવના કરવી. કારણ ભક્તનાં સર્વ કર્મ, ધર્મ, પ્રભુ પ્રમેયબળથી પૂર્ણ કરે છે. માટે ભગવાન્ લૌકિકમાં અને વૈદિકમાં ભક્તની સ્થિરતા કરતા નથી, માટે પ્રથમ સ્કંધમાં કહ્યા પ્રમાણે જ્ઞાતિ-પુત્ર-માતા-પિતા અને બીજા સર્વ સંબંધીઓમાં જે વ્યવહારો પાળવામાં આવે તેમાં મમતા છોડી અનુમોદન આપતા બંધ થવું. અને પહેલાં થઇ ગએલા ભક્તોનું અનુકરણ કરવું. કે લૌકિક, વૈદિક, વિગેરે કોઇ પણ પ્રકારનાં કર્મમાં આસક્તિ ન રાખતાં તેની ચિન્તા ભક્તે ન કરવી. ६

સેવા કરવામાં વિવેક, ધૈર્ય અને આશ્રય રાખવાં અને લૌકિક અને વૈદિકમાં પણ આસક્તિ છોડવી એવો નિયમ છે. આવા સમયમાં લૌકિકમાં રહેવું અને લૌકિક વ્યવહારો છોડવા બહુજ મુશ્કેલ છે, વિગેરે કારણોને લીધે સેવા ન બની શકે તો ભક્તને તે તરફની ચિંતા થાય. માટે શ્રીમહાપ્રભુજી સેવામાં પ્રવૃત્તિ કરાવતાં કહે છે કે—

मूलम्—सेवाकृतिर्गुरोराज्ञाऽबाधनं वा हरीच्छया ॥
अतः सेवापरं चित्तं विधाय स्थीयतां सुखम् ॥ ७ ॥

અર્થ—ગુરુએ આજ્ઞા કરી હોય એ જ પ્રમાણે સેવામાં પ્રવર્તમાન થવું. પરંતુ આ ગુરુ આજ્ઞા કરતાં હરિની ઇચ્છાથી

વિશેષ આજ્ઞા થાય તો તે પ્રમાણે વતવું. માટે સેવામાં ચિત્ત પરોવી સુખેથી રહેવું.

**વિવેચન**-- શાસ્ત્રમાં કહ્યું છે કે **यस्य देवे परा भक्तिर्यथा देवे तथा गुरौ ॥ तस्यैते कथिताऽर्थाः प्रकाशन्ते महात्मना॥** જેને દેવ શ્રીકૃષ્ણ ઉપર નિર્ગુણ ભકિત છે, અને જેવી દેવમાં છે, તેવી જ ગુરૂમાં છે. તેને જ મહાત્માના સિદ્ધાન્તોના આશયો સ્ફૂરે છે. આ પ્રમાણે ગુરૂની આજ્ઞા પ્રમાણે આત્મનિવેદન કર્યા પછી સેવામાં પ્રવર્તમાન થવું. અને આજ્ઞા પ્રમાણે જ સેવા કરવી કે જેથી વિવેક, ધૈર્ય વિગેરે સર્વ પ્રભુ સેવાથી મેળવી આપશે એવી ભાવના રાખવી.

આ સેવા કરતાં કરતાં ભોગ વિગેરે કોઇ પણ સેવાસંબધમાં પ્રભુની આજ્ઞા *સ્વપ્નદ્વારા થાય કે અન્તઃકરણદ્વારા થાય, તો તે પ્રમાણે ખાસ કરીને વર્તવું. આ પ્રભુઆજ્ઞા ગુરુઆજ્ઞા કરતાં વિશેષ હોવાથી ગુરુઆજ્ઞાને બાધ કરનારી હોય, કે બાધ કરનારી ન હોય તો પણ આ પ્રભુની આજ્ઞા વિશેષ હોવાથી જરૂર માનવી, અને તે પ્રમાણે વર્તવું. એમ શ્રીગુસાંઇજી પ્રકાશ નામની ટીકામાં કહે છે. માટે જ ઉત્તરાર્ધમાં આજ્ઞા કરે છે કે સર્વવસ્તુ સિદ્ધકરી આપનારી શ્રીપ્રભુની સેવામાં યથાસ્થિત ચિત્ત પરોવીને બીજા કશામાં પણ ચિત્ત ન રાખવું. ચતુશ્લોકીમાં કહ્યું છે કે, સેવ્ય શ્રીકૃષ્ણના સેવકોએ તેમની શ્રીકૃષ્ણની સેવા કરવી, એ મુખ્ય પુરુષાર્થ છે. ૭

સાધારણ લૌકિક દુઃખ હોય તો ભકતોની માફક સહન કરીએ પરંતુ મહાન્ દુ:ખ આવે તો શી રીતે ધૈર્ય રહે ? આવી ચિંતા થાય તો તેનો જવાબ આપે છે.

---

* જુઓ વિવેકધૈર્યાશ્રય. શ્લોક ૩ માં.

मूलम्-चित्तोद्वेगं विधायाऽपि हरिर्यद्यत्करिष्यति ॥
तथैव तस्य लीलेति मत्वा चिन्तां द्रुतं त्यजेत् ॥ ८ ॥

**અર્થ**—જે જે દુઃખ કરી પ્રભુ ચિત્તનો ઉદ્વેગ વિગેરે જેજે કરે, તે તે સર્વ પ્રભુની લીલા છે, એમ માની ચિન્તાનો તુરત ત્યાગ કરવો જોઇએ.

**વિવેચન**—ભગવાન્ કસોટી કરવા, કે પ્રારબ્ધ કર્મનો ક્ષય થવા સારૂ દુઃખ કરે તો તે દુઃખને સહન કરવું એ ધૈર્યનું લક્ષણ છે. માટે જે જે દુઃખો થાય તે સર્વે પ્રભુની લીલા છે, અને આપણા પ્રારબ્ધ કર્મનો નાશ કરવા સારૂ આ દુઃખો છે, એમ માની ચિન્તા ન કરવી. ચિન્તાઓથી મન રોકાઇ જતાં વ્યાકુળ બને છે, અને પ્રભુ તેવા ચિન્તાથી બળી રહેલા અન્તઃકરણમાં બિરાજતા નથી. માટે વિવેક ધૈર્યાશ્રયમાં કહેવા પ્રમાણે ત્રણ પ્રકારનાં દુઃખો સહન કરવા સારૂ, છાશ જેમ નિઃસાર છે, તેમ દેહ વિગેરેને પણ નિઃસાર જાણી મમતા છોડવી, જડભરતજીએ પોતાના સગાવહાલાના તિરસ્કાર સહન કર્યા, રહુગણ રાજાની પાલખી ઉપાડી, બોધના જેવા તિરસ્કારો સહન કર્યા, ચોર લોકોના ઘરમાં અંબિકાના ભવનમાં વધ થવાની તૈયારી સુધીના મોટામાં મોટા દુઃખમાં ચલાયમાન થયા ન હતા, તો છેવટે પ્રભુએ તેમને સહાય કરી હતી. આ પ્રમાણે ધૈર્ય રાખી પ્રભુ મોટા દુઃખો કરે તે પણ પ્રભુની લીલા છે એમ માનીને તેમાંથી ચિત્તનો ઉદ્વેગ કરનારી ચિન્તાને એકદમ છોડી દેવી. કેમકે કાણાં વાસણમાં જેમ જળ રહેતું નથી તેમ ચિન્તાવાળા અન્તઃકરણમાં ભક્તિભાવ રહેતો નથી. ૮

આ વૃત્તાન્તની ઉપસંહારની દૃષ્ટિ રાખી જણાવે છે કેઃ—આ સર્વે નવરત્નમાં લખ્યા પ્રમાણે વર્તવું મુશ્કેલ છે. કેમકે નવ પ્રકારની ભક્તિ તેમાં શ્રવણથી આરંભીને સખ્યપર્યંત સંપૂર્ણ ભક્તિ થાય ત્યારે

આત્મનિવેદન થઇ શકે. માટે નિવેદન વિગેરેની ચિન્તા છોડવાનું કહ્યું, પરંતુ તે ચિન્તા ઉપસ્થિત રહે છે. એવી શંકાનું સમાધાન કરવાન વિચારમાં સાધન અને ફળને એકત્ર બતાવતાં કહે છે.

**मूलम्—तस्मात्सर्वात्मना नित्यं श्रीकृष्णः शरणं मम,**
**वदद्भिरेव सततं स्थेयमित्येव मे मतिः ॥ ९ ॥**

**અર્થ**—સર્વ સિદ્ધ કરવા સારૂ સર્વ રીતે "**श्री कृष्णः शरणं मम**" એ પ્રમાણે હમેશાં બોલવું, અને ધૈર્ય રાખી બેસવું, એવી મારી મતિ છે, કેમકે તેનાથીજ સર્વ સિદ્ધ થશે.

**વિવેચન**—શ્રીઆચાર્ય ચરણુ આજ્ઞા કરેછે કે, આ સર્વ બતાવેલું અશક્ય લાગેતો "આત્મનિવેદન કર્યો પછી જેને શરણે ગયોછું, એ પ્રભુ જ મારૂં સર્વ સિદ્ધ કરશે." એવી બુદ્ધિ રાખીને સર્વ પ્રકારના અશક્ય વિચારો છોડી દેવા. કેમકે સેવામાં ચિત્ત લાગ્યા પછી શ્રીપ્રભુસેવામાં ભક્તનો આગ્રહ જોઇ સેવામાં આવતા સઘળા પ્રતિબંધો પોતે જ દૂર કરે છે. કેમકે તે સર્વ રીતે સમર્થ છે. માટે મારાથી આ વિઘ્નોનું નિવારણુ બની શકે એમ નથી, એમમાની પોતામાં અશક્યપણાનું ભાન લાવી પોતે દીનતાપૂર્વક પ્રભુ શરણુની ભાવના કરવી, કે જેથી પ્રભુ ભક્તની અશક્તિ દેખતાં સર્વ સેવાના પ્રતિબંધો દૂર કરી દે છે. માટે જ દીનતા ભૂષણુ છે. આ વાક્ય ભૂલાવવું ન જોઇએ. વળી ભક્તિમાર્ગમાં પ્રવેશ કરવા આત્મનિવેદન લઇ સેવાધિકાર ગ્રહણુ કરવો, એ પ્રભુકૃપાનુ પરિણામ છે. અન્યથા શરણે જવાની બુદ્ધિપ્રગટે નહિ.પૂર્વ જન્મમાં ભક્ત હોયઅનેતેમાં વળી કોઇ કારણુસર આ જન્મમાં આવેલા એવા ઉત્તમ ભગવદીયોનો જ પ્રવેશ હોય છે. તેથી આત્મનિવેદનવાળા ભક્ત ઉપર પ્રભુનો અનુગ્રહ છેજ એજ સિદ્ધાન્ત રમણીય છે. તો પછી પ્રભુને આત્મનિવેદન કરી અનુગ્રહવાળા બનેલા ભક્તે અશક્યની ચિન્તા કરવી, એ ઘણું જ અયોગ્ય નહિ,

તો બીજું શું ? પરમાનંદ-સર્વજીવના સ્વામી. કર્તુમ્ અકર્તુમ્ અન્યથા કર્તુમ્ સમર્થ એવા શ્રીકૃષ્ણ પરમાત્માના શરણથી વિશેષ કોઇ સાધનઉચ્ચ કક્ષા ધરાવે છે ? તો પછી સર્વ સિદ્ધ થઇ જવામાં શું વિલંબ છે.? કંઇપણ નહિ. આ લોક અને પરલોક સંબંધિ સર્વ પ્રભુ સિદ્ધ કરી લેશે. એવી ભાવનારૂપી પુરુષાર્થ ભગવદીયોથીજ બને છે. પરમ કૃપાળ રસિક પ્રભુ તો **अहंभक्तपराधीनः** હું ભક્તને સ્વાધીન છું, એમ પ્રતિજ્ઞા પણ કરેછે; તો પછી આત્મનિવેદન ભક્તને **कोन्योर्थोऽवशिष्यते.** બીજો કયો અર્થ બાકી રહે છે ? પ્રભુની કૃપા સિવાય શું પ્રાપ્ત કરવાનું છે ? શ્રુતિ પણ એજ રમણીય સિદ્ધાન્તોને ટેકો આપે છે. **नायमात्मा प्रवचनेन लभ्यो न मेधया न बहुना श्रुतेन यमेष वृणुते तेन लभ्यः॥** આ પ્રભુ વાક્યોથી લભ્ય નથી, બુદ્ધિ કે ધારણા શક્તિથી પણ મેળવી શકાય એમ નથી. શાસ્ત્રોના બહુશ્રુતપણાથી પણ મેળવી શકાય એમ નથી, એ તો આ જીવ મારો છે, એમ પોતાપણાથી સ્વીકારે તેનાથી મેળવી શકાય એમ છે ત્યાર પછી આત્મનિવેદનથી કૃપાપાત્ર થએલા અને શરણે આવેલાને પોતાપણાથી સ્વીકારનાર પ્રભુને શરણે ગયેલા ભક્તને અશક્યમાં "**श्रीकृष्णः शरणं मम**" સિવાય બીજું ઉચ્ચારણ કરવાનું શું બાકી રહ્યું ? કંઇ નહિ. માટે હંમેશાં આ શરણ મંત્રનું ઉચ્ચારણ કરી સેવામાં ચિત્ત પરોવવું, એ જ સિદ્ધાન્ત પર્યવસાન પામે છે.

**अशक्ये वा सुशक्ये वा सर्वथा शरणं हरिः॥**

અશક્ય કે સુશક્યમાં પણ હમેશાં શ્રીહરિની જ શરણભાવના કરવી એજ ભૂષણ છે.

**इति श्रीमदाचार्यविरचितम् श्री नवरत्नम् समाप्तम्.**

॥ नमः श्रीकृष्णाय. ॥

# ॥ श्री सिद्धान्त रहस्यम् ॥

कथं हा ते शिष्याः, कलिमलसदाचाररहिता
भवेयुः सेवार्हा, इति दहनचिन्तां, सुगृहितुम ॥
विभुः प्रादुर्भूय ग्रथितशुभमन्त्रं द्भमति यः
शरण्यो वै भूयान्मम तु, शरणं वल्लभ इति ॥ १ ॥

## ગ્રન્થનો ઉપક્રમ.

સ્વમાર્ગનો મુખ્ય સિદ્ધાન્ત એવો છે કે પ્રભુ ઇચ્છા આ સર્વે કાર્યનું કારણ છે. આ ઇચ્છાજ પુષ્ટિમાર્ગ પ્રકટ કરવો એવી સ્થિતિ ઉપર આવતાં પ્રભુએ શ્રીમદાચાર્યજીને આજ્ઞા કરી કે પુષ્ટિમાર્ગ પ્રકટ કરો. આ આજ્ઞા પ્રમાણે ભૂતલ ઉપર પધારી નિર્ગુણ સ્નેહરૂપ ભક્તિનો ઉપદેશ આપ્યો અને પોતે 'दैवोद्धारप्रयत्नात्मा' કહેવાયા, શુદ્ધ અદ્વૈતનું ભાન કરાવ્યું, પૂજામાર્ગ કરતાં શુદ્ધ ભક્તિમાર્ગ વિલક્ષણ છે, એવું જણાવી આપ્યુ. સેવ્ય શ્રીકૃષ્ણ પરબ્રહ્મની સેવાનો પ્રકાર બતાવ્યો. વિગેરે સર્વ રીતે સરળ માર્ગો બતાવ્યા.

પરંતુ પોતે એક વિચાર કરવા લાગ્યા કે આ કલિયુગ છે. અને સેવામાં પ્રથમ પ્રવર્તમાન થતા પહેલાં દોષ નિવૃત્તિનો ઉપાય બતાવવામાં આવ્યો નથી. અને તેની ખાસ જરૂર છે.

કેમકે સેવ્ય પ્રભુ શ્રીકૃષ્ણ પરબ્રહ્મ, દોષરહિત, પૂર્ણ ગુણવાળા, આનંદરૂપ, સર્વઅવયવવાળા, સર્વોત્તમ અને નિર્દોષ છે. અને સેવા

કરનાર સેવકો કલિયુગના દોષથી દુષ્ટ અને દોષથી ભરેલા છે. આવા દોષવાળાઓની સેવાને પ્રભુ અંગીકાર કેમ કરે ? અને સેવાનો જ્યારે સ્વીકાર કરે ત્યારેજ ફળ મળે. વળી સેવા સ્વીકાર ન કરે ત્યારે સેવા-માર્ગ-ભક્તિમાર્ગ પણ સફલ ન થાય ? આવા વિચારની ચિંતામાં ક્ષણવાર રહ્યા છે, તેટલામાં ગોકુલેન્દુ ( *શ્રીકૃષ્ણ ) આપ પોતે જ પ્રકટ થયા. પ્રકટ થઇ પોતાની સેવામાં પ્રતિબંધ કરનારા દોષોની નિવૃત્તિ થવા માટે શ્રીમહાપ્રભુજીને આ ગ્રંથમાં કહેલું ઉપદેશ કર્યું. જે ઉપદેશ બ્રહ્મસંબંધ ગ્રહણ કરતી વખતે લેવામાં આવે છે, તેનાથી જીવના બ્રહ્મસંબંધ થતા પહેલાંના દોષો નિવૃત્ત થાય છે, તે ઉપરાંત સેવામાં બ્રહ્મસંબંધ પછી પણ કોઇ પણ (આગળ ગણવામાં આવશે) એ દોષોનો સંબંધ થતો નથી, માટે પોતાના ભક્તો આ ઉપદેશ જાણે એવો વિચાર કરી ભગવદીયો ઉપર કૃપા કરીને ભગવાને કહેલું ગૂઢ રહસ્ય આ ગ્રંથમાં શ્રીમદાચાર્ય ચરણ પ્રકટ કરે છે.

શ્રીપુરુષોત્તમજી મહારાજ આ ગ્રંથ ઉપર એક વિચાર આરંભિ-શંકાનું સમાધાન કરે છે.

શંકા—એકાદશસ્કંધમાં ચાર ઠેકાણે સમર્પણ-નિવેદનનું સ્વરૂપ બતાવવામાં આવ્યું છે. તેનો ભાવાર્થ " શરીરથી, મનથી, વાણીથી, બુદ્ધિથી, આત્માથી, જે કંઇ કરવામાં આવે તે પ્રભુનેજ અર્પણ કરવું. સ્ત્રી, પુત્ર, ગૃહ, પ્રાણ, તપ, જપ, વિગેરે પોતાને વહાલું હોય તે પરમાત્માને અર્પણ કરવું. વિગેરે બતાવી નવ યોગેશ્વરોએ નિમિરાજાને, અને ભગવાને ઉદ્ધવજીને ભક્તિનું સ્વરૂપ બતાવ્યું છે." આજ પ્રમાણે આચાર્યશ્રીએ બ્રહ્મસંબંધ રૂપી સમર્પણનો ઉપદેશ કર્યો છે તે એકાદશ

*કૃષ્ણ શબ્દમાં "કૃષ્" શબ્દ સત્તાને સૂચવે છે, અને 'ણ' શબ્દ સુખને સૂચવે છે. તે બંનેનો એકઠો અથ કરીએ તો પરબ્રહ્મ શ્રી કૃષ્ણ જ થાય છે.

સ્કંધના વચનોનેજ અનુસરતો છે, એટલે તેનો અનુવાદ* કર્યો છે, એમ માલૂમ પડે છે, કેમકે બ્રહ્મસંબંધનો પણ ભાવાર્થ એવો જ છે, તેથી આચાર્યશ્રીએ નવું કંઇ ઉપદેશમાં આપ્યું એમ માલૂમ પડતું નથી.

**સમાધાન—નીચેનાં કારણથી શ્રીમહાપ્રભુજીએ એકાદશ સ્કંધનો અનુવાદ કર્યો નથી. સાંભળો ?**

૧. આચાર્યશ્રીને સાક્ષાત્ પરમાત્માએ પ્રકટ થઇ શ્રાવણ શુકલ એકાદશીએ કહેલું છે. તેથી અનુવાદ કરવાની જરૂર ન હતી. તેથી શ્લોકમાં ભગવાનનું કહેલું " અક્ષરે અક્ષર " કહુંછું એવું વાકય મુકયુ છે.

૨ સેવા કરવી એવો ઉપદેશ પહેલાં બ્રહ્મસંબંધ કરવો એવો ઉપદેશ ગદ્યમંત્રમાં છે. એકાદશમાં ક્રમ આથી વિલક્ષણ છે. તેમાં આત્મનિવેદન પછી ભક્તિ થાય છે. ગદ્યમંત્રમાં તો નિવેદન પૂર્વક સેવા કરવામાં આવે તો મહાપુરુષો જે ભક્તિ શોધે છે તે ભક્તિને પ્રકટ કરી શકે છે.

૩ એકાદશમાં કહેલા સમર્પણ કરતાં અન્તઃકરણ અને વિત્ત આ બે શબ્દો વધારે છે.

૪ એકાદશના સમર્પણમાં અધિકારી સંસ્કારવાળા જોઇએ, અહિંયાં ગદ્યમંત્ર જ સર્વ સંસ્કાર પૂર્ણ કરે છે.

૫ અન્તઃકરણ ને વિત્ત બે વધારે શબ્દો ગદ્ય મંત્રમાં છે, તેથી પ્રમાણ વગરના ન માનવા કારણ કે સ્કંધ ૯. અ૦ ચારમાં અંબરીષનું આખ્યાન છે. તેમાં ભગવાને કહ્યું છે કે–"જે લોકો સ્ત્રી, ગૃહ, પુત્ર, સ્વબંધુવર્ગ, પ્રાણ ને વિત્તનો+ ત્યાગ કરી મારે શરણે આવે, છે તેનો હું કદાપિ ત્યાગ કરતો નથી. " માટે સપ્રમાણ છે.

---

* અનુવાદ—એટલે કોઇના કહેલાં વચનને પુનઃ તેજ વચન બોલવાં તે.

+ત્યાગ એટલે છોડી જતું રહેવું એવો અર્થ નથી. પરંતુ સર્વ પ્રભુને અર્પણ કરવું, અને તેમાં આસક્ત ન થવું તે ત્યાગ, બાકીના રામ-

૬ એકાદશ સ્કંધમાં સમર્પણ ને પુરુષ જ અધિકારી છે, અહિંઆં ગદ્યમંત્રમાં સ્ત્રી પુરુષ વિગેરે ભક્તમાત્ર દેવી જીવો અધિકારી છે. જુઓ ભાગવત. પ્રહ્લાદની માતાને નારદે નવ પ્રકારની ભક્તિનો ઉપદેશ આપ્યો હતો. અને ભગવાન કહે છે કે વિદ્યાધર, મનુષ્ય, વૈશ્ય, શૂદ્ર, સ્ત્રી, અંત્યજ વિગેરે, અને રજોગુણ તમોગુણ વાળાં વૃત્રાસુર વિગેરે બહુજ પ્રાણીઓ ભક્તિથી મને મળેલા છે" માટે આમાં સ્ત્રી વિગેરેનો અધિકાર સ્પષ્ટ શાસ્ત્રોક્ત છે, માટે ગદ્યમંત્ર સ્વતંત્ર છે.

આ સર્વ કારણોથી માલૂમ પડશે કે ગદ્યમંત્ર સ્વતંત્ર છે. કોઇનાં વચનને પુનઃ બોલેલાં નથી. વળી સાક્ષાત્ પ્રભુએ કહેલું એ વેદ સમાન જ છે, વેદ પણ ઇશ્વરે કહેલો છે. આ મંત્ર પણ પ્રભુએ કહેલો છે, આ મંત્રમાં "આત્મા સાથે" એમ સાથે શબ્દ આત્મા-સાથે જોડેલો હોવાથી, પિતા સાથે પુત્ર આવે છે. તેમાં જેમ પિતાની મ્હોટાઇ ગણાય છે. તેમ અહિંઆં આત્માની મ્હોટાઇ છે.

આ પ્રમાણે આ ગ્રંથની શંકાઓને નિર્મૂલ કરી આ ગ્રંથનો આરંભ કરાય છે. તેમાં કીયા દિવસે પ્રભુએ પ્રકટ થઇ કહ્યું તે દિવસ બતાવવામાં આવે છે.

**मूलम्—श्रावणस्यामले पक्षे एकादश्यां महानिशि ।**
**साक्षाद्भगवता प्रोक्तं तदक्षरश उच्यते ॥ १ ॥**

અર્થ—શ્રાવણ માસના શુક્લપક્ષમાં એકાદશીની મધ્ય રાત્રિએ સાક્ષાત્ ભગવાને ( પ્રકટ થઇ ) જે ઉપદેશ કર્યો છે. તે અક્ષરે અક્ષર ( આ ગ્રંથમાં ) કહેવાય છે. એમ શ્રીમહાપ્રભુજી કહે છે.

વિવેચન—જે ઉત્તમ કાર્ય છે. તેના આગળ પાછળના સંજોગો પણ ઉત્તમ જ હોય છે. આ નિયમાનુસાર આ દીવસ પણ વિચાર કરતાં દેવી ભાસે છે. માસ શ્રાવણ-શ્રવણ નક્ષત્ર જે પૂર્ણિમાએ હોય

તે શ્રાવણ માસ. શ્રવણ નક્ષત્ર વૈષ્ણવ છે, માસ પણ વૈષ્ણવજ છે, તેથી પવિત્ર કરનાર છે. પક્ષ. શુકલ–અજવાળીઆમાં જેમ ચંદ્ર વૃદ્ધિ પામે છે અને અંધકાર નાશ પામે છે. તેમ શરણે આવેલાનો અજ્ઞાનરૂપી અંધકાર દોષ નાશ પામે છે. ભાવ વૃદ્ધિ પામે છે.

એકાદશી તિથી–એટલે ઉપવાસથી પાંચ કર્મેન્દ્રિય, પાંચ જ્ઞાનેન્દ્રિય અને અગીયારમું મન મળી અગીયારે ઇન્દ્રિયોને નિરોધ કરનારી આ તિથિ છે. તેથી ભકતના અધ્યાત્મિક દોષ નાશ થાય છે. સમય મધ્ય રાત્રિનો છે. તે પ્રભુ શ્રીકૃષ્ણ અંતરંગ ભકત ગોપીજનોના સર્વ પુરુષાર્થ સિદ્ધ કરવા, અને તે દ્વારા ગોકુલવાસીયોના પણ મનોરથો સિદ્ધ કરવા મધ્ય રાત્રીએ ગોકુલમાં પ્રકટ થયા હતા. તેમ અહિંઆં પણ શ્રીઆચાર્યજી માટે અને તે દ્વારા સર્વે ભગવદીયોના પુરૂષાર્થો સિદ્ધ કરવા મધ્ય રાત્રીએ પ્રકટ થયા. એ ભાવ નિકળે છે.

આ પ્રમાણે જે પવિત્ર સમયમાં પ્રભુએ ઉપદેશ આપ્યો, તે સાધનરૂપ બની ભકતના સર્વ દોષોને હરે છે.

ભગવાન્‌ની આજ્ઞા કોઇ વખત સ્વપ્નદ્વારા થાય છે. કોઇ વખત સેવકદ્વારા થાય છે, કોઇ વખત આકાશવાણીથી થાય છે વિગેરે. પરંતુ આ આજ્ઞાઓ સાક્ષાત્ આજ્ઞા ન કહેવાય. પરંતુ આચાર્યશ્રીને સાક્ષાત્ પ્રભુએ પ્રકટ થઇ કહેલી છે. તે પરમકૃપાથીજ, આચાર્યશ્રીની પ્રાર્થનાથી કહેવામાં આવ્યો એમ નથી. ૧

આ પ્રમાણે ઉપક્રમ કરી હવે જે ઉપદેશ સાંભળવામાં આવ્યો તે ઉપદેશ કહેવા શરૂ કરે છે.

**મૂલમ્–બ્રહ્મસંબંધકરણાત્ સર્વેષાં દેહજીવયોઃ ॥**
**સર્વદોષનિવૃત્તિર્હિ દોષાઃ પંચવિધાઃ સ્મૃતાઃ ॥ ૨ ॥**

**અર્થ—બ્રહ્મસંબંધ કરવાથી સર્વેના દેહ અને જીવના સર્વે દોષની નિવૃત્તિ નિશ્ચય થાય છે, આ દોષો પાંચ પ્રકારના છે.**

## +બ્રહ્મસંબંધ એટલે શું ?

**વિવેચન**—સંબંધ એટલે જોડાવવું. કાંઇ વ્યવહાર શરૂ કરવા જે સમાગમ થાય તે સંબંધ, અહિઆં સેવ્ય સેવકનો વ્યવહાર શરૂ કરવાના આરંભમાં પ્રભુને આત્મનિવેદન (સમર્પણ) કરાય છે, એથી પરમાત્મા શ્રીકૃષ્ણ પરબ્રહ્મ સાથે જે સંબંધ થાય તે બ્રહ્મસંબંધ. આ બ્રહ્મસંબંધ પછી સેવામાં અધિકાર થાય છે. તેથી સેવ્ય સેવકનો વ્યવહાર શરૂ થાય છે. આત્મનિવેદનમાં પોતાને જગતમાં અહંતા મમતા ઉત્પન્ન કરનારી જેટલી પ્રિય વસ્તુઓ હોય તે બધી ગુરૂનીઆજ્ઞાથી ભગવદર્પણ કરી, તેમાં ભગવદ્બુદ્ધિ કરી ભગવાનનું સ્વામીપણું સ્થાપી. સદોષ વસ્તુઓનો નિર્દોષ કરી, પ્રભુ આજ્ઞાથી વ્યવહાર કરવો એ **બ્રહ્મસંબંધનો ઉદ્દેશ** છે. આ ઉદ્દેશ પ્રમાણે વર્તનારના દેહ અને જીવના સેવામાં પ્રતિબંધ કરનારા દોષો નિવૃત થાય, એ સ્વાભાવિક છે.

**અધિકારી**—શ્લોકમાં સર્વના દોષની નિવૃત્તિ લખી છે. તેથી સર્વ શબ્દથી દેવ, અસુર, મનુષ્ય, ગન્ધર્વ વિગેરે સર્વ બ્રહ્મસંબંધ કરી સેવામાં અધિકારી છે. ભગવદ્આશ્રય કરવો, અને પોતાના સ્વામીની સેવામાં પ્રવર્તમાન થવું, એ કોના અધિકારથી છેટું છે ?

**દેહ અને જીવનો સ્ફોટ**—દેહ શબ્દથી સ્થૂલ અને સૂક્ષ્મ શરીર લેવું, કે જેમ દશ અથવા એકાદશ ઇન્દ્રિયોના વ્યવહારથી દોષો ઉત્પન્ન થવા સંભવ છે. અને જીવ, પંચપર્વાત્મક અવિદ્યાથી બંધાય છે, તેથી જીવ શબ્દથી અવિદ્યાયુક્ત જીવ જ લેવો યોગ્ય લાગે છે. આ પ્રમાણે બ્રહ્મસંબંધથી દેહ અને જીવોના સર્વ દોષોની નિવૃત્તિ થઇ જાય છે, કારણ કે નિર્દોષ પૂર્ણ ગુણવાન્ પરબ્રહ્મના સંબંધનું સામર્થ્ય

---

+ આ વિષય પુષ્ટિસુધાકર ગ્રંથના પાન ૭૦ થી ૭૭ સુધી વિસ્તારથી વર્ણવેલ છે. તેમાં જીજ્ઞાસુએ જોવું.

જ બળવાન્ છે, જેથી પુનઃદોષો થવાનો સંભવ પણ રહેતો નથી. પૂજામાર્ગના ઉપાસકોને પૂજનની શરૂઆતમાં શુદ્ધિ સારૂ દરરોજ ભૂત- શુદ્ધિ નામનો પ્રયોગ કરવો પડે છે. કેમકે તે ઉપાસકોના દેવતા નિર્દોષ નથી, સદોષના સંબંધથી નિર્દોષ થાય એવું સાંભળ્યું નથી.

આ ૩ શ્લોકમાં દોષોની સંખ્યા ગણાવે છે.

मूलम्–सहजा देशकालोत्था लोकवेदनिरूपिताः ॥
संयोगजाः स्पर्शजाश्च न मन्तव्याः कथंचन ॥ ३ ॥

**અર્થ**—દેહની સાથે જ ઉત્પન્ન થનારા, દેશ અને સમયને અનુસરી ઉત્પન્ન થનારા, સંયોગથી ઉત્પન્ન થનારા, અને સ્પર્શથી ઉત્પન્ન થનારા, આ પાંચ દોષો લોક અને વેદમાં નિરૂપણ કર્યા છે, તે બ્રહ્મસંબંધથી નિવૃત થાય છે. તેથી કોઇ પ્રકારે ( અડચણ રૂપ ) માનવા ન જોઇએ.

**વિવેચન**—નીચે બતાવેલા પાંચ પ્રકારના દોષો બ્રહ્મસંબંધ કર્યા પછી નાશ પામે છે. તેથી આ દોષોથી હું નિવૃત થઇ નિર્દોષ છું, એમ માની સેવા કરવી જોઇએ. નિર્દોષ ભક્તની સેવા નિર્દોષ પ્રભુ પ્રેમથી સ્વીકારે છે.

૧ **સહજદોષ**—સહજ દોષ બે પ્રકારનો છે, સ્થૂલ દેહમાં માતા પિતાની અપવિત્રતાથી સાથે જ રોગાદિ થાય છે તે, અને પાંચ મહાભૂત ( પૃથ્વી, અપ, તેજ, વાયુ, આકાશ,)ના પાંચ દોષો છે. જેને સારૂ પૂજામાર્ગીયને ભૂતશુદ્ધિ કરવી પડે છે, ૨ જીવની સાથેજ અવિદ્યા

---

+ ૧ ઇન્દ્રિયાધ્યાસ ૨ પ્રાણાધ્યાસ ૩ દેહાધ્યાસ ૪ અન્તઃકરણાધ્યાસ, આચારથી ૫ સ્વરૂપનું વિસ્મરણ. આ પાંચ પર્વ છે. પર્વ એટલે ભાગ.

( અહંતા મમતા ) થી ઉત્પન્ન થનારા દોષો છે, તે સહજ દોષ એટલે સાથે ઉત્પન્ન થનારા છે.

૨ **દેશથી થનારા**—પૂજાના સ્થાનમાં અપવિત્રતા હોય છે. માટે આસન શુદ્ધિ કરવી પડે છે. અને મગધ, મારવાડ, સિન્ધ વિગેરે દેશો દોષવાળા ગણેલા છે. તેથી દેશથી થનારો દોષ તે સમજવો.

૩ **કાલથી થનાર**—સૂર્યોદયને પાંચ ઘડી થઇ જાય તો સૂર્યને ત્રણ અર્ધ્યને બદલે એક કાલ વીતી ગયા બદલનો વધારે એક અર્ઘ્ય આપવો પડે. અમુક મુહૂર્તમાં અમુક કામ કરવું, તે કાલ વીતી જાય તો તે પણ કાલ દોષ લાગે છે તે કાલ દોષ. અથવા કલિદોષ.

૩ **સંયોગથી થનાર**—બુદ્ધિપૂર્વક જે કામના કરવામાં આવે તેને સંયોગદોષ કહેવાય છે. વળી પૂજામાર્ગમાં વરુણ પૂજનથી શુદ્ધ જળ કરવામાં આવે છે. તેમાં સામાન્ય જળ ભળે તો તે પણ એના સંયોગ (જોડવા) થી દોષ રૂપ થાય છે. તે સંયોગ દોષ જાણવો.

૫ **સ્પર્શથી થનાર**—પૂજાના સામાનમાં અપવિત્રતા, શુદ્ર વિગેરેને સ્પર્શ તે સ્પર્શદોષ કહેવાય છે. આમાં અપવિત્રને અડકવાથી થનારા દોષોનો સમાવેશ થાય છે.

આ પાંચ પ્રકારના દોષો વેદમાં અને લોકમાં એટલે સ્મૃતિ વિગેરેમાં બતાવવામાં આવ્યા છે. કારણ કે તેને નિવારણ કરવા પૂજમાર્ગીય મથે છે. આ પાંચ દોષો કદાપિ પણ સેવામાં પ્રતિબંધ કરનારા થતાજ નથી, અને મનમાં વિચાર પણ ન લાવવો કે બ્રહ્મસંબંધ લીધા પછી આ પાંચ દોષો મને દોષયુકત કરશે. કારણ કે નિર્દોષ પૂર્ણાનન્દ ભગવાનને અર્પણ કરવાથી સર્વ વસ્તુ પવિત્ર થાય. એ સ્પષ્ટ સિદ્ધ જ છે. ભગવાન્ કહે છે કે ચાંડાલ, સ્ત્રી, શુદ્ર, પણ જો મારામાં નિષ્ટા રાખી ભકિત કરે તો તે પવિત્ર થાય છે, તો આ દોષો નિવૃત્ત થાય એમાં નવાઈ શી? માટે આ દોષો પૂજામાર્ગીયને જ લાગુ થાય છે.

પૂજામાર્ગ અને ભક્તિમાર્ગમાં બહુજ તફાવત છે. પૂજામાર્ગમાં જેની સેવા થાય છે તે પુરુષોત્તમથી ઉતરતા દરજ્જાના એટલે ભગવાનની વિભુતી છે. ભકિતમાર્ગમાં પરબ્રહ્મ પુરુષોત્તમની જ સેવા થાય છે, તેથી નિર્દોષ થાય છે. પૂજામાર્ગનો કર્મમાર્ગમાં સમાવેશ થાય છે, ભકિતનો સ્નેહ માર્ગમાં થાય છે. પૂજામાર્ગમાં તે દેવને બોલાવે છે ને કામ પુરુ થયે વિસર્જન કરે છે. તેથી મંત્ર બોલ્યા કે આવે, ને વિસર્જનનો મંત્ર બોલ્યા કે જાય, તેથી તે મંત્રને તાબે છે, પુરુષોત્તમ તો જ્યાં ભકતનો પ્રેમ દેખે ત્યાં વગર બોલાવે પણ તેના હૃદયમાં સ્થિર થાય છે. પૂજામાર્ગમાં અમુકનો જ અધિકાર છે. ભક્તિમાર્ગમાં સર્વ ગન્ધર્વ, મનુષ્ય, પશુ, ગજ વગેરે સર્વ પ્રભુમાં સ્નેહથી અધિકારી છે. ભકિતમાર્ગમાં ભકત બ્રહ્મસંબંધ થયા પછી પોતે દેહ, ઇન્દ્રિય, પ્રાણ, જીવ, ધન, દ્રવ્ય, ગૃહ, બાર વિગેરે સર્વ ભગવાન્ નુંજ છે. એવી ભગવદીયત્વ બુદ્ધિ થાય છે. માટે જ ભકિતમાર્ગીય ભકતને આ દોષો દોષવાળા કરતા નથી. પૂજામાર્ગમાં આવો ભાવ લેશ પણ નથી. ૩

બ્રહ્મસંબંધ કર્યા સિવાય દોષ નિવૃત્ત કરવાનો કોઇ પણ ઉપાય નથી.

मूलम्–अन्यथा, सर्वदोषाणां न निवृत्तिः कथञ्चन ॥
असमर्पितवस्तूनां तस्माद्वर्जनमाचरेत् ॥ ४ ॥

અર્થ—પ્રભુને નિવેદન કર્યા સિવાય સર્વ દોષની નિવૃત્તિ, કર્મ જ્ઞાન કે પ્રાયશ્ચિત વિગેરે કોઈપણ પ્રકારથી થતી નથી, તેટલા માટે ન સમર્પેલી વસ્તુઓનો ઉપયોગ કરવો નહિ.

વિવેચન—ભગવાનને અર્પણ કરવાથી જેવી રીતે સર્વ દોષની નિવૃત્તિ થાય છે. તેવી રીતે બીજા કોઇ પ્રકારથી થતી નથી. જુઓ

કે ભાગવત ચોથા સ્કંધમાં "સુખની પ્રાપ્તિ કર્મથી થનાર નથી." એમ કહ્યું છે.

**પ્રાયશ્ચિતથી** સમૂલદોષની નિવૃત્તિ થતી નથી. ષષ્ઠ સ્કંધમાં કહે છે કે હે પરિક્ષિત્! પ્રાયશ્ચિત્ત તો અવિદ્વાનને સારૂ એક કારણ છે. પરંતુ તેનાથી દોષની નિવૃત્તિ થતી નથી.

**જ્ઞાનથી**–સર્વ દોષોની નિવૃત્તિ થાય છે એવું ગીતાજી વિગેરેમાં કહ્યું છે, પરંતુ જ્ઞાન થવામાં પ્રથમ યમ, નિયમ, દમ એટલે ઇંદ્રિયનિગ્રહ, તપ, બ્રહ્મચર્ય, શમ, તિતિક્ષા વિગેરે સર્વ નિયમો પાળે અને વેદ વેદાન્તનું પૂર્ણજ્ઞાન સંપાદન કરે ત્યારે કંઇક જ્ઞાન સંપાદન થાય, ત્યારબાદ દોષ નિવૃત્ત થાય, એ આ કલિકાલમાં તીવ્ર વૈરાગ્ય વિના જ્ઞાન ઉત્પન્ન થવું મુસ્કેલ હોવાથી જ્ઞાનથી દોષ નિવૃત થવાની આશા રાખવી એ નકામી છે. માટે જ ભાગવતમાં કહે છે કે "જ્ઞાનમાર્ગથી કંટાળી સર્વથી શ્રેષ્ઠ ભક્તિમાર્ગમાં પ્રવેશ કરે છે. અને સૂર્યના ઉદયથી ઝાકળ નાશ પામે છે તેમ ભક્તિના ઉદયથી સર્વ દોષની નિવૃત્તિ થાય છે."

માટે નિર્દોષ પ્રભુને દેહ–પ્રાણ–જીવ–ધન–દ્રવ્ય વિગેરે સર્વ પદાર્થો અર્પણ કરી, દોષ વગર કરવાં, અને આ સર્વ ભગવાનનાં છે. એવી બુદ્ધિ રાખવી અને પ્રભુમાં ચિત્ત રાખી સેવામાં જોડાવવું. તેથી જ નિર્દોષ થાય છે. સેવા પ્રવર્તમાન થયા પછી પણ એક એવો નિયમ રાખવો, કે પ્રભુને અર્પણ કર્યા સિવાયની કોઇ પણ વસ્તુ ઉપયોગમાં લેવી નહિ. કે જેથી આ કલિકાળમાં દેશ અને કાળના કોઇ દોષ લાગુ થાય નહિ, માટે સર્વ વસ્તુઓ અર્પણ કરવી યોગ્ય છે.

પ્રભુને અર્પણ કર્યા પછી તેમાંથી પોતે અન્નાદિકનો ઉપયોગ કરે, તો અર્પણ કરેલું વપરાય તેથી દોષવાળું થવાય કે કેમ? તેનો ખુલાસો કરે છે. અને નિવૃત્તિનો ઉપાય બતાવે છે—

मूलम्—निवेदिभिः समर्प्यैव सर्वं कुर्यादितिः स्थितिः ॥
न मतं देवदेवस्य सामिभुक्तं समर्पणम् ॥ ९ ॥

**અર્થ**—જેણે પ્રભુને નિવેદન કર્યું છે, તેણે તો પ્રભુને સર્વ અર્પણ કરીનેજ સર્વ કાર્ય કરવાં. એવી ભકિતમાર્ગની મર્યાદા છે. દેવના પણ દેવ શ્રીકૃષ્ણપ્રભુને અર્ધ ભોગવેલી વસ્તુ અર્પણ કરવી એ યોગ્ય નથી.

**વિવેચન**—આ ભક્તિમાર્ગીય ગુરુદ્વારા જેણે ભગવાનને ધન, ગૃહ, સ્ત્રી, પ્રાણ, પુત્ર, વિત્ત વિગેરે સર્વ અર્પણ કર્યું છે, અને સ્ત્રી, પુત્ર વિગેરે સ્વકુટુંબવર્ગને સેવામાં યોજેલાં છે, તેણે તો સર્વ ભગવાનનેજ અર્પણ કરી સર્વે કાર્ય કરવાં, અર્થાત્ દરરોજ ખાવાનાં અન્ન વિગેરે પ્રભુને અર્પણ કરીનેજ ઉપયોગ કરવો, વસ્ત્ર-અલંકારસર્વે તેમને અર્પણ કરવાં, એવો આ માર્ગનો ખાસ નિયમ છે. શ્રાદ્ધ હોય ત્યારે પિતૃઓને પણ પ્રસાદી અન્નથી તૃપ્ત કરવા. યજ્ઞ કરવો હોય તો પ્રભુને અર્પણ કરીનેજ હુત દ્રવ્ય ઘી વિગેરે વાપરવું. લગ્ન વિગેરે પ્રસ્તુતમાં બ્રાહ્મણભોજન પણ ભગવાનને અર્પણ કરીને વાપરવું. સૂર્યને અર્ધ્ય વિગેરેમાં જલ પણ પ્રસાદીજ વાપરવું જોઇયે, એવો ખાસ નિયમ રાખવા જોઇયે.

**અર્ધ ભોગવેલી વસ્તુ ભગવાનને અર્પણ કરવી નહિ**—પ્રભુને અર્પણ કરવા આણેલી વસ્તુમાંથી બાલક કે સ્ત્રી વિગેરેએ અજ્ઞાનથી ઉપયોગ કર્યો હોય તો તે અર્પણ કરવી નહિ. અથવા એક વસ્તુ આણી અને અધો ભાગ પોતે ઉપયોગમાં લીધો હોય આમ વાપર્યા પછી તે વસ્તુ પ્રસાદી કરવા અર્પણ કરવી નહિ, માટે તેનો ખાસ મના કરે છે. ભગવાનને સારૂં ચીજ લાવતી વખતે તે સારી છે કે ખોટી તેની પરીક્ષા કરવા સારૂં સુંઘવી કે ચાખવી તે અર્ધી ભોગવેલીન કહેવાય.

પરંતુ તેને લાવ્યા પછી તેના ઉપર ઉપયોગ કરવાની ઇચ્છા કરી ખાવાની હોય તો ખાવી, અને પહેરવાની હોય તે પહેરવી, તે અર્ધા ભોગવેલી કહેવાય. માટે આણેલી વસ્તુઓ ઉપર પ્રસાદી થયા વગર કોઇપણ પ્રકારની લાલસા કરવી નહિ, અને ભૂલેચૂકે લાલસા થઇ જાય તો પ્રભુની ક્ષમા માગવી કે મારાથી જે અપરાધ થયો છે તે પુનઃ હવે નહિ કરૂં, પછી મનનો નિગ્રહ કરી અન્ન જે રીતે ઘરમાં રંધતું હોય તે, અને વસ્ત્ર-અલંકાર, ફળ, ફુલ, મેવો વિગેરે જે કાંઇ હોય તે પોતે લાલસા કર્યા સિવાય પ્રભુને અર્પણ કરી ઉપયોગમાં લેવું. ૫

માટે હમેશાં અર્પણ કરવું કહી, હવે શંકાનું સમાધાન કરે છે.

मूलम्-तस्मादादौ सर्वकार्ये सर्ववस्तुसमर्पणम् ॥
दत्तापहारवचनं तथा च सकलं हरेः ॥ ६ ॥
न ग्राह्यमिति वाक्यं हि भिन्नमार्गपरं मतम् ॥
सेवकानां यथा लोके व्यवहारः प्रसिद्ध्यति ॥ ७ ॥
तथा कार्यं समर्प्यैव सर्वेषां ब्रह्मता ततः ॥

અર્થ—માટે હમેશાં વૈદિક કે લૌકિક સર્વ કાર્યના આરંભમાં પ્રભુને સર્વ વસ્તુનું અર્પણ કરવું. વળી શ્રીમદ્ ભાગવત્માં કહે છે કે "આપેલું દાન, અને પ્રભુનું કંઇ પણ ગ્રહણ કરવું નહિ" આ શ્રીભાગવતનું વચન અન્ય પૂજા માર્ગને લાગુ પડે છે. ભક્તિમાર્ગના સમર્પણનો પ્રકાર જુદીજ રીતનો છે—

સેવકોનો જેવી રીતે વ્યવહાર ચાલતો હોય-અર્થાત્ જે વ્યવહાર પ્રસિદ્ધ હોય તે પ્રમાણે સમર્પીને જ કાર્ય કરવું તેથી જ સર્વ વસ્તુ નિર્દોષ અને બ્રહ્મરૂપ બને છે.

**વિવેચન**—સર્વ વસ્તુ ભગવાનને અર્પણ કરવી, એવો ખાસ નિયમ છે, પરંતુ એક શંકા થાય છે કે, ભગવાને કહ્યું છે કે " મને અર્પણ કરેલો એક દીવો હોય અને તેનો પ્રકાશ પણ ઉપયોગમાં ન લેવો " એવું ભાગવતમાં કહ્યું છે તો ભગવાનને સમર્પણ કરેલી વસ્તુઓનો ઉપયોગ કેવી રીતે થાય ? તેનું સમાધાન કરે છે.

*સમાધાન—સમર્પણ અને દાન, એમાં બહુ જ તફાવત છે. જે વસ્તુ જેની હોય તે તેને સોંપવી કે અર્પણ કરવી, એ **સમર્પણ**, અને પોતાનો હકક વસ્તુ ઉપરથી ઉઠાવી લઇ સામા પાત્રનો હકક બેસાડવો એ **દાન** કહેવાય છે. દાન કરેલી વસ્તુનો ઉપયોગ લેવો એ શાસ્ત્રથી વિરૂદ્ધ છે. એક રીતે વિચાર કરતાં પૂજામાર્ગમાં સમર્પણનો ખ્યાલ પણ નથી, અને તેમાં આ બીજા દાનની વ્યાખ્યા કહી તેનો પ્રચાર છે, તેથી તેમાં પાત્રને દાન આપે છે. તે કોઇ બ્રાહ્મણ કે દાન લેવા અધિકારી મનુષ્ય જ હોય છે. ભક્તિમાર્ગમાં તો અર્પણ કરવાનું સાક્ષાત્ પ્રભુને જ છે. અને તે સર્વ ભગવાનની બનાવેલી વસ્તુઓ જ ભગવાનને અર્પણ કરવાની છે. અને ભગવાનના પ્રસાદથી જ ભકત નિર્વાહ કરી પોતે પવિત્ર બને છે. એ ભક્તનું ભૂષણ છે. પ્રભુ પોતે પણ કહે છે કે મને પત્ર, પુષ્પ, ફળ વિગેરે જે ભક્તિથી અર્પણ કરે છે તો હું સર્વ અંગીકાર કરૂં છું. **उच्छिष्ट भोजिनो दासास्तव मायां जयेम हि ॥** અને ભક્તો કહે છે કે હે ભગવાન્ ! તમારી પ્રસાદી વસ્તુઓનો ઉપયોગ કરી અમે તમારી માયાને પણ તરી જઇએ છીએ. આ પ્રમાણે ભક્તિમાર્ગમાં સમર્પણથી સર્વ વસ્તુ પવિત્ર પ્રભુ રૂપ થાય છે, અને અર્પણ કરીને જ વાપરવાનો પ્રચાર છે. અને પાછું ન લેવું એવું જે વચન છે તે પૂજામાર્ગના દાનના વિષયને લાગુ પડે છે. ભક્તિમાર્ગમાં તેનો લેશ પણ નથી.

---

*આ વિષય ઉપર વિશેષ જુઓ પુષ્ટિસુધાકર. પાન ૭૮ માં.

**શંકા**—પ્રસંગોપાત કોઇએ જમવા કે કોઇ ફલાદિકને ખાવા સારૂ આગ્રહ કર્યો તો ત્યાં આગળ કેવી રીતે સમર્પણ કરવું ?

**સમાધાન**—સેવા કરનારનો +સેવકોનો વ્યવહાર લોકોમાં પ્રસિદ્ધ જ હોય છે. તે પ્રમાણે વર્તવું. શિષ્ય ગુરૂની આજ્ઞા શિવાય કંઇ કાર્ય ન કરે એવો રીવાજ શાસ્ત્રોક્ત છે, તેમ પ્રભુને પણ ભક્ત સર્વે કાર્યના આરંભમાં વિજ્ઞાપન કરે છે. અથવા મનથી પણ સમર્પિત કરે છે, તે પણ સમાપત કહેવાય છે.

આ પ્રમાણે સમર્પિત કરવાથી બ્રહ્મતાઙ્થાય છે. દોષરહિતપણું થાય છે, ભગવદીય થાય છે. અને કલિ વિગેરેનો કોઇ પણ પ્રકારનો દોષ દોષિત કરતો નથી. તેથી સેવામાં અધિકારી હોઇ સેવા પણ પ્રભુ પ્રેમથી સ્વીકારે છે.

હવે આ ઉપસંહારમાં આખા ગ્રંથનો સાર બનાવી આપવા દૃષ્ટાન્ત આપે છે.

**मूलम्—गङ्गात्वं सर्वदोषाणां गुणदोषादिवर्णना ॥**
**गङ्गात्वेन निरूप्यास्यात्तद्वदत्रापि चैव हि ॥ ९ ॥**

**અર્થ**—ગંગાજીમાં મળેલા દોષિત જળ કે સારા જળના દોષ કે ગુણ ગંગામાં મળ્યા પછી જુદા ગણાતા નથી. તેમ અહિંઆં પણ જ્યાં સુધી બ્રહ્મસંબંધ લઇ ભગવદીય થયા નથી ત્યાં સુધીજ તેને દોષો બાધ કરે છે. પછી બાધ થવાનો સંભવ પણ નથી.

---

+ ચરણામૃત પધરાવી પવિત્ર કરે છે. એવો રીવાજ પણ સ્વમાર્ગીયોમાં પ્રચલિત છે.

**વિવેચન**—ગંગાજીમાં પરનાળનું જળ જાય છે. અને સારૂ જળ પણ જાય છે. પરંતુ જ્યાં સુધી પરનાળનું જળ જુદું હોય છે ત્યાં સુધી અપવિત્ર વિગેરે રહે છે, પરંતુ ગંગાજીમાં મળી ગયા પછી જેમ ગંગાજીરૂપ થતાં પવિત્ર થાય છે, અને બિલકુલ આ પરનાળનું જળ અને ગંગાજળ જુદું પડતું નથી, પણ પવિત્ર જ જણાય છે. તેવી રીતે અહિંઆં પણ જ્યાંસુધી ભક્તિમાર્ગીય આચાર્યદ્વારા નિવેદન નથી, ત્યાં સુધી જ તેને પહેલા ગણાવેલા પાંચ દોષો તથા કલિના દોષો બાધ કરી શકે છે, પરંતુ આત્મા અને દેહ સુદ્ધાં પરમાત્માને અર્પણ કરી સર્વ શુદ્ધ વસ્તુઓનો ઉપયોગ કરી પવિત્ર બ્રહ્મરૂપ જ્યારે બને છે, ત્યારે તેને દોષ કંઇ પણ બાધ કરી શકતા નથી. માટે આચાર્ય પાસે ગદ્યમંત્ર ગ્રહણ કરી સેવાનો અધિકાર મેળવી. આત્મનિવેદનને હમેશાં સ્મરણમાં રાખી, દીનતાપૂર્વક સેવા કરવી જેથી બ્રહ્મભાવ અને પરમાનન્દ ફળ સહેલાઇમાં મેળવી શકે. ૯

જેને દેવમાં જેવી શ્રદ્ધા, તેવી જ ગુરુમાં હશે તેને તો આ કહેલા સિદ્ધાન્તો અમૃતરૂપ લાગે છે, નહિ તો ખાટા લાગે છે.

॥ इतिश्रीमद्वल्लभाचार्यविरचितं सिद्धान्तरहस्यं संपूर्णम् ॥

---

# "श्री अन्तःकरण--प्रबोध."

**આ** ગ્રન્થ ઉપરથી અંતઃકરણને બોધ આપવાનો કે ભગવાનનો સ્વીકાર નિત્ય છે, ભગવાન્ સમર્પણ કરી શરણે આવેલા ભક્તનો અંગીકાર કરે છે, તે ભક્તને અંગીકારથી બહાર કાઢનાર નથી. એવો ભક્તે સંપૂર્ણ વિશ્વાસ રાખવો જોઇએ. અને પ્રભુ કૃપા

થતાં અભિમાન ન કરવું. અભિમાનથી કૃપા ન્યૂન થાય છે. આવા પ્રસંગમાં પણ પ્રભુ અંગીકારથી છોડતા નથી.

ભગવાને વિચાર્યું જે શ્રીભાગવતનો અર્થ મારા સિવાય બીજાથ શુદ્ધ વેદાનુસાર કરવો અશક્ય છે. એવો વિચાર કરી, પોતાની વાણીના અધિપતિરૂપ શ્રીમહાપ્રભુજીને પ્રકટ કરી, શ્રીભાગવતનો અર્થ કરવાની આજ્ઞા કરી શ્રીસુબોધિનીજી કરાવ્યાં, તેમાં ત્રણ સ્કંધમાં જ ઘણો વખત જવાથી, શ્રીમહાપ્રભુજીના વિયોગને ન સહન કરી શકવાથી, દેહ ત્યાગ કરવાની પહેલી આજ્ઞા કરી. પછી દશમસ્કંધની વિવૃત્તિ કરવાની વિશેષ આજ્ઞા કરી. પછી દેહ ત્યાગ કરવાની બીજી આજ્ઞા કરી, આ આજ્ઞા થતાં પહેલાં ત્રણ સ્કંધ પુરા કરી ઉત્તમોત્તમ દશમ-સ્કંધને શરૂ કર્યો આ સંપૂર્ણ થતાં શ્રીઠાકોરજીએ જલદી પોતાની પાસે આવવાની ત્રીજી આજ્ઞા આપી, ત્યારે પોતે ભગવન્માર્ગ ચલાવનાર હોવાથી અને ભગવત્‌કૃપાની મોટાઇ તરફ નજર રાખીને તેના આવેશથી બે વખત આજ્ઞાનું ઉલ્લંઘન થયું. આ પ્રમાણે ભગવાનનો આગ્રહ છતાં આજ્ઞોલ્લંઘનની ધૃષ્ટતા કરનાર સ્વકીયાન્તઃકરણને પ્રભુ સંબંધી નિત્યસ્વીકારનો વર ઉપદેશ આપે છે. પરંતુ ભગદીયોને જ માટે કૃપા કરી આ ગ્રંથ શ્રીમહાપ્રભુજીએ લખ્યો છે એમ માનવું ભૂષણ છે.

मूलम्—अन्तःकरण मद्वाक्यं सावधानतया शृणु ॥

कृष्णात् परं नास्ति दैवं वस्तुतो दोषवर्जितम् ॥ १ ॥

**અર્થ**—હે અન્તઃકરણ! સાવધાન થઇને મારૂં વચન સાંભળ! ખરેખર રીતે વિચાર કરતાં શ્રીકૃષ્ણ સિવાય દોષરહિત બીજું એકે દૈવત નથી.

**વિવેચન**—શ્રીભાગવતમાં કહે છે કે "ઇન્દ્રિયો અશ્વ છે અને મન લગામ છે. આ ઉપરથી સમજાય છે કે અન્તઃકરણ દશેન્દ્રિયનું

અધિપતિ છે. તેથી તેને જ બોધ આપે છે. સાવધાન થઇ સાંભળવાનું કારણ એજ છે કે—*ગોપીજનોને ભગવાને પાછાં ઘેર જવાની આજ્ઞા કરી પરંતુ ભગવદ્દવિરહ થવાનો હોવાથી તે પાછાં ઘેર ન જતાં બધાના ઉત્તર આપી પોતે શ્રીકૃષ્ણ સાથે રમણ કરી, આનંદ મેળવ્યો હતો. તેવી રીતે તારે આજ્ઞાનું ઉલ્લંઘન કરવું યોગ્ય નથી, કેમકે તેમને વિરહ થવાનો હતો અને શ્રીકૃષ્ણની સાથે સર્વથી ઉત્તમ પૂર્ણાનન્દ મલવાનો હતો તે થાત નહિ, આ બે મુખ્ય કારણોથી તેમનું આજ્ઞોલ્લંઘન ભૂષણરૂપ છે. પણ તારે તો પ્રભુ પાસે જવા આજ્ઞા છે. તેથી તે તારે તેનાથી વિપરીત હોવાથી અલૌકિક આનન્દ પ્રાપ્ત નહિ થાય. સાવધાનપણાથી સાંભળ; એમ કહેલું છે. શ્રીકૃષ્ણની આજ્ઞામાં વિલંબ થશે માટે વિપરીત ફળ થશે કેમકે શ્રીકૃષ્ણથી બીજું ઉત્તમ દૈવ નથી એજ સર્વથી ઉત્તમ છે. પહેલાની ભાવના પ્રમાણે પોતે ભાગવતનું વિવરણ કરે તો તે શ્રીકૃષ્ણમાંજ નામરૂપ સેવા થાય છે. પરંતુ સિદ્ધાન્તના નિરૂપણ વખતે બીજા સિદ્ધાન્તોનું નિરાકરણ કરવું પડે; બીજા દોષરૂપ ઝઘડામાં પડવું પડે તેથી ભગવદ્ભાવ સિવાય બીજા ભાવમાં પડવું અયોગ્ય હોવાથી પ્રભુ આજ્ઞા પ્રમાણે તેમની પાસે જવું યોગ્ય છે. ૧

એક બાજુએ આજ્ઞાનું ઉલ્લંઘન થયું તેથી ફળ ન મળે અને દેહ છોડાવાથી ભાગવતનો વિચાર પણ ન થાય ? એમ બન્નેમાંથી ભ્રષ્ટ થાય તો ભાગવતનો વિચાર કરવો યોગ્ય છે ! એવી શંકાનું નિરાકરણ કરે છે.

**मूलम्—चाण्डाली चेद्राजपत्नी जाता राज्ञा च मानिता ॥**
**कदाचिदपमानेपि मूलतः का क्षतिर्भवेत् ॥ २ ॥**

---

* स्वागतं वो महाभागाः ત્યાંથી આરંભ.

**અર્થ**—ચાંડાલી જો રાજપત્ની થાય અને રાજાની માનીતી થાય, પરંતુ કોઈ કારણસર અપમાન થાય. અર્થાત્ અણમાનીતી થાય તોપણ તેને મૂળ રાજાની રાણીપણું કંઈ જતું રહેતું નથી.

**વિવેચન**—ચાણ્ડાલી રાજાની રાણી થઇ હોય અને તે માનીતી થાય પણ કંઈ કારણસર અપમાન થઇ, અણમાનીતી થાય, પરંતુ તેનું રાણીપણું જતું નથી. જેમ વડનાં પાન ખરી જઇ શરદ્ઋતુમાં નવાં આવી પુનઃ પહેલાંના જેવાં થઇ જાય છે, તેવી રીતે તેજ પાછી સમયાનુસાર માનીતી થાય છે. આ દ્રષ્ટાન્તથી સમજવાનું કે ચાંડાલી અડકવાને અયોગ્ય હતી, છતાં દૈવેચ્છાથી રાજાના અંગીકારથી ઉત્તમ રાણી થઇ. આ ઉપરથી સમજવાનું કે તે તો પ્રભુનો અંગીકાર નિત્ય છે, તેમાં જીવો તો અંગીકાર કરવા લાયક જ છે. આવા નિત્ય અંગીકાર કરનારા પ્રભુના સંયોગરૂપ ફલ મળવામાં જો વિલંબ થાય તો તારે અપમાન થએલી રાણીની માફક ચિન્તા ન કરવી, આ ભાગવતનુંજ વિવરણ કરવું, એવી એકાન્ત હઠ ઉપર ન આવવું. સંગોગ ન થવાથી વિયોગ થશે તો વિયોગરૂપી વિલંબ એ સાક્ષાત્+ ફળ બરોબર છે તેથી તારે નિત્ય સ્વીકાર કરનારા ભગવાનના સંયોગરૂપના વિલંબમાં ચિંતા કરવી નહિ.

## ઉપરની વાતને દઢ કહે છે.

**मूलम्—समर्पणादहं पूर्वमुत्तमः किं सदा स्थितः ॥**
**का ममाधमता भाव्या पश्चात्तापो यतो भवेत् ॥ ३ ॥**

---

+ સ્વમાર્ગમાં સંયોગાવસ્થા કરતાં વિયોગાવસ્થા ઉત્તમ ગણવામાં આવે છે.

**અર્થ**—સર્વ નિવેદન કર્યો પહેલાં શું હું નિત્ય ઉત્તમ હતો ? મારી એવી અધમતા વિચારવાની છે જ નહિ, કે જેનાથી મને પશ્ચાત્તાપ થાય.

**વિવેચન**—અરે અન્તઃકરણ ! તું વિચાર કર કે આ માનભંગ થયો છે ? શ્રીપ્રભુકૃપા સિવાય તારામાં માન મેળવવાની યોગ્યતા કંઇ હતી ? વળી માનભંગ તો સમાનમાં ગણવાનો હોય, પરમાત્મા આગળ માનભંગની વાર્તા અયોગ્ય છે. પ્રભુને નિવેદન કર્યાથી તો આ યોગ્યતા પ્રાપ્ત થઇ છે. તેમ ન હોય તો નિવેદન પહેલાં શું ઉત્તમતાનો લેશ ક્યાં હતો ? માટે તારે કોઇ પણ પ્રકારનો પશ્ચાત્તાપ કરવો એ મહાન્ અયોગ્ય છે* ॥૩॥

**ફૂલમાં વિલંબ થાય તો શું કરવું ?**

**मूलम्–सत्यसङ्कल्पतो विष्णुर्नान्यथा तु करिष्यति ॥**
**आज्ञैव कार्या सततं स्वामिद्रोहोन्यथाभवेत् ॥ ४ ॥**

**અર્થ**—ભગવાન્ સત્યસંકલ્પ વાળા છે. માટે ફળ દેવામાં વિલંબ કરશે જ નહિ. માટે તારે શ્રીકૃષ્ણનીજ આજ્ઞા માનવી એ જ યોગ્ય છે. નહિ તો સ્વામીનો દ્રેષ કર્યો ગણાશે,

**વિવેચન**—ભગવાનનો સંકલ્પ સાચો છે. તેમણે એક વખત કરેલો સ્વીકાર ફરીથી અસ્વીકાર થતો જ નથી, માટે તારે કોઇ પ્રકારે ફલમાં વિલંબ થશે એમ માનવું નહિ. અને ભગવાન્‌ની કૃપાનું માન રાખી તારે કોઇ વખત ભગવાન્‌ની આજ્ઞાનું ઉલ્લંઘન ન કરવું, પહેલા શ્લોકના વિવેચનમાં ગોપિકાઓનું દૃષ્ટાન્ત આપ્યું છે. તેમાં ગોપિકાઓના

---

* આત્મનિવેદન કરેલા ભગવદીયોએ આત્મનિવેદન પછી કોઇ પ્રકારની ચિન્તા ન કરવી. એ આ શ્લોકના સારાંશથી બોધ લેવાનો છે.

પ્રમાણે તું પણ ભગવાનની આજ્ઞાનું ઉલ્લંઘન કરીશ તો તારે વિપરીત ફલ ભોગવવું પડશે કારણ કે ગોપીજનોને ભગવાનનો વિરહ થવાનો હતો અને તારે તો ભગવાન્ પાસે જવાની આજ્ઞા છે માટે તારે ભગવાનની આજ્ઞાનું ઉલ્લંઘન ન કરવું. કરવાથી તારે સ્વામીનો દ્રોહ થશે. અને તેઓશ્રીએ આપવા ધારેલ ઉત્તમ ફલમાં પ્રતિબંધ થશે. અને ફલમાં વિલંબ થશે, માટે ભાગવત વિચારવાનો આગ્રહ છોડી દેવો યોગ્ય છે.

ભાગવતવિચારની આજ્ઞા પહેલાંની છે અને પોતાની પાસે આવવાની આજ્ઞા પછીની છે. આ બેમાં બલવાન્ કોણ છે? તેનો વિચાર કર.

मूलम्–सेवकस्य तु धर्मोऽयं स्वामी स्वस्य करिष्यति ॥
आज्ञा पूर्वं तु या जाता गंगासागरसंगमे ॥ ५ ॥
याऽपि पश्चान्मधुवने न कृतं तद्द्वयं मया ॥

**અર્થ**—ચોથા શ્લોકમાં કહેલો સેવકનો તે ધર્મ છે અને સ્વામી પણ પોતાના અસાધારણ ધર્મો સેવક સમજી શકે એમ કરશે જ. વળી ગંગા અને સાગરના સમાગમમાં જે આજ્ઞા થઇ અને પાછલથી મધુવનમાં જે આજ્ઞા થઇ તે બન્ને પણ મેં પાળી નથી.

**વિવેચન**—પ્રભુની આજ્ઞાનું ઉલ્લંઘન ન કરવું, વિગેરે સેવકના અસાધારણ ધર્મો તારામાં હશે તો પ્રભુ અસાધારણ (ઉત્તમ) ભકિત જોઇ શ્રીપ્રભુ પણ પોતાના સ્વામીપણાના અસાધારણ ધર્મો તારાથી સમજાય એમ કરશે. માટે તારે સેવકના ઉત્તમોત્તમ ધર્મો પાલવા એજ તારી ફરજ છે. તેમ છતાં ગંગા અને સાગરના સમાગમમાં થએલી પહેલી આજ્ઞા અને બીજી મધુવનમાં થએલી આજ્ઞા આ બંન્ને આજ્ઞાનું ઉલ્લંઘન કર્યું છે. (માટે આ ત્રીજી આજ્ઞા પ્રમાણે વર્તી ભાગવતના વિચારનો આગ્રહ છોડી પ્રભુ પાસે જવું એ સારાંશ છે.)

આજ્ઞા કેવા પ્રકારની તેની ગણના કરે છે.

मूलम्–देहदेशपरित्यागस्तृतीयो लोकगोचरः ॥
पश्चात्तापः कथं तत्र सेवकोऽहं न चान्यथा ॥ ६ ॥

**અર્થઃ**—પહેલી દેહત્યાગ કરવાની, બીજી દેશત્યાગ કરવાની, અને ત્રીજી સંન્યાસ લેવાની. ત્રીજી આજ્ઞામાં મને પશ્ચાંત્તાપ કેમ થાય ! હું સેવક છું, એમાં ફેર નથી.

**વિવેચનઃ**--પહેલી દેહત્યાગ કરવાની આજ્ઞા કરેલી છે. દેહત્યાગ પ્રારબ્ધ કર્મ સુધી થતો નથી, અને બળાત્કારે કરવો એ શાસ્ત્રથી વિરૂદ્ધ છે. પરંતુ અહિંઆં સર્વ જીવોની લગામ હાથમાં રાખનારા સાક્ષાત્ પરમાત્માની આજ્ઞાથી દેહત્યાગ કરવામાં બાધ નથી. આજ્ઞા ન પાળવામાં આવે તો તે પ્રતિબંધક (બાધ) રૂપ છે. બીજી દેશત્યાગની આજ્ઞા હતી, ત્રીજી આજ્ઞા લોકમાં એટલે સ્મૃતિ વિગેરેમાં સ્પષ્ટ દેખાતી સંન્યાસ નામની છે. તેથી ઘરનો ત્યાગ કરવો એ એમાં કારણ છે. પહેલી બે આજ્ઞાઓ ન પાળી અને આ ત્રીજી પાળવામાં આવવાથી પહેલી બે આજ્ઞાઓ પાળવા બરોબર થશે. તેમ છતાં અંતઃકરણને પહેલી બે આજ્ઞાઓનું ઉલ્લંઘના-અપરાધની ચિન્તા થાય તો કહે છે કે–ફળમાં વિલંબ થાય તોતે એક શિક્ષારૂપ છે માટે સેવકે પશ્ચાત્તાપ કરવો યોગ્ય નથી. કારણ કે હું સેવક છું અને પ્રભુ મારી સેવા સ્વિકારે છે, તેથી તેમની આજ્ઞાના ઉલ્લંઘનના અપરાધ તરફ નજર રાખી મારી સંભાળ પણ ન લે ? અને પોતાનો છે એમ માને છે. તેથીજ ફળના વિલંબરૂપ શિક્ષા કરી છે. માટે હું સેવક છું તેથી મને કોઇ પ્રકારની ચિંતા કરવાનું કારણ નથી.૬

કોઇ કહે છે કે "राजा मित्रं केन दृष्टं श्रुतं वा" રાજા તે કોઇનો મિત્ર થયો એવું જોયું કે સાંભળ્યું ? આ વિચાર પ્રમાણે ભગવાન્ પણ સંભાળ ન લેતો શું કરવું ? આ શંકાનું સમાધાન કરે છે.

मूलम्—लौकिकप्रभुवत्कृष्णो न द्रष्टव्यः कथंचन ॥
सर्वं समर्पितं भक्त्या कृतार्थोसि सुखी भव ॥ ७ ॥

અર્થ—લોકના રાજાની માફક શ્રીકૃષ્ણ પરમાત્માને માનવા ન જોઇએ. તેમને ભક્તિપૂર્વક બધુ અર્પણ કર્યું છે, માટે કૃતાર્થ (ભાગ્યશાળી) છે, અને આજ્ઞા પ્રમાણે વર્તી સુખી થા.

વિવેચન—સામાન્ય રાજાઓની માફક શ્રીકૃષ્ણને ન માનવા જોઇએ. કારણ કે કયાં અલૌકિક પરમાનન્દ પરબ્રહ્મ સર્વ જગતના નિયન્તા શ્રીકૃષ્ણ અને સામાન્ય એક અવિદ્યાબદ્ધ થયેલો જીવ રાજા કયાં ? શ્રીકૃષ્ણનો અંગીકાર નિત્ય છે. સ્વીકારેલાનો ત્યાગ કરતા નથી. કારણ કે તારા ઉપર કૃપા હતી તેથી શ્રીકૃષ્ણપ્રભુને સર્વ અ-ર્પણ કર્યું છે, તે પણ ભક્તિપૂર્વક, અર્પણ કરેલું હોવાથી તારો અં-ગીકાર કરેલો છે તેથી તું કૃતાર્થ થયો છું, વચમાં કૃપાના માનથી આજ્ઞા પ્રમાણે ન વર્તવામાં આવ્યું તેથી ફલના વિલંબ રૂપી શિક્ષા થઇ છે. હવે ભાગવતવિવરણનો આગ્રહ છોડી ત્રીજી પ્રભુની આજ્ઞા પ્રમાણે વર્તીને પહેલાંની માફક સુખી થા. આમ અન્તઃકર-ણને બોધ આપે છે. ૭

ભગવાનનો અંગીકાર નિત્ય છે એ સાબીત થયું. પરંતુ પહે-લાંના જેવું ફળ આપશે કે કેમ ? એ શંકાનું નિવારણ કરે છે.

मूलम्—प्रौढापि दुहिता यद्वत्स्नेहान्न प्रेष्यते वरे ॥
तथा देहे न कर्तव्यं वरस्तुष्यति नान्यथा ॥ ८ ॥

અર્થ—પોતાની યુવાન છોકરી સ્નેહથી તેના વરને ત્યાં ન મોકલવામાં આવે તો વર જેમ ખેદવાળો થાય છે,

તેમ દેહને વિષે ન કરવું, અને મોકલવામાં આવે તો ક્લિષ્ટ થવાનો સંભવ રહેતો નથી. તેમ શ્રીકૃષ્ણસ્વામી પ્રસન્ન થાય એમ સર્વ દેહાદિક અર્પણ કરવું.

વિવેચન—હે અન્તઃકરણ? પ્રભુને તારી જરૂર છે તેથી તારા દોષ ઉપર દૃષ્ટિ નહિ રાખતાં તને પૂર્ણ ફળ આપશે જ, પ્રૌઢા અવસ્થામાં આવેલી કન્યા ઉપર બાપનો અતિશય સ્નેહ હોય તેથી વર પાસે ન મોકલે તો વર ખેદવાળો થાય છે, માટે તેવી રીતે દેહના સંબંધમાં ન કરવું. શ્રીપ્રભુને પોતાની અપેક્ષા (જરૂર) પડી છે એમ જાણતાં છતાં તેમ ન કરવામાં આવે તો પ્રભુ અસંતુષ્ટ થાય છે. અને આજ્ઞાનું ઉલ્લંઘન થાય છે. માટે જો આ પ્રમાણે નહિ કરતાં ત્યાં જવામાં વખત નહિ લગાડવામાં આવે તો પહેલાંની માફક સ્વેચ્છા પ્રમાણે ચાલનાર પ્રભુ પુર્ણ ફળ આપશે જ. માટે શ્રીમદ્ ભાગવતના વિવરણનો આગ્રહ છોડી દઈને પ્રભુ આજ્ઞા પ્રમાણે વર્તવામાં આવશે તો પૂર્ણ ફળ મળશે અને આજ્ઞાનું પાલન થશે. માટે દેહ ત્યાગમાં વિલંબ કરવો એ ઉચિત નથી. ૮

શ્રીમદ્ભાગવતનો અર્થ કરવાથી લોકમાં સારી પ્રસિદ્ધિ થશે અને ફરીથી કોઇક વખતે પ્રભુ પાસે જવાશે? એવી શંકા થાય તો તેનું સમાધાન કરે છે—

**मूलम्–लोकवच्चेत् स्थितिर्मे स्यात् किं स्यात् इति विचारय ॥**
**अशक्ये हरिरेवास्ति मोहं मागाः कथंचन ॥ ९ ॥**

**અર્થ—(શ્રીભાગવતનો અર્થ કરી લૌકિકમાં પ્રસિદ્ધિરૂપી) લૌકફળની પ્રાપ્તિ થાય તેનું મારે શું પ્રયોજન છે?**

વિચાર કર ? અને ( શરીર ત્યાગ એ અશક્ય છે. એમ પણ ન માનવું. ) કારણ કે અશક્ય વસ્તુમાં શ્રીકૃષ્ણ સહાય કરે છે. માટે કોઈ પ્રકારે મોહ પામીશ નહિ.

વિવેચન—વ્યાસે વ્યાસસૂત્ર બનાવી જેમ પ્રસિદ્ધિ કરી તેવી રીતે અલૌકિક વેદાનુસાર શ્રીભાગવતના અર્થ કરી પ્રસિદ્ધિ અને ઉત્તમતા લોકમાં મેળવવાનાં મારે શી જરૂર છે ? કારણ કે એના કરતાં સર્વ કામ પૂર્ણ કરનાર ભક્તિમાર્ગના ઉત્તમોત્તમ ફળરૂપ શ્રીકૃષ્ણના પૂર્ણાનન્દરૂપી અલૌકિક ફલ ભોગવવું એ હજાર દરજ્જે શ્રેષ્ટ છે. આ અલૌકિક ફળ આગળ મોક્ષનો પણ હીસાબ નથી. માટે આ ફળ મેળવવા પ્રભુની આજ્ઞા પાળવી એ જ ઉત્તમ છે. વળી દેહ ત્યાગ એ અશક્ય માનવામાં આવે તો કહે છે કે-ભગવાનની આજ્ઞાથી દેહત્યાગ કરવો એમાં કંઇ અશક્ય છે જ નહિ, કારણ કે અશક્ય વસ્તુનું દુઃખ હરનાર શ્રીકૃષ્ણ સર્વત્ર સહાય છે. માટે અલૌકિક ફળ મેળવવામાં દેહત્યાગ અશક્ય અને પહેલાંની માફક ફળ મળશે કે કેમ ? વિગેરે કોઈ પણ મોહ ( ચિંતા )માં ન પડવું.

ઉપસંહાર અને ઉપદેશનું ફળ.

मूलम्—इति श्रीकृष्णदासस्य वल्लभस्य हितं वचः ॥
चित्तंप्रति यदाकर्ण्य भक्तो निश्चिन्ततां व्रजेत् ॥१०॥

અર્થ—આ પ્રમાણે શ્રીકૃષ્ણના દાસ શ્રીવલ્લભાચાર્યજીએ અન્તઃકરણને કહેલું હિતકારી વચન જે સાંભળે છે તે ભક્ત પણ ચિન્તાવગરનો થાય છે.

વિવેચન—ભક્તસહિત લીલારસથી યુક્ત પરમાત્માના દાસ અને પ્રભુને વહાલા એવા શ્રીવલ્લભનું વચન હિતકારી છે, કારણ કે

શ્રીવલ્લભનું વચન આપ્તવાક્ય છે માટે દરેક રીતે તે પ્રમાણ છે અને ચિત્તને પણ તેમાં સંપૂર્ણ વિશ્વાસપાત્ર છે.

આ પ્રથમ શુદ્ધ પુષ્ટિમાર્ગીય ફળમાં પોતાની ચિત્તવૃત્તિ દોરી આ ગ્રન્થના સાંભળનારા પોતાના ભકતો પણ ચિન્તાવગરના થશે એવી વૃત્તિ બતાવે છે. માટે આ પ્રમાણે સાંભળી નિઃશંક અને નિશ્ચિન્ત થવું એ ભગવદીયનું કર્તવ્ય છે.

**इति श्रीमद्वल्लभाचार्यविरचित–श्रीअन्तःकरणप्रबोधः समाप्तः॥**

**नमः श्रीकृष्णाय.**

# ॥ श्रीविवेकधैर्याश्रयनिरूपणम् ॥



**શ્રી** આચાર્યચરણને સાષ્ટાંગ નમસ્કાર કરી વાંચકવૃન્દને આ ગ્રંથનો ઉપક્રમ દર્શાવવામાં આવે છે.

બ્રહ્મસંબંધ લીધા પછી સેવકનો સેવામાં અધિકાર થયો. હવે સેવામાં પ્રવર્તમાન થયા પછી શરણ ભાવના રાખવી એ ભગવદીયનું પ્રથમનું ભૂષણ છે. આ સમય બારીક છે. તેથી સેવામા અને ભગવાનના સ્નેહમાં ઘણા વિક્ષેપો આવે એ સ્વાભાવિક છે. આ વિક્ષેપોને સહન કરવાનો રસ્તો બતાવવો એવો પરમ કૃપાળુ શ્રીમદાચાર્યજીને વિચાર ઉદ્દ્ભવ્યો કે જેથી આ ગ્રંથમાં ભકતને કેવી રીતે વિવેક રાખવો. કેવી રીતે વિક્ષેપોમાં ધૈર્ય રાખવું, અને ભગવદાશ્રય કેવી રીતે રાખવો. આ ત્રણ પ્રકારના અમૃતરસને પાત્રમાં ભરવા “ વિવેકધૈર્યાશ્રય ” નામનો ગ્રન્થ ભગવદીયો ઉપર કૃપા કરી લખે છે.

વિવેકનું સ્વરૂપ—

मूलम्–विवेकधैर्ये सततं रक्षणीये तथाश्रयः ॥
विवेकस्तु हरिः सर्वं निजेच्छातः करिष्यति ॥ १ ॥
,, प्रार्थिते वा ततः किं स्यात् ? स्वाम्यभिप्रायसंशयात् ॥
सर्वत्र तस्य सर्वं हि सर्वसामर्थ्यमेव च ॥ २ ॥
,, अभिमानश्च संत्याज्यः स्वाम्यधीनत्वभावनात् ॥
विशेषतश्चेदाज्ञा स्यादन्तःकरणगोचरः ॥ ३ ॥
,, तदाविशेषगत्यादि भाव्यं भिन्नं तु दैहिकात् ॥
आपद्गत्यादिकार्येषु हठस्त्याज्यश्च सर्वथा ॥ ४ ॥
,, अनाग्रहश्च सर्वत्र धर्माधर्माग्रदर्शनम् ॥
विवेकोयम् समाख्यातो × × ॥ ५ ॥

અર્થ–વિવેક અને ધૈર્ય અને ભગવાનનો આશ્રય આ ત્રણ તો હમેશાં રાખવાં (કારણકે આ ત્રણથી શ્રેષ્ઠ પદ મળે છે.) વિવેકનું સ્વરૂપ એવું છે કે શ્રીપ્રભુ પોતાની ઇચ્છા પ્રમાણે જેમ કરવું હશે તેમ કરશે ॥૧॥ માટે કોઈ પ્રકારે તેમની પાસે કશાની પણ પ્રાર્થના ન કરવી જોઇએ. શ્રી પ્રભુને આપવાની મરજી છે કે નહિ તે જાણ્યા સિવાય

* વાંચનારને "વિવેક" નું સ્વરૂપ સારી રીતે સમજાય એવા આશયથી આ પાંચ શ્લોકોનો અર્થ અને વિવેચન સાથે કરેલું છે. કારણકે પાંચ શ્લોકથી વિવેકનું સ્વરૂપ આલેખ્યું છે. ચાર શ્લોકથી ધૈર્ય, અને પૂર્ણ થતા સુધી આશ્રય સમજાવેલ છે.

તેમની પાસે યાચના કરવાથી પણ શું વળવાનું છે? અને ભગવાન્‌ને આપવું હશે તો તે સામર્થ્યવાળા છે, એમને કશું દુર્લભ નથી ॥ ૨ ॥ વળી આ સઘળું પરમાત્માને આધીન છે. એમ આત્મનિવેદન કર્યો પછી ભાવના રાખી અભિમાન (મમતા) મુકી દેવું જોઇએ વળી શ્રીમહાપ્રભુજીની સેવાની આજ્ઞાઓ કરતાં પ્રભુની સેવાસંબંધી વિશેષ આજ્ઞા થાય તો તે આજ્ઞા અવશ્ય પાળવી–કરવી; આ આજ્ઞા ભકતને સ્વપ્ન વિગેરે દ્વારા થાય છે. ॥ ૩ ॥ (ભગવાન્‌ની આજ્ઞા સામાન્ય લૌકિક હોતી નથી.) તેથી દેહ સંબંધથી એટલે સ્ત્રીનો વિવાહ જનોઇ વિગેરે લૌકિક આજ્ઞાથી જુદી જ સેવાસંબંધી આજ્ઞા હોવી જોઇએ. અને પોતાની પાસે દ્રવ્ય વિગેરેથી ભગવત્ કાર્યોમાં ટોટો પડતો હોય તો (દેવું કરીને પણ તે પ્રમાણે કરવું) એવી હઠ રાખવી નહિ, સ્માર્ત અને વેદમાં કહેલા કર્મ અને ધર્મમાં પણ આગ્રહ ન રાખવો, કેમકે સેવામાં વિક્ષેપ પડે અને ધર્મ અધર્મનો વિચાર સુક્ષ્મ અવલોકનથી કરવો. આ પ્રમાણે વિવેક કહ્યો (હવે પછી ધૈર્યનું સ્વરૂપ કહેવાશે,)

વિવેચન—આ પાંચ શ્લોકમાં વિવેક બતાવ્યા છે. બ્રહ્મસંબંધ થયા પછી આ વિવેક પ્રમાણે વર્તવું અને સેવામાં પ્રવર્તમાન થવું.

વિવેક ૧—આ લોક સંબંધી ધન, દ્રવ્ય વિગેરે પ્રભુજ મેળવી આપે છે અલૌકીક સેવામાં ઉપયોગ આવતા પદાર્થો પણ પ્રભુ જ મેળવી આપે છે. માટે કશા વાસ્તે સેવા છોડી ક્ષોભ ન કરવો અને મનુષ્યોમાં પણ યાચના ન કરવી જ.

વિવેક ૨—પ્રાર્થના ન કરવી અર્થાત્ પ્રભુ પાસે કંઇ પણ યાચના

ન કરવી, કારણકે પ્રભુ સર્વે જગતમાં અને વિશેષે ભકતના મનોરથો સમજે છે, જાણે છે, અને ઇચ્છા થાય છે ત્યારે પૂરા પણ કરે છે.

વિવેક ૩—+સ્વામી શ્રીપ્રભુ પાસે આપણે જે વસ્તુ માગીએ

---

+ આ સ્થલે પોતાના સ્વામી પાસે કાંઈ પણ માગવા જતા આપણને શું ખમવું પડે છે તેનો આબેહુબ વિચાર દર્શક એક ઐતિહાસિક દાખલો આપને બતાવવા માગું છુ તે એકે—

એક રાજાને ત્યા કોઈ એક માણસે જાતે નિમકહલાલ હોઇ ધણ પાસેથી કાંઈ પણ પગારની આશા રાખ્યા શીવાય ઘણીજ વફાદારીથી રાજ્ય વહીવટનુ કામ કરવા માંડ્યુ. આમ કરતા ઘણોજ વખત વહી જત તેની હોશીયારી ભરેલી નોકરીથી રાજાના મનમાં એવું આવ્યુ કે આ નોકરીની કદર મારે પીછાનવી જોઇએ એવો દૃઢ નિશ્ચય કરી રાણીને ખાનગીમા બોલાવી નિશ્ચય જણાવ્યો કે આપણે ત્યાં આ નોકર ઘણા વખતથી તનમન ધનથી વફાદારીથી બીન પગારે નોકરી કરે છે તેવા નોકરની કદર કરવાનું કામ આપણુ છે. તેની લાયકાત જોઈ હુ એવા નિશ્ચય ઉપર આવ્યો છુ કે—

"આપણે ત્યાં એક કન્યા શીવાય બીજી સંતતિ નથી. આ વહાલી કન્યા તેને આપી તથા તમામ રાજ્ય તેને બક્ષીસ કરી તેને રાજા કરવો" આ સબધમાં આપનો શો વિચાર છે ? રાણીએ કહ્યું કે કન્યાદાન દેવામાં આપનો સ્વતત્ર હક્ક છે માટે આપની ઇચ્છા પ્રમાણે વર્તવું એજ મારો ધર્મ છે. મારે એટલું તો કહેવું જોઈએ કે જેમ બને તેમ આ કન્યા દુઃખી ન થાય એવા સ્થાનમા આપશો." પછી કન્યા તથા રાજ્ય આપવાના નિશ્ચય ઉપર રાજા આવ્યો તેટલામાં પેલા નોકરને વિચાર આવ્યો કે આ રાજાની નોકરી ઘણા વર્ષથી કરી પણ રાજાને કદર કરવાની બુદ્ધિ નથી માટે મારે જ કઈ તેને મોઢે ચઢી માગ્યા શીવાય છુટકો નથી. આમ વિચારી રાજા પાસે આવીને હાથ જોડી વિનતી કરવા લાગ્યો કે રાજાધિરાજ? આપની નોકરી મે ઘણા વખતથી કરી હવે મારે એક ઈચ્છા છે તે આપ

છીએ તે વસ્તુ આપવાનો અભિપ્રાય છે કે નહિ તે જાણ્યા શિવાય પ્રભુ પાસે યાચના કરવી એ અવિવેક છે. કેમકે તેમની ઇચ્છા હશે તો યાચના વગર આપશે. નહિ ઇચ્છા હશે તો યાચનાથી પણ નહિ આપે. જીવ અલ્પજ્ઞ હોય છે તેથી તેની યાચના પણ અલ્પ હોય છે પ્રભુ અલ્પ વસ્તુ આપી મહત્ફળનું નુકશાન કરતા નથી. જુઓ શ્રીભાગવતમાં કુબ્જાને યાચનાથી અલ્પફળજ મળ્યું.

વિવેક ૪—પ્રભુનું સામર્થ્ય એવું છે કે પોતાની ઇચ્છા થતાં ભક્તને આપવાની વસ્તુ તુરત મેળવી આપે છે. કારણ આ જગત્ના અધિપતિ પોતે છે, તેમાં આ મારૂં છે. આનો અધિપતિ હું છું, એવું ભાન રાખવું એ અવિવેક ગણાય છે. માટે ભગવાન્ ગમે તે રીતે સ્વેચ્છા છતાં પૂરી પાડે છે માટે સેવા છોડી તે મેળવવા પ્રયત્ન કરવો નહિ.

વિવેક ૫—દેહ, આત્મા, ધન, દ્રવ્ય વિગેરે પ્રભુને અર્પણ કર્યા પછી દેહની અંદર રહેલી ૧૧ ઇંદ્રિયોને પ્રભુમાં જોડવી. લૌકીક વ્યવહારમાં આ ઇન્દ્રિયો જોડાય તો અવિવેક છે. વળી દેહની સાથે સંબંધ ધરાવનારાં સ્ત્રી, પુત્ર, વિગેરે કુટુંબમાં અભિમાન છોડી દઇ તેમને પણ પોતાની સાથે સેવામાં જોડવાં, અને તેમના ભરણ પોષણ સારૂ પ્રયત્ન કરવો નહિ, કારણ આત્મનિવેદનમાં સ્ત્રી, પુત્ર વિગેરેનું સમર્પણ કરી દીધું છે, તેથી તેમનું શરણ ભગવાન્ હોવાથી શ્રીને જ તેમની ફીકર છે.

વિવેક ૬—શ્રીમહાપ્રભુજીએ નિબંધ વિગેરે ગ્રંથોમાં સેવા સારૂ

---

પૂર્ણ કરો તો સારૂં. રાજાએ ઈચ્છા દર્શાવવા કહ્યું. ત્યારે તેણે કહ્યું કે આપ મને એક દાસી પરણાવો. આ સાંભલી રાજાએ તેની ક્ષુલ્લક બુદ્ધિની કીમત કરી તેની બુદ્ધિ પ્રમાણે તે દાસીનેજ લાયક છે એમ માની રાજ્ય કન્યા વિગેરેનો વિચાર બંધ રાખી તેને દાસી જ પરણાવી. જુઓ માગણીમાં કેવું ખેદકારક પરિણામ આવ્યું ! ! ( શાસ્ત્રી. છ. અ. )

આજ્ઞાઓ કરી છે. આ આજ્ઞાઓ કરતાં વિશેષ શ્રીપ્રભુની સેવાસંબંધમાં આજ્ઞા થાય તો તે અવશ્ય કરવી. આ આજ્ઞામાં ભગવાનને અમુક કાર્ય ઇષ્ટ છે, વહાલું છે, એવું માલૂમ પડે તો તે ખાસ કરવું. આ આજ્ઞા ભક્તના અન્તઃકરણમાં સ્વપ્ન દ્વારા ભગવાન્ કરે છે. આ આજ્ઞા પ્રમાણે વર્તતાં ભક્તને ભગવાન્ સર્વાંશે સ્ફુરે છે, આ આજ્ઞા ન થઇ હોયતો શ્રીમહાપ્રભુજીની આજ્ઞા પ્રમાણે વર્તવું. ઘણું કરીને પ્રભુની આજ્ઞા લૌકિક કાર્ય સારૂ થતી નથી, તેથી દેહના સંબંધવાળા કુટુંબવર્ગ શીવાય જૂદા જ પ્રકારની સેવાસંબંધમાં આજ્ઞા થાય છે. તેથી વિવાહ જનોઇ વિગેરેમાં આ ભગવાનનું ધન છે. એવું માની યશની આશાએ વિશેષ ખર્ચ કરવું નહિ.

વિવેક ૭—પોતાની પાસે ધન અધિક હોય તે અવસ્થામાં વિશેષ પ્રભુનાં કર્મ ભોગ વિગેરે કર્યાં. અને આપત્તિમાં (ધન ન હોય તે સમયમાં પણ તેટલું જ દેવું કરીને ભોગ વિગેરે કરવું. એવી હઠ લેવી નહિ. કારણ ભગવાન્ સ્નેહથી અર્પણ કરેલી જૂજ વસ્તુ પણ આનંદથી સ્વીકારે છે.

વિવેક ૮—વેદમાં કહેલાં અને સ્મૃતિ વિગેરેમાં કહેલાં કર્મોને પણ આગ્રહ વગર સેવામાં અડચણ ન કરે એવી રીતે કરવાં. અને ભગવાનની સાથે સંબંધ નહિ રાખનારાં જેટલાં કર્મ છે. તે છોડી દેવાં

વિવેક ૯—જે કર્મો કરવાથી અધર્મ થાય તે કર્મ ન કરવાં અને જે કર્મો ન કરવાથી દોષ લાગતો હોય તે સેવાથી બચના વખતમાં કરવાં, ૧ સ્મૃતિમાં કહેલા ધર્મો. ૨ વેદમાં કહેલા ધર્મો. ૩ ભગવાનના ધર્મો આ ત્રણમાં એક એકથી અનુક્રમે બળવાન્ છે. તેથી ભગવાનના ધર્મો પાળતા વેદ અને સ્મૃતિના ધર્મોનો બાધ કરવામાં દોષ નથી. કારણ ભગવાનના ધર્મોને શાસ્ત્રમાં બળવાન્ ગણ્યા છે, આ

સમજીને વેદ-સ્મૃતિ-દેહ-અને લૌકિક સર્વે ધર્મો ઉપર આગ્રહ રાખ્યા શીવાય કરવાં, સેવાથી બચતા વખતમાં વેદાજ્ઞાનાં કર્મ કરવાં ઉચિત છે.

આ પ્રમાણે સેવા સંબંધમાં કહેલા વિવેકોને બ્રહ્મસંબંધ થયા પછી અવશ્ય પાળવા જોઇએ. અને બહારના વિષયને લગતા વિવેક રાખવા એ ભગવદીયોનું ભૂષણ છે. હવે ધૈર્ય કેવી રીતે રાખવું તે કહેવામાં આવે છે ॥ ૫ ॥

मूलम्–× × × धैर्यं तु विनिरूप्यते ॥ ५ ॥
त्रिदुःखसहनं धैर्यमामृतेः सर्वतः सदा ।
तक्रयत् देहवत् भाव्यं जडवद्गोपभार्यवत् ॥ ६ ॥
,, प्रतीकारो यदृच्छातः सिद्धश्चेन्नाग्रही भवेत् ॥
भार्यादीनां तथाऽन्येषामसतश्चाक्रमं सहेत् ॥ ७ ॥
,, स्वयमिन्द्रियकार्याणि कायवाङ्मनसा त्यजेत् ॥
अशूरेणापि कर्तव्यं स्वस्यासामर्थ्यभावनात् ॥ ८ ॥
,, अशक्ये हरिरेवास्ति सर्वमाश्रयतो भवेत् ॥
,, एतत्सनहमत्रोक्तम् × × ॥ ९ ॥

અર્થ—આધિભાૈતિક, આધ્યાત્મિક, અને આધિદૈવિક આ ત્રણ પ્રકારના દુઃખનું મરણ સુધી સહન કરવું એ ધૈર્ય કહેવાય છે, તે સહન કરવા સારૂ છાશની માફક દેહવાળાએ દેહાદિકમાં અને તેના સંબંધીઓમાં પણ રહેવું અને જડભરતની માફક આચરણ કરવાં અને ગોપસ્ત્રીઓની માફક રહેવું. ॥ ૬ ॥ શ્રીભગવાન્‌ની ઇચ્છાથી સ્ત્રી, પુત્ર વિગેરે અનુકુલ હોય અથવા ઉદાસ હોય કે ગમેતેમ હોય,

પરંતુ સેવામાં આડાં ન આવતાં હોયતો તેઓનો ત્યાગ કરવામાં આગ્રહ ન કરવો. તેમ બીજા બન્ધુ, સંબંધીઓનો પણ સેવામાં પ્રતિબંધવાળાં ન હોયતો ત્યાગ ન કરવો, અને હલકા માણસોના તિરસ્કાર વિગેરે સહન કરવું. ॥ ૭ ॥ પોતે કાયા, મન, અને વાણી થી ઇંદ્રિયોના લૌકિક વિષયો ત્યાગ કરવા. ( અને ભગવદ્ વિષયમાં જોડવા,) આ સર્વ વિષયો વિગેરેનો ત્યાગ કરવામાં દુઃખસહન કરવામાં ધીરજ ન રહે તો પણ ( દીનતા પૂર્વક ) એટલે પોતાના પ્રયત્નથી કંઇ સાધ્ય નથી, એવું અસામર્થ્ય પણું મનમાં લાવી ધીરજ પકડવી જોઇએ ॥ ૮ ॥ આ ઉપર બતાવેલું ધૈર્ય ન બની શકે તો દીનતા પૂર્વક શ્રીહરિને શરણે જવું, તેથી સર્વ વિવેક અને ધૈર્ય સિદ્ધ થશે. માટે આ પ્રકારે ધૈર્યનું સ્વરૂપ કહ્યું. હવે પછી આશ્રયનું સ્વરૂપ સમજાવાશે. ॥૯॥

વિવેચન—દેહના સબધી જે દુઃખ રોગ વિગેરે, અને પ્રાણી વાઘ વિગેરે તથા સગાસંબંધીથી જે દુઃખ થાય તે બધાનો આધિભૌતિકમાં સમાવેશ થાય છે. અને કામ તથા ગ્રહો વિગેરેથી જે દુઃખ થાય તેનો આધ્યાત્મિકમાં સમાવેશ થાય છે. અને પરમાત્માએ આપણી કસોટી જોવા કે કંઇ સ્વેચ્છાથી જે કંઇ દુઃખ કર્યું હોય તે આધિદૈવિક દુઃખ કહેવાય છે. આ ત્રણ દુઃખોને સહન કરવાં એ ધૈર્ય છે. આ ધૈર્ય મરણ સુધી રાખવું. ધૈર્ય નહિ હશે તો મન ચંચલ થઇ દુઃખી થઇ સેવામાં વિરોધ આવશે.

આ ધૈર્ય રાખવા સારૂં સહેલા ઉપાયો નીચે પ્રમાણે છે.

૧. દેહના અભિમાનનો અને સર્વ લૌકિક પદાર્થના અભિમાનનો ત્યાગ કરવો. જેમ છાશ હોય છે, તે સારવગરની છે, એમ

માની એના ઉપર પૂરતો અભિમાન હોતો નથી, તેમ ભગવાન્ શીવાય સર્વ નિઃસાર છે. એમ માની અભિમાન છોડવું અને માખણની માફક સાર વાળા ભગવાન્માં મન રાખવું, આનાથી પહેલું દુઃખ સહન થશે. આ છાશના દાખલા ઉપર એક વાત છે તે નીચે પ્રમાણે.

શ્રીવ્રજોત્સવજી માહારાજ કહે છે કે—કોઇ એક બ્રાહ્મણ, તેની સ્ત્રી અને તેનું બાલક પુત્ર, આ ત્રણે જણ યાત્રા કરવા વાસ્તે નીકલ્યાં, તેઓ એક સ્થલે વનમાં સુતાં હતાં તેવા સંયોગમાં કોઇ એક રાજા ત્યાં આવી ચઢયો તે તે બ્રાહ્મણીને ખુબસુરત જોઇ તેના તરફ લલચાઇ તેને ઉઠાવી ગયો, પણ તે બ્રાહ્મણી પ્રતિવ્રતા હોવાથી રાજાના ઘરમાં જઇ તેણે રાજાને જણાવ્યું કે છ માસ સુધી મારે અમુક જાતનું કોઇ એક વ્રત છે માટે હું તમારી સાથે તમારી ઇચ્છા પ્રમાણે વર્તી શકીશ નહિ, અને હમેશાં અમુક સંખ્યામાં પરદેશી બ્રાહ્મણને જમાડયા પછી જમીશ તે વાત રાજાએ સ્વીકારવાથી દર-રોજ પરદેશી બ્રાહ્મણોને જમાડવા લાગી. આ બ્રાહ્મણ પત્નીનો પતી વનમાં સુતો હતો તે જાગ્યો ત્યારે પોતાની સ્ત્રીને નહિ દેખવાથી વિહ્વલ થઇ સૂતેલા બાલકને ભૂલી જાઇ સ્ત્રીને ખોળવા નીકળી પડયો તેટલામાં કોઇ વણઝારો શેઠ તે સ્થળે આવ્યો તેને સંતતિ નહિ હોવાથી તે સૂતેલા બાલકને લઇ ગયો. આવી રીતે બ્રાહ્મણ અને તેની સ્ત્રી તથા બાળક ત્રણે વિખૂટાં પડયાં, તે પછી કેટલાક સમયે દૈવ ઇચ્છાથી તેણીનોજ પતિ ત્યાં ભોજન લેવાને આવી ચડયો, પતિને દેખી હર્ષ પામેલી સ્ત્રીએ તે પતિ સાથે હર્ષથી વાતચિત કરી તેને શિવાલયમાં મલવા સંકેત કર્યો. ત્યાર પછી રાજાને આ બ્રાહ્મણ પત્નીએ સંદેશ કહેવડાવ્યો કે આજે હું આપના સમાગમમાં રાત્રી પસાર કરીશ. રાજાએ હર્ષાઇ આ સંદેશ વધાવી લીધો, રાત્રીએ રાજા પાસે જઇ વિહાર સારી રીતે થાય તે માટે મદિરાની જરૂર

છે એમ સમજાવી રાજાને ખુબ મદિરા પાઇ બેભાન કરી તેને મારી નાંખ્યો. અને તુરત પોતાના પતિના સંકેત વાળા સ્થળમાં મલવા ગઇ. પતિ પાસે આવતાં દૈવેચ્છાએ સર્પદંશથી મૃત્યુ પામેલા પતિને જોઇ બહુજ વિહ્વલ થઇ ગઇ. આ અતિશય દુઃખમાં પણ ધૈર્ય રાખી પોતાના દેશ તરફ આવવા નીકલી ચાલી, રસ્તામાં આવતાં એક વેશ્યાને હાથ પકડાઇ ગઇ ત્યાં તેને વેશ્યાના હુકમથી બલાત્કારે વેશ્યાનો ધંધો ચલાવવો પડયો. એક દિવસે એવો પ્રસંગ આવ્યો કે જે તેણીનો પુત્ર તેનાથી વિખૂટો પડયો હતો તે વેશ્યાનું ઘર ખોળતાં જે ઠેકાણે તેની મા હતી તેજ સ્થલે આવી ચઢયો. કેટલાક સમાગમમાં આવતાં પોતાના પુત્રને ઓળખીને બહુ જ પસ્તાવો કરવા લાગી. છેવટે અકળાઇ તે ચિતાની અંદર પેઠી. અને ચિતા સળગાવી. આ અવસ્થામાં એકદમ ધમઘોર મુશલધાર વરસાદ પડયો અને ચિતા હોલવાઇ ગઇ ને એવું સખત પુર આવ્યું કે તેમાં તે તણાઇ ચાલી, ત્યાં એક ગોવાલીઆને દયા આવી તેણે પાણીના પ્રવાહમાંથી બહાર કાઢી તેને સ્વસ્થ કરી પોતાની સ્ત્રી તરીકે રહેવા હુકમ કર્યો, કોઇ બીજો ઉપાય નહિ હોવાથી તે ગોવાલણ બની. ગોવાલણનો ધંધો કરતાં એક વખત સાહેલીઓ સાથે છાશ વેચવા ગઇ હતી ત્યાં રસ્તે ચાલતાં આખલાના તોફાનથી તે સર્વ ગોવાલણોની છાશની મટુકીઓ પડીને ભાગી ગઇ તેથી બીજી ગોવાલણો દિલગીર થઇ. ત્યારે આ બ્રાહ્મણની સ્ત્રીએ તો હસવા માંડયું, બીજી ગોવાલણોએ પુછયું કે આમ નુકશાન થવા છતાં હસે છે તે શું વ્યાજબી છે? ત્યારે તેણીએ જવાબ આપ્યો કે—

हत्वा नृपं पतिमवेक्ष्य भुजङ्गदष्टं
देशान्तरे विधिवशाद् गणिकापि जाता।

पुत्रं पतिं समधिगम्य चितां प्रविष्टा
शोचामि गोपगृहिणी कथमद्य तक्रम् ॥

શિખરિણી-હણ્યો રાજાને મેં પતિ મરણ પામ્યો ભુજંગથી,
પડી વેશ્યા હાથે નસિબ બલ વેશ્યા બની રહી;
ગૃહી પુત્રે વેશ્યા શરમાઇ ચિતામાં કુદિ પડી,
બળી ના ગોપી હું વદ સખિ શું શોચું જ મથની.

૨. જડભરતજી પોતે કોઇ પણ વિષય ઉપર, ઇંદ્રિયો ઉપર, દેહ ઉપર પણ આસક્તિ વગરના હતા, જેથી રહૂગણુ રાજાની પાલખી ઉચકવાનું અને અંબિકાના આગળ વધ રૂપી અપમાન વિગેરે દુઃખો સહન કર્યાં, પણ દેહ ઉપર અભિમાન નહિ હોવાથી ક્રોધાદિક નહિ કરતાં માન અપમાન સમાન માન્યું હતું. તેમ અભિમાન છોડી, માન અપમાન સમાન માની, કામ ક્રોધાદિકથી મનને રોકવું. આનાથી આધ્યાત્મિક દુઃખ સહન થશે.

૩. ગોપસ્ત્રીઓ કે જેમના પતિઓએ ભગવાનની પાસે જવા દેવામાં આવ્યાં ન હતાં, એ અન્તર્ગૃહગતાઓનો પ્રારબ્ધભોગ પૂરો થયો કે તરત પ્રભુ પ્રાપ્તિ થઇ હતી. તેમ ભગવાન્ કંઇ ફળ આપવામાં વિલંબ કરે કે કંઈ પ્રારબ્ધ ભોગ પૂરો કરવા સારૂં દુઃખથી કસોટી કરે, પણ પોતે જરાપણ ધૈર્ય ન છોડતાં પ્રભુ સ્વેચ્છાનુસાર સર્વ પ્રાપ્તિ કરી આપશે, એમ ધારી સહન કરવું.-વળી રાસમાં સામેલ થનારી ગોપીજનો પોતે વેણુનાદ સાંભળી આવ્યાં ત્યારે ભગવાને તેમને પાછા જવા આજ્ઞા કરી, પરંતુ પાછું જવાથી ફળ મળે એમ ન હોવાથી પોતે ગભરાયાં, તોપણ ધૈર્ય રાખી, ગદ્‌ગદ્ કંઠથી ભક્તિવાળો જવાબ આપ્યો કે જેથી

તેમને ફળ મળ્યું તેવી રીતે તેવા દુઃખોમાં ધૈર્ય રાખી ભક્તિમાર્ગમાં રહેવાથી ફળ મળે જ. એ ભાવાર્થ સ્પષ્ટ થયો.

૪ સ્ત્રી વિગરે સેવામાં અનુકૂલ હોય તો તેમની પાસે સેવા કરાવવી, અનુકૂળ ના હોય તો પોતે સેવા કરવી, અને તેઓ સેવામાં અડચણ–રોધ–કરનાર હોય તો જ ત્યાગ કરવો. રોધ કરનાર ના હોય તો ત્યાગ કરવાની મના છે. કારણ તેમનું ભરણપોષણ ન થવાથી સામા થઇ દુઃખી કરે તો વિશેષ રોધ થાય છે.

૫ સેવાના મહાપ્રસાદરૂપ ભોગોનો ઉપભોગ કરતાં બાધ નથી. માટે તેનો ત્યાગ ન કરવો, પરંતુ સંસારિસુખોને વાસ્તે કે પોતાના સુખ સારૂ ભોગો ભોગવવા દોષરૂપ છે. માટે તેનો ત્યાગ કરવો. એ ત્યાગ કરવામાં ધૈર્યની જરૂર છે.

૬ પેઢી પરંપરાથી મળી આવેલું ધન શુદ્ધ હોવાથી તેનો ત્યાગ ન કરતાં પ્રભુમાં યોજવું અને તેનાથી અન્નાદિકના ભોગો પ્રભુને ભોગવાવવા, અને તે પ્રસાદી ભોગો ભોગવવામાં બાધ નથી. કારણ કે તે ઇશ્વરેચ્છાથી મળી આવેલા છે.

૭ સંબંધી, સ્ત્રી, પુત્ર, બંધુઓ, મિત્રો, પિતૃઓ વિગેરેના સંબંધમાં ન્યૂનતા થાય કે કોઇ અનેક કારણસર સામા થઇ અપમાન કરે તો પણ ક્રોધ ન કરવો. અને તેમના કરેલા અપરાધને ક્ષમા આપવી. એ ભૂષણ છે. ક્રોધથી મન ચંચલ થતાં સેવામાં પ્રતિબંધ થાય છે. એ યાદમાં રાખવું. માટે ક્રોધ જાળવવા ધૈર્યની જરૂર છે.

૮ ઇન્દ્રિયોના વિષયો, કાયાના, વાચાના, અને મનના, આ ત્રણ પ્રકારના છે, તે લૌકિક ત્યાગ કરવા. અને અલૌકિક પ્રભુસંબંધમાં જોડવા. આ લોકમાં રહેવું અને લૌકિક વિષયોનો ત્યાગ કરવો, એ મહાન્ કઠણ હોવાથી તેમાં ધૈર્યની જરૂર છે.

૯ દરિદ્રાવસ્થામાં પૈસો ટકો ન હોય તો અને આ ભગવાને કસોટી કરવા દુઃખ કરી સેવામાં ઉપયોગી વસ્તુઓ મળવી દુર્લભ કરી હોય તેવી અવસ્થામાં પણ ધૈર્ય રાખી પ્રભુ ઇચ્છા થશે ત્યારે સર્વ આપશે. એવી બુદ્ધિ રાખવા ધૈર્યની જરૂર છે.

૧૦ વિષયોનું ધ્યાન ન કરવું, ક્રોધ ન કરવો, નિસ્પૃહ થવું, એ મનનો ત્યાગ છે. ભોગ્ય વસ્તુનું ગ્રહણ ન કરવું, શરીરથી કોઇને દુઃખ ન દેવું. એ કાયાનો ત્યાગ છે. કડવાં વચન ન બોલવાં, ખપ વગરનું ન બોલવું, થોડું અને રહસ્યવાળું બોલવું. એ વાણીનો ત્યાગ છે, આમાં ધૈર્યની જરૂર છે.

૧૧ સ્વભાવ જીતવા સારૂ દીનતા કરવી. કે હું કંઇ સમર્થ નથી. એમ ભાવના કરવી, અને પ્રભુ ઇચ્છાથી મળી આવેલા ભોગોનો ત્યાગ ન કરવો, શરીર નિર્વાહ સારૂ તેની જરૂર છે પરંતુ વિશેષ મેળવવા ઇચ્છા ન રાખવી, આમાં ધૈર્યની જરૂર છે.

૧૨ સેવામાં પૂરૂં મન હોય પરંતુ ઉપર બતાવેલા ધૈર્યને રાખવા અસમર્થ થાય તો ભગવાનનું શરણ રાખવું, તેમને આશ્રયે જવું. ભગવાન્ શરણે આવેલાનું સર્વ રીતે પૂર્ણ કરે છે, અને ધૈર્ય પણ તેમનાથી પ્રાપ્ત થશે, અશક્ય વસ્તુ શક્ય થઇ જાય છે, માટે દરેક રીતે આ ધૈર્યના નિયમો પ્રમાણે વર્તવા પ્રયત્ન કરવો એથી સેવાનો નિષ્કંટક માર્ગ માનસીક પર્યંત પ્રત્યક્ષ થશે.

હવે આશ્રયનું નિરૂપણ કરે છે.

मूलम्—× × × आश्रयोऽतो निरूप्यते ॥ ९ ॥

ऐहिके परलोके च सर्वथा शरणं हरिः ॥

दुःखहानौ तथा पापे भये कामाद्यपूरणे ॥ १० ॥

मूलम्—भक्तद्रोहे भक्त्यभावे भक्तैश्चातिक्रमे कृते ।
अशक्ये वा सुशक्ये वा सर्वथा शरणं हरिः ॥ ११ ॥
,, अहंकारकृते चैव पोष्यपोषणरक्षणे ॥
पोष्यातिक्रमणे चैव तथान्तेवास्यतिक्रमे ॥ १२ ॥
,, अलौकिकमनः सिद्धौ सर्वार्थे शरणं हरिः
एवं चित्ते सदाभाव्यं वाचा च परिकीर्तयेत् ॥ १३ ॥
,, अन्यस्य भजनं तत्र स्वतो गमनमेव च ॥
प्रार्थना कार्यमात्रेऽपि ततोऽन्यत्र विवर्जयेत् ॥ १४ ॥
,, अविश्वासो न कर्तव्यः सर्वथा बाधकस्तु सः ॥
ब्रह्मास्त्रचातकौ भाव्यौ प्राप्तं सेवेत निर्ममः ॥ १५ ॥
,, यथाकथंचित्कार्याणि कुर्यादुच्चावचान्यपि ॥
किं वा प्रोक्तेन बहुना शरणं भावयेद्धरिम् ॥ १६ ॥
,, एवमाश्रयणं प्रोक्तं सर्वेषां सर्वदा हितम् ॥
कलौ भक्त्यादिमार्गा हि दुःसाध्या इति मे मतिः॥ १७॥

इति श्रीविवेकधैर्याश्रयनिरूपणम् समाप्तम् ॥

અર્થ—આ લોક તથા પરલોક સંબંધી સુખો મેળવવા માટે, દુઃખને નિર્મૂલ કરવા માટે, પાપ નાશ કરવામાં, ભય વખતે, સાંસારીક સુખો મેળવવા માટે, પ્રભુની જ શરણભાવના રાખવી. ૧૦ વળી ભગવાનના ભકતોનો દ્રોહ થઇ ગયો હોય, ભક્તિ પ્રાપ્ત ન થતી હોય, ભગવાનના ભકતો

આપણું અપમાન વિગેરે કરે તો અથવા કંઇ અશક્ય ય કરવું હોય કે બની શકે એવું હોય, તો પણ ભગવાન્‌ની શરણભાવના રાખવી ॥૧૧॥ અહંકાર કર્યો હોય, અને કુંટુંબ વિગેરેના પોષાણ સારૂ, અને તેમણે તથા શિષ્યે આપણું અપમાન વિગેરે કર્યું હોયતો, ॥૧૨॥ અને સઘળી ઇંદ્રિયો અલૌકિક બનાવવા સારૂ, અલૌકિક સઘળા પદાર્થો મેળવવા સારૂં, પ્રભુને શરણે જવું અને શ્રીહરિની ભાવના પૂર્વક વાણીથી તેમનું કીર્તન કરવું ॥ ૧૩ ॥ બીજા દેવોના ભજનને ત્યાગ કરવું, અને બીજા દેવના સ્થાનમાં ન જવું, તેમ કાર્યસિદ્ધ કરવા સારૂ બીજા દેવોની પ્રાર્થના પણ મૂકી દેવી, ॥ ૧૪ ॥ અવિશ્વાસ કરવો નહિ, કારણ કે તે બાધકરૂપ છે. અવિશ્વાસ કરે તો બ્રહ્માસ્ત્રની માફક થાય, અને ચાતકપક્ષી સ્વાતિ નક્ષત્રના જલનો વિશ્વાસ રાખે છે તેમ વિશ્વાસ રાખવો. અને જે મળે તે મમતા શીવાય ભોગવવું, ॥ ૧૫ ॥ વળી કરવા લાયક લૌકિક કે વૈદિક કાર્ય કરવામાં પણ આસક્તિ ન રાખવી. વધારે શું કહીએ સર્વ હરિના આશ્રય ( શરણ ) થી સર્વ સિદ્ધ થાય છે. ॥ ૧૬ ॥ આ પ્રમાણે સઘળા લોકોને હિતકારી આ આશ્રયનું સ્વરૂપ સમજાવ્યું છે માટે તે પ્રમાણે વર્તવું. કારણ કે આ કલિયુગમાં ભક્તિ વિગેરે માર્ગો દુઃખે થઇ શકે એવા છે ૧૭

વિવેચન—આશ્રયનું સ્વરૂપ બતાવતાં કહે છે કે સર્વ આ લોક અને પરલોકના સર્વ કાર્યોમાં ભગવાનનો આશ્રય કરવો. ભગવાન્‌નું

શરણ રાખવું, એ ભગવદીયોનું ખાસ મુખ્ય છે. પ્રથમ કર્તવ્ય છે.

૧-સેવામાં ચિત્ત હોય પરંતુ સેવામાં દેહ, અને ઇન્દ્રિયો, વિગેરેનાં આગળ ગણાવેલાં દુઃખો અડચણ કરે તો તે ત્રણ પ્રકારનાં, દુઃખનો નાશ કરવા પ્રભુનો આશ્રય કરવો.

૨-ભગવાને ગીતામાં કહ્યું છે કે, "સર્વ ધર્મોને છોડી મારે શરણ આવ, માટે સેવામાં કંઇ અપરાધ રૂપી પાપ થયું હોય તો ક્ષમા યાચના કરી ભગવાનનો આશ્રય કરવો,* પ્રાયશ્ચિતની જરૂર નથી, પ્રાયશ્ચિત પારકાને હોય છે. આપણે ખાસ ભગવાનના હોવાથી જરૂર નથી.

૩-અને બ્રહ્મા વિગેરેથી પણ ન મેળવી શકાય એવા પ્રભુ મારાથી કેવી રીતે મેળવી શકાશે. એવા ભયમાં પણ પ્રભુનો આશ્રય કરવો. શંકરે પણ ભસ્માસૂરના ભયમાં ભગવાનનો આશ્રય લીધો હતો.

૪-આ લોકનાં સુખ વાસ્તે ઇચ્છા હોય તો પણ પ્રભુનો આશ્રય કરવો.

૫-ભૂલમાં કે જીવના હલકા સ્વભાવથી કોઇ વખત ભક્તનો દ્રોહ થયો હોય તો ભગવાનના આશ્રય શિવાય બીજો રસ્તો નથી. જુઓ શ્રીભાગવતમાં દુર્વાસા પાછળ મર્યાદાભક્ત અંબરીષનું રક્ષણ કરવા ભગવાનનું ચક્ર પાછલ પડયું, ત્યારે છેવટે ભગવાનનો આશ્રય લેવો પડયો. પુષ્ટિમાર્ગીય ભક્તનો દ્રોહ કરે તો ભગવાન્ કેમ સહન કરે!

૬-સેવામાં પ્રવર્તમાન થાય પરંતુ ભક્તિમાં પ્રેમ ન થાય તો પણ ભગવાનનો આશ્રય કરવો.

૭-ભક્તોનું અપમાન વિગેરે કંઇ કરવું નહિ, તેમ છતાં ભક્ત આપણું અપમાન (તિરસ્કાર) કરે તો સહન કરી મારો કંઇ દોષ હશે

---

* પાપ મટાડવા સારૂ શાસ્ત્રોક્ત ઉપાય કરવા તે પ્રાયશ્ચિત." તેનાથી યથાર્થ શુદ્ધિ નથી.

એવો વિચાર કરી, દોષ શુદ્ધિ માટે ભગવદાશ્રય કરવો.

૮–પોતાથી નહિ બની શકતાં કાર્યોમાં ભગવાનનો આશ્રય કરવો. પરંતુ બની શકતાં એવાં કાર્યોમાં પણ પ્રભુ આશ્રય રાખી, આ શ્રી પ્રભુના આશ્રયથી બન્યું એમ માનવું. મેં કર્યું એવું અભિમાન ન રાખવું. કારણ પ્રભુ ઇચ્છા બળવાન્ છે, તે બની શકે એવાને પણ ન બની શકે એવું કરી દે છે.

૯–અભિમાન થાય છે ત્યારે આસુરાવેશ આવે છે. અને તેમાં બહુજ અધર્મ ને અન્યાયનાં કામ થાય છે. પરંતુ વિવેક મેળવતાં એમ લાગે કે આ અભિમાનથી આ કામ કર્યું છે, તે ખોટું છે. તો તેના નિવારણ સારૂ પ્રભુનો આશ્રય કરવો.

૧૦–કુટુંબ વિગેરેના પોષણ સારૂ પ્રભુનો આશ્રય કરવો, અને કુટુંબ વર્ગથી કે શિષ્યથી અપમાન કે તિરસ્કાર થાય તો તેના સામો ક્રોધ ન કરતાં પ્રભુનો આશ્રય બળવાન્ છે.

૧૧–દેહ, ઇન્દ્રિય, મન વિગેરેમાંથી સામાન્ય આચાર વિચારો કાઢી ઉત્તમ અલૌકિકમાં શી રીતે દોરાય ? એ સવાલના જવાબમાં પ્રભુનો દઢ આશ્રય શીવાય બીજો ઉપાય નથી. માટે જ્ઞાનરૂપ ચિત્તમાં શ્રીહરિનો આશ્રય રાખવો અને વાણીથી કીર્તન કરવું.

૧૨–અન્યાશ્રયથી એટલે બીજા દેવમાં ચિત્ત પરોવવાથી શ્રીકૃષ્ણની એકતાન ભક્તિ ખંડિત થતાં ભ્રષ્ટ થાય છે. તેમ અન્યાશ્રય થાય તેવા સ્થાનમાં ગમન ન કરવું, કેમકે તે ભગવાનના આશ્રયમાં ખામી લાવનાર છે. ભગવાને ગીતામાં **अनन्याः चिन्तयन्तो मां** અર્થાત્ કેવળ મારૂંજ ચિન્તવન કરનારા ભક્તો મને વહાલા છે, એમ કહ્યું છે.

૧૩–ભગવાન્ શીવાય બીજા પાસે પ્રાર્થના પણ ન કરવી. અને સ્વમાર્ગના નિયમ પ્રમાણે પ્રભુ ઇચ્છા બળવાન્ હોવાથી પ્રભુ પાસે

પણ પ્રાર્થનાની આવશ્યકતા નથી.

૧૪–પ્રભુના આશ્રયમાં જરા પણ અવિશ્વાસ ન રાખવો કેમકે અવિશ્વાસથી આશ્રય (શરણ) રહેતું નથી. પ્રભુ પણ દૃઢ વિશ્વાસ વગરનાને સહાય આપવા તત્પર થતા નથી. જુઓ રામાયણ. હનુમાનજીને ઇન્દ્રજીતે એક સુતરના તાંતણામાં બ્રહ્માસ્ત્રની ભાવના કરી બાંધ્યા ને રાવણ પાસે લાવ્યા રાવણને બ્રહ્માસ્ત્રના તાંતણા ઉપર વિશ્વાસ ન રહ્યો અને સાંકળો બાંધવા હુકમ કરતાં બ્રહ્માસ્ત્ર અવિશ્વાસથી છુટું થઇ ગયું અને હનુમાનજીને લોઢાની સાંકળોનો હીસાબ ન હતો તેથી તેને તોડી લંકા બાળી. માટે અવિશ્વાસ રાખવો એ દૃઢ આશ્રયને હાનિ કરનાર છે, માટે ચાતકની માફક વિશ્વાસ રાખવો. ચાતક પક્ષી સ્વાતિનું જળ પીવું એવો દૃઢ આગ્રહ રાખી બેસે છે. ને વરસાદની વાટ જુએ છે. ત્યારે ભગવાન્ તેને સ્વાતિના જળનું પણ પાન કરાવે છે એ વિશ્વાસનું ફળ છે.

૧૫–માટે પ્રભુ ઇચ્છાથી મળેલું હોય, અને મળે તે સઘળું અહંતામમતા વગર ભોગવવું. વાપરવું–અને સુખ દુઃખ પણ સમાન રીતે, આશ્રયપૂર્વક, ધૈર્યતાથી, સહન કરવાં.

૧૬–લૌકિક અને વેદમાં કહેલાં કાર્યો મમતા રાખ્યા શિવાય સેવામાં બાધ ન આવે એવી રીતે અને વેદ એ પ્રભુની આજ્ઞા છે એમ સમજી કરવાં, તેમાં જ આગ્રહ રાખવામાં આવે તો શરણ ભાવના તુટે.

૧૭–આ આશ્રયનું સ્વરૂપ ગૃહસ્થાશ્રમી, બ્રહ્મચારી, વાનપ્રસ્થી કે સંન્યાસી હોય, બ્રાહ્મણ હોય, કે ક્ષત્રી, વૈશ્ય, શુદ્ર હોય, ગમે તે હોય પરંતુ આ ભગવદ્‌આશ્રયનું સ્વરૂપ સમજવાની અને પાળવાની સર્વને જરૂર છે. કરણ કે આ કલિકાલમાં ભગવદાશ્રય (પ્રભુનું શરણ)શિવાય કોઇ પણ ઉપાય તરવાને અસ્તિત્વ ધરાવતો નથી, સાધ-

નોમાં સાધનત્વ રહ્યું નથી, કર્મોમાં દોષત્વનો પ્રાદુર્ભાવ થયો છે. જ્ઞાન તે અવૈરાગ્યથી અપજ્ઞાન થયું, તો પછી ભગવદાશ્રય કયો બંધ ન કરે?

इति श्रीमद्वल्लभाचार्यविरचितम् "विवेकधैर्याश्रयनिरूपणम्" समाप्तम्.

---

नमः श्रीकृष्णायः

# श्रीकृष्णाश्रयः

---

दोषान्दलति यः सर्वान्कालकर्मस्वभावजान् ॥
कांक्षे तं कृष्णकटाक्षं रासलीलार्थसंयुतम् ॥ १ ॥
यः श्रुतिलोकदेशानां दोषाणां श्रपति श्रमम् ॥
श्रये तमाश्रयं कृष्णं श्रन्थये पोषणाद्विभोः ॥ २ ॥
पश्यामि यदहं गूढं गोविन्दाश्रयगुम्फितम् ॥
कृपैव गुरुवर्याणाम् अन्यथा नास्ति मे गतिः ॥ ३ ॥

शास्त्री. ची. ह.

શ્રી મહાચાર્યે ચરણે આ ગ્રંથ લખવા જે પ્રવૃત્તિ કરી છે, તે કેવલ સ્વાશ્રયાગતવર્ગ ઉપર કૃપાર્થેજ કરી છે. કે જે વાંચવાથી આ કલિકાલ જેવા સર્વાનનુચિત સમયમાં ભગવદાશ્રય સિવાય બ્રહ્માનન્દ મેળવવામાં કોઇ ઇતર સાધન નથી. એમ સ્પષ્ટ માલૂમ પડશે. દેશ, કાલ, મન્ત્ર, વિગેરે છ વસ્તુઓની પવિત્રતાના અભાવથી કર્મ કરી શકવાં મુશ્કેલ છે, તો ફલ તો ક્યાંથી

જ ? અરે બાલકને ઔષધ પાવા સારૂં મોદકની જેમ લાલચ આપે છે, તેવી રીતે મોક્ષાદિક લાલચ આપનારાં કર્મ ચિત્તશુદ્ધિ કરવારૂપી ફરજ બજાવે તેજ સારૂં કહેવાય. કર્મમાં પણ ભક્તિની એટલે ભગવદાશ્રયની જરૂર છે. નહિ તો કર્મ સિદ્ધ થતાં જ નથી.

જ્ઞાન—વૈરાગ્યના અભાવથી જ્ઞાની ઉત્કૃષ્ટદશા સુધી જઇ સ્થિતિ કરે એવા અધિકારી દશ્યમાન થવા મુશ્કેલ છે. આ જ્ઞાન પણ શુદ્ધ-અદ્વૈત શિવાય અન્ય ન હોવું જોઇએ. ભગવાન્ સંબંધી જો આ જ્ઞાન ન હોય તો કેવલ કુશકાખંડન જેવું થવાનું જ અને તે જ્ઞાનથી અક્ષર બ્રહ્મમાં લય થાય છે. પ્રભુનો આનંદ તેમાં નથી હવે ભક્તિ અવશેષ રહી ? માહાત્મ્યજ્ઞાન પછી પ્રભુમાં અખંડીત સ્નેહધારા થાય તેજ ભક્તિ "દાન, તપ, યોગ, વેદ, વિગેરે કંઇ પણ સાધનથી હું પ્રસન્ન નથી. શુદ્ધભક્તિથીજ પ્રાપ્ત છું, આમ સ્વમુખથી પ્રતિજ્ઞા કરી તો પછી બીજા પ્રમાણની શી જરૂર રહી ! ભક્તિ પ્રાપ્ત થવી એ પણ કૃપા હોય ત્યારે જ બને છે. ભક્તિદાન કૃપા સિવાય આપતા નથી, સ્વકીયનેજ આ ભક્તિ મળે છે. ગૃહ, સ્ત્રી, દેહ, આત્મા, વિગેરે સર્વ પ્રભુને અર્પણ કરી, તદાશ્રય કરીનેજ રહેલાનો પ્રભુ સ્વીકાર કરે છે સ્વકીય જ માને છે. પ્રભુ ભક્તપરાધીન થઇ રહે છે. આમ પ્રભુ પોતે કહે છે તો પછી સર્વ આત્માદિક અર્પણ કરી પ્રભુ આશ્રય કરવો એજ અવસાન થઇ રહે છે. તેથી ભક્તને સાધનની કંઇ પણ જરૂર રહેતીજ નથી, ફળરૂપ ભગવાન જ સર્વ સાધનરૂપ થઇ જાય છે. ચતુર્વેધ પુરુષાર્થ પણ પોતે જ સિદ્ધ કરી લે છે* તેથી જ ભગવાન્નો આશ્રય કરવો એ મુખ્ય છે. આ આશ્રયનો વિચાર કરવા આ ગ્રન્થ પ્રારંભેલ છે.

આ સ્તોત્રો પ્રાણોની માફક સર્વ સાધનરૂપ છે. ભગવાન્ દશ

* જુઓ ચતુઃશ્લોકી.

પ્રકારના ભક્તથી સેવાય છે. તેથી દશ શ્લોકથી આ ગ્રન્થમાં આશ્રયનું નિરૂપણ કર્યું છે. અગીયારમો શ્લોક ઉપસંહારનો છે.

હવે સાધનમાં મુખ્ય અંગ કાલ ગણે છે. પરંતુ આ કલિકાલતો સર્વ સાધનોનો જ નાશ કરનાર છે. એવું બતાવવા નીચેનો શ્લોક કહે છે.

**मूलम्–सर्वमार्गेषु नष्टेषु कलौ च खलधर्मिणि ॥**
**पाषण्डप्रचुरे लोके कृष्ण एव गतिर्मम ॥ १ ॥***

**અર્થ**—ખલ માણસોના ધર્મરૂપ આ કલિયુગમાં સર્વ માર્ગ નાશ પામ્યા છે. લોક પણ પાષંડમાર્ગમાં રચી પચી રહ્યા છે. આવા સમયમાં મારૂં શરણ શ્રીકૃષ્ણજ છે.

**વિવેચન—मृग्यन्ते इति मार्गाः** જેમાં પુરુષાર્થના ઉપાયો ખોળાય તે માર્ગ. આ માર્ગો પાંખડીઓના પ્રવેશથી નષ્ટપ્રાય થઇ ગયા, કર્મો ચિત્તશુદ્ધિ કરી શકતાં નથી. તો પછી દવા પાવા જેમ લાડુની લાલચ અપાય તેમ સ્વર્ગ વિગેરે બતાવેલાં મોટાં ફળ તે તો ક્યાંથી જ આપી શકે? જ્ઞાનમાર્ગ પણ માયાવાદ વિગેરેના પ્રવેશથી કલુષિત થયો છે. શુદ્ધઅદ્વૈતનું ભાન થાય એ તો આશ્રય સિવાય બનવાનુંજ નથી. તેનું ફલ અક્ષરાત્મક છે.

યોગમાં તો આઠ અંગમાં સર્વ સમાવેશ કર્યું પરંતુ ઇશ્વર છે એવું ભાન તેઓનું જતું રહેવાથી તે પણ નકામો છે. આપણે સહસ્ત્ર વખત પ્રતિપાદન કરી ગયા કે પૂર્ણાનન્દ શ્રીકૃષ્ણ છે, બા- કીની સર્વ વિભૂતિઓ છે. અક્ષર વિગેરે સર્વ દેવતાઓ ભગવાનને આધીન છે. ગીતાજીનો પણ આજ આશય વિભૂતિયોગાધ્યાયમાં

* સર્વમાર્ગ તો નષ્ટ થયા છે; કલિ ખલ ધર્મ જ્યાં વ્યાપ્યો છે;
પાખંડી લોકો પેઠા જ્યાં, કૃષ્ણ એજ ગતિ મારી છે.

સ્પષ્ટ લબ્ધ થાય છે, પૂજામાર્ગવાળાઓ આ વિભૂતિરૂપ દેવતાઓનું પૂજન કરનારા છે, તેથી પૂર્ણાનન્દ તેમાં નથી, તે ઉપાસનામાર્ગ પણ શા કામનો! વિગેરે સર્વ માર્ગો ખરેખર આ કલિની પ્રબળતાથી નાશ પામ્યા છે. માટેજ શ્રીકૃષ્ણ જ ગતિ હો. "શ્રીકૃષ્ણ શીવાય ઇતર અંશ, વિભૂતિ, કલા વિગેરેમાં મારી ગતિ ન થાય" એજ પદ શબ્દથી સૂચન થાય છે. શ્રીપુરુષોત્તમ મુખારવિન્દરૂપ-વૈશ્વાનર-શ્રીમહાપ્રભુજીને આશ્રય પ્રાર્થના કરવાની જરૂર નહિ. તોપણ સ્વઆશ્રય આવેલાભક્તાર્થે બોધ-દૃઢાશ્રયવિગેરે કરવાની ઇચ્છાથી જ પોતેજ "કૃષ્ણ એ જ મારી ગતિ થાઓ" એવી પદ્ધતિથી શ્લોક રચના કરીછે.

**શંકા**—ઉપર સર્વે માર્ગો નાશ પામ્યા કહ્યા, ત્યારે ભક્તિમાર્ગ પણ અંદર આવી ગયો. ત્યારે ભક્તિમાર્ગીયોને કલિકાલનો બાધ થવાનો અને લૌકિક ક્રિયામાં જોડાતાં પાપવાળા હોવાથી ઉદ્ધાર ક્યાંથી થવાનો? મુખ્ય ફલ પણ ક્યાંથી પ્રાપ્ત થવાનું? માટે કર્મ માર્ગ જેવો જ આશ્રય માનીયે છીએ, તેથી આશ્રયનું કામ શું છે?

**સમાધાન**-ભક્તિમાર્ગમાં ઉપર કહેલા દૂષણો આવતાં નથી. ભાગવતમાં પણ એવો જ વિચાર કરેલો છે કે, કલિયુગમાં ભગવાન્‌ની ભક્તિ શીવાય કોઇપણ સાધન નથી. ભક્તને રાગાદિ દોષો બાધ કરતા નથી. સેવામાં તત્પર રહેનારાને આ કલિ ફલરૂપ છે." ધ્રુનોત્તિ સર્વ हृदि सन्निविष्ट:" ભગવાન્ ભક્તના હૃદયમાં વિરાજમાન્ થઇ જાય છે. ત્યાં આગળ કલિના દોષનો સ્પર્શ પણ થતો જ નથી, ભક્તિથી દુરાચારિ પણ પવિત્ર થઇ જાય તો આચાર વિચારયુક્તની સારી ગતિ થાય જ? કર્મને જ ભક્તિ શીવાય ચાલતું નથી. ભક્તિથી તો સર્વે સિદ્ધ થઇ જાય છે, અધિકારીની ગણના જ નથી સર્વે ભક્તિના તો અધિકારી જ છે. કર્મ કયારે પૂર્ણ થાય કે જયારે

છેવટે ભગવત્સ્મરણ થાય ત્યારે જ. આ રીતે સર્વમાં ભક્તિની જ ઉત્તમતા જ સિદ્ધ થાય છે. સાધનતો કોઈ છેજ નહિ. ત્યારે શ્રીકૃષ્ણનો આશ્રય કરો કે ભગવાન્ ભક્તિનું દાન કરે. ૧

કોઇ સારા પવિત્ર સ્થાન-દેશમાં જઇ રહીશું કે જેથી સર્વ સિદ્ધ થઇ જશે તો આશ્રય કરવાની શી જરૂર છે? આ શંકાનું સમાધાન કરે છે.

मू.*म्लेच्छाक्रान्तेषु देशेषु पापैकनिलयेषु च ॥
सत्पीडाव्यग्रलोकेषु कृष्ण एव गतिर्मम ॥ २ ॥

**અર્થ**—પાપી મનુષ્યોએ પવિત્ર સ્થાન રોકી દીધાં છે, તેથી સારાં પવિત્ર સ્થાન પણ પાપરૂપ થયાં, લોકનાં ચિત્ત પણ સારા સાધુ પુરૂષોને દુઃખ દેવામાં રોકાયાં, આવા ગહન સમયમાં શ્રીકૃષ્ણ પરમાત્મા જ મારી ગતિ હો.—

**વિવેચન**—જાતિથી મ્લેચ્છ નીચ છે, અને તેમાં પાપાચરણ કરનારા તેથી ભગવદ્દ્વેષ કરનારા છે. ગીતામાં કહેલાં દૈવી જીવોનાં લક્ષણ જેમા એક પણ નથી, એવા દુષ્ટ પ્રવૃત્તિ નિવૃત્તિને નહિ સમજનારા મ્લેચ્છોથી પવિત્ર દેશો રોકાઇ ગયા છે. વળી સિન્ધ, મારૂ, વિગેરે કેટલાક એવા દેશો છે કે જેમાં જવાથી પણ પુનઃ સંસ્કાર કરવા પડે છે. વહેપાર સારા ચાલતા હોય તો તેવા દેશમાં જવામાં શો બાધ છે? એવી શંકા થાય. પરંતુ તેના જવાબમાં કહે છે કે, કુદેશોના લોકો સ્વધર્માચરણમાં બાધ કરનારા હોય છે. તેમાં સાધુ પુરુષોને તો દુઃખ દેવામાં તેઓ વિશેષ તૈયાર હોય છે. તેથી તેવા દુષ્ટ લોકોના સમાગમમાં રહેવાથી શ્રીકૃષ્ણસેવા વિગેરે કંઇ પણ થઇ શકતું નથી, સાર શ કે દેશ એવા જોઇએ કે જેમાં શ્રીકૃષ્ણસેવા વિગેરે

---

* મ્લેચ્છોએ દેશોને રોક્યા પાપપુંજ અતિ ભારી છે;
સાધુને સંતાપી દીધા; કૃષ્ણ એ જ ગતિ મારી છે.

સારી રીતે થઇ શકે. દુષ્ટ લોકો જેમાં સાધુ પુરુષોને પીડા કરતા ન હોય એવા દેશોનો હાલ અભાવ હોવાથી શ્રીકૃષ્ણ જ મારૂં શરણુ હો ? શ્રીકૃષ્ણ જ મારી ગતિ છે. એવી રીતે ભગવાનનો દૃઢ આશ્રય રાખવો કે જેથી કુદેશ વિગેરે કંઇ પણ બાધ કરી શકશે નહિ. ૨

ગંગાજી વિગેરે તીર્થો છે. તે સર્વસિદ્ધ કરશે, આશ્રયની શી જરૂર છે ? એવી શંકાનું સમાધાન કરે છે.

मूलम्*गंङ्गादितीर्थवर्येषु दुष्टैरेवावृतेष्विह ॥
तिरोहिताधिदैवेषु कृष्ण एव गतिर्मम ॥ ३ ॥

**અર્થ**—ગંગાજી વિગેરે ઉત્તમ તીર્થોપણ દુષ્ટ માણસો-થી વીંટાઇ ગયાં છે. તેથી આધિદૈવિક ઉત્તમ મૂર્તિ સ્વરૂપો પણ અંતર્ધ્યાન થઈ ગયાં છે. માટે શ્રીકૃષ્ણજ મારી ગતિ હો—આશ્રય હો.

**વિવેચન**—ગંગાજી વિગેરે સારાં સ્થલો દુષ્ટ માણસોથી વિંટાય-લાં છે. તેથી તેવાં સ્થાન પણ કંઇ ઉપયોગનાં ન રહ્યા, જોકે બ્રાહ્મણો વિગેરે ત્યાં આગળ રહે છે, પરંતુ તેમને ગંગાજીનો અતિ પરિચય હોય છે તેથી તેઓને ગંગાજીની ઉત્તમતાનું ભાન રહેતું નથી, એક સામાન્ય જલ માફક માને છે, અને દુરુપયોગમાં પણ લેછે. ભક્તિના અભાવથી તેમને પણ દુષ્ટપણું જ છે. જો કે ગંગાજીના જલથી સ્નાન કરે તો પણ તેની શુદ્ધિ થતી જ નથી. તે ભાવ વગરના છે મધર, કાચબા વિગેરે જેમ ગંગાજલમાં હંમેશ રહ્યા કરે છે. પરંતુ ઉત્તમ જે આધિદૈવિક ગંગાજીના સ્વરૂપનું દર્શન કરી તેઓ શકતા નથી. તેવી રીતે તે ભાવ વગરના પણ કાચબા જેવા જ જાણવા શાસ્ત્રમાં

---

* ગંગાદિક અતિ શ્રેષ્ઠ તીર્થતો, દુષ્ટજનો અધિકારી છે;
તીર્થોમાંથી તત્ત્વ ગયું જ્યાં, કૃષ્ણ એ જ ગતિ મારી છે.

કહે છે કે વિધિ વગરનું, ભાવ વગરનું, કરેલું કામ અસુર લોકોને અપણ થાય છે. ભાવ વગરનું હોવાથી ભગવાનથી પણ બહિર્મુખ થાય છે.

વળી ગંગાજીનાં+ત્રણ સ્વરૂપ છે. તેમાં ભક્તિ પ્રાપ્ય જે આધિદૈવિક સ્વરૂપ તે પણ આ કલિયુગમાં દુષ્ટ પ્રત્યે દેખાતાં નથી. જ્યારે આધિદૈવિકી સ્વરૂપ અંતર્ધાન થઇ ગયાં, ત્યારે પવિત્ર જલમાં પણ કંઇ દોષ દૃષ્ટિ થતાં ભકિત વગરનો થઇ જાય છે. માટે જ આવાં પવત્રિ તીર્થો પણ આ કલિયુગમાં કંઇ પણ તરવામાં સાધનરૂપ નથી. તેથી શ્રીકૃષ્ણ જ મારો આશ્રય હો. શ્રીકૃષ્ણજ મારી ગતિ હો? એવો દૃઢ આશ્રય ભકતે કરવો. ॥ ૩ ॥

વળી કર્તા શુદ્ધ ભાવવાળો હોય તો સર્વ બની શકે છે. આશ્રયની શી જરૂર છે? એવી શંકાનું સમાધાન કરે છે.

मूलम्—अहंकारविमूढेषु सत्सु पापानुवर्तिषु ॥
लाभपूजार्थयत्नेषु कृष्ण एव गतिर्मम ॥ ४ ॥*

**અર્થ**—સારા પંડિતો પણ અહંકારથી મૂઢ થઇ ગએલા હોવાથી અને પાપમાંજ વર્તનારા હોવાથો અને પરમાર્થિક કર્મને પણ લાભ પૂજા માટે કરનારા સારામાણસો થઇ ગયા, એવા બારીક સમયમાં શ્રીકૃષ્ણ જ મારો આશ્રય હો.

**વિવેચન**—પંડિતો પણ પોતાના વિદ્યાત્વના અભિમાનથી અહંકારી વેશવાળા થઇ ગયા. આવા પંડિતાભિમાનીને કંઇ પૂછવા સારૂ આવે તો કંઇ પણ અભિમાનથી કહેતો પણ નથી, વળી કેટ-

---

+ જુઓ સિદ્ધાન્તમુકતાવલીમાં.

* પંડિત પાપોમાં વર્તે છે, મૂઢ બની અહંકારી છે;
યત્નશીલ સહુ લાભ પૂજાય જ્યાં, કૃષ્ણ એજ ગતિ મારી છે.

લોક તો માયાવાદમાં મંડી રહી માયાના આવરણથી શુદ્ધ અદ્વૈત-ભાનવગરના થઇ જાયછે. અને જગતને અસત્ય અપ્રતિષ્ઠ માની ગીતામાં કહેવા મુજબ આસુર બને છે. આ લોકો ખરેખર આસુર હોય છે કે જેથી તેઓ ભગવાન્‌ની માયાથી અંધ બની ભગવદીય ઉપર દ્વેષમાં પ્રવર્તમાન્ થઇ રહે છે. આ પ્રમાણે જ્ઞાનવૃત્તિ પણ જેઓની દુષ્ટ હોય છે. વળી કર્તાઓ હંમેશાં લૌકિક લાભ અને પૂજામાં પ્રવર્તમાન્ થએલા હોય છે, કે જેથી તેઓને પોતાની મેળે ફલ સિદ્ધિ થતી નથી. આશ્રય સિવાય કંઇ પણ સિદ્ધિ છે જ નહિ. વેદનું તાત્પર્ય ખરે-ખર ભગવાન્ કે ભગવદીય જ જાણે છે, માટે ભગવદાશ્રય કરી ભગવદીય થવું યોગ્ય છે. ॥ ૪ ॥

મંત્રો સાર્થ ભણાવાથી સર્વ કાર્ય સિદ્ધ થશે આશ્રયની શી જરૂર છે.? એ શંકાનું સામાધાન કરે છે.

मूलम्—अपरिज्ञाननष्टेषु मन्त्रेष्वव्रतयोगिषु
तिरोहितार्थदवेषु कृष्ण एव गतिर्मम ॥ ५ ॥*

અર્થ—મંત્રનું તાત્પર્ય, ફળ, દેવતા અને સ્વરૂપ નહિ સમજવાથી, ગુરૂકુળમાં વાસ કરી, વ્રતાદિક પૂર્વક મંત્રો ભણુવામાં આવતા નથી તેથી, તેમ અંગ અને અર્થ સાથે દેવતા વગરના મંત્ર થઇ ગયેલા હોવાથી તેપણ કંઇ સાધન કરવા લાયક નથી, માટે શ્રીકૃષ્ણજ મારો આશ્રય હો.

વિવેચન—વેદમાં ગધપધાત્મક જે મંત્રો લખવામાં આવેલા હોય

---

* મંત્ર તંત્ર સૌ ગુપ્ત થયાં છે, જ્ઞાનશક્તિ પણ હારી છે;
અર્થ વિનાનો વેદ જાણે જ્યાં, કૃષ્ણ એજ ગતિ મારી છે.

તે મંત્ર સત્યયુગજેવાસારા સમયમાં આ વેદોક્ત મંત્રોથી પોતાના લૌકિક અને અલૌકિક મનોરથો મેળવી શકતા હતા, પરંતુ હાલમાં મંત્રો શિક્ષામાં કહેલા નિયમો પ્રમાણે ભણવામાં આવતા નથી તેમ જ ગુરુ કુલમાં વાસ કરવો, બ્રહ્મચર્ય પાળવું, શૂદ્રના સાંભળતાં ન બોલવા, વેદના શાસ્ત્રે કહેલા અનધ્યયન પ્રતિપદ વિગેરે બરોબર પાળવા, તેમજ સાંગ અને અર્થ સાથે ભણવા. આ નિયમ પાળવામાં આવતા નથી તેથી મંત્રો પણ ખરેખર ફળ વગરના થઇ ગયા છે. હાલમાં તો મંત્રના દેવતા કયાં? મંત્રનું શું ફલ? મંત્રનું શું તાત્પર્ય? એવા વિષયો જાણનારા તો કોઇક જ હોય છે ત્યારે તેવા પોપટજીની માફક બમડાટ કરી ગયેલા મંત્રો શા કામના? હજુ સુધી પણ મંત્ર પૂર્વક કરવામાં આવેલા કર્મના અન્તમાં કર્મ પૂર્ણ થવા સારૂ **સદ્યો વંદે તમચ્યુતમ્** મારૂં કર્મ પૂરૂં થવા સારૂં શ્રીકૃષ્ણ પરમાત્માને નમસ્કાર કરૂં છું. ત્યારે મંત્ર પછી શ્રીકૃષ્ણાશ્રયની જરૂર છે. એમ સ્પષ્ટ થયું. મન્ત્રની સિદ્ધિ પણ આશ્રયથી થાય છે. એમ સમજાયું. તેથી શ્રીકૃષ્ણ મારૂં સર્વથા આશ્રય હો એવી ભાવના ભગવદીયે રાખવી કે જેથી તેને સર્વ વૈદિક મંત્રો પણ સિદ્ધજ થાય. ॥૫॥

મીમાંસાશાસ્ત્રોમાં કર્મોનું સારી રીતે તાત્પર્ય આપેલું છે. ત્યારે કર્મથી સર્વ કાર્ય સિદ્ધ થશે, આશ્રયનું શું પ્રયોજન છે?

આ શંકાનું સમાધાન કરે છે:—

**मूलम्—नानावादविनष्टेषु सर्वकर्मव्रतादिषु ॥**
**पाषंडैकप्रयत्नेषु कृष्ण एव गतिर्मम ॥ ६ ॥***

**અર્થ**—જુદા જુદા પ્રકારના વાદથી કર્મ અને વ્રત

---

* સર્વે કર્મ ને વ્રત ગયાં છે. વાદ વૃત્તિ જ્યાં ભારી છે;
પાખંડી ટોળી જનની જ્યાં કૃષ્ણ એજ ગતિ મારી છે.

વિગેરે સર્વ નાશ પામ્યાં છે. વળી પાષંડ શાસ્ત્રોમાં જ મહાન પ્રયત્ન કરી રહ્યા હોવાથી શ્રીકૃષ્ણજ મારો આશ્રય હો!

[વિવેચન—સોમયાગ વિગેરે કર્મો શ્રેષ્ઠ છે, અને આ જગત્ અસત્ય છે. કોઇ કહે કે મિથ્યા છે. કોઇ કહે કે જેવું છે એવું જ છે, એવા અનેક પ્રકારના જૂદા જૂદા વાદો થઇ જવાથી નાશ પામ્યા છે. કોઇ કહે કે આવાં કર્મ કરવાં. કોઇ વળી એનાથી બીજી જાતનું બતાવે, એવી રીતે કર્મ, વ્રત, પણ જુદા જુદા વાદો થઇ જવાથી નાશ પામી ગયાં છે.

**મીમાંસાવાળા**—એમ કહેવા મંડી પડયા કે કર્મથી બ્રહ્મા વિગેરે ઉત્તમ ગતિને પામ્યા, માટે પૂર્વ વાસનાથી ઉત્તરોત્તર પ્રવૃત્તિ કરાવનારાં કર્મો પણ ખાસ કરી કરવાં. કર્મ ફળ આપનાર કોઇ જુદો દેવતા નથી, મંત્રજ સર્વ સિદ્ધ કરે છે. **નૈયાયિકો** કહે છે કે, સોળ પદાર્થનું જ્ઞાન થયા પછી શ્રવણ મનન અને નિદિધ્યાસન વિગેરે કરતાં આત્મસાક્ષાત્કાર થાય છે, ત્યારે દુઃખની નિવૃત્તિ થાય છે તેજ ફલ છે. **સાંખ્યવાળા** કહે છે કે — સર્વ પુરુષ સિવાય પ્રકૃતિ અને તેના વિકારોનો ત્યાગ કરી કેવલ સ્થિતિમાં રહેવું એજ ફલ, કોઇ દેવ સેવ્ય નથી. આ નિરીશ્વર સાંખ્ય છે.

આ પ્રમાણે જુદા જુદા વાદથી કર્મ જ્ઞાન અને વ્રત નાશ પામી ગયાં છે. વસ્તુતઃ વિચાર કરીએ તો આ સર્વ જગત્ બ્રહ્મરૂપ છે, ભગવાનથી જ થએલું છે. અને ભગવાનની પ્રજા રુપ આ જગત્ ભગવાનના સેવકો છે. ભગવાનજ સેવવા લાયક છે. દેવ અસુર મનુષ્ય વિગેરે કોઇ સેવા કરનાર ભક્ત ઉત્તમ ગતિ મેળવે છે. ભક્તના સ્નેહરસ સિવાય બીજા કોઇ સાધનથી પૂર્ણાનન્દ મેળવી શકાતો નથી.

આ પ્રમાણે ઉપર દર્શાવેલા બીજા માર્ગો વેદશાસ્ત્રથી જૂદા જ વિચારના છે એમ માલૂમ પડેશે. વળી કેટલાક એકાદશીવ્રત પણ દશમીના વેધ વાળી કરી સ્વમતનો આગ્રહ શાસ્ત્રથી વિરૂદ્ધ કરે છે કેટલાક બૌદ્ધ વિગેરે આવાં અવળાં વ્રત વિગેરેમાં મચે છે, પરંતુ તે લોકો પાખંડ યુક્ત છે. પુરાણમાં કહ્યું છે કે જ્યારે ભગવાનને અસુર લોકોને ભ્રમિત કરવા વિચાર થયો ત્યારે માયાવાદ અને બીજાં કેટલાંક મોહ શાસ્ત્રો રચવાની શંકરને આજ્ઞા કરી. આ પ્રમાણે મોહશાસ્ત્રોમાં પણ મોહ પામી અને વેદવિરૂદ્ધ વિચારોમાં વર્તે છે, ને ભ્રમિત થાય છે. પણ એવું સમજતા નથી કે વેદે જે માર્ગ પ્રતિપાદન કર્યો હોય તેજ ઉત્તમ છે. કોઇ દેવાદિક કારણસર રચેલા શાસ્ત્રો પ્રમાણ નથી. આ પ્રમાણે પૃથ્વી ઉપર પાખંડ શાસ્ત્રો વધી ગયેલાં હોવાથી વ્રત અને કર્મ નાશ થયેલાં હોવાથી શ્રીકૃષ્ણજ મારો આશ્રય છે એવી ભક્તે ભાવના કરવી. ॥ ૬ ॥

જીવ અવિદ્યાથી દુષ્ટ બને છે. પ્રભુરસાત્મક સર્વોત્કૃષ્ટ છે, અને જીવ તો દોષ વગરનો નહિ હોવાથી ભગવાનને શી રીતે ભજી શકશે? માટે આશ્રય કરવામાં ધર્મ વિગેરેની જરૂર પડશે. એ શંકાનું સમાધાન કરે છે.

**મૂલમ્**—अजामिलादिदोषाणाम् नाशकोऽनुभवेस्थितः ॥
ज्ञापिताखिलमाहात्म्यः कृष्ण एव गतिर्मम ॥ ७ ॥*

**અર્થ**—અજામલિ જેવા દોષથી ભરેલાના દોષોને પણ નાશ કરનારા ભગવાન અમારા અનુભવમાં રહ્યા કરે છે અને જેમણે અનેકપ્રકારનું માહાત્મ્યજણાવ્યું છે એવાભગવાન્ મારી ગતિહો.

---

* અજામિલને જેણે તાર્યો, દોષ દુષ્ટતા બાલી છે;
નિઃસાધન જનને જે તારે, કૃષ્ણ એજ ગતિ મારી છે.

**વિવેચન—नायमात्मा०** આ શ્રુતિમાં કહે છે કે ભગવાન બહુ પ્રવચનથી મળતા નથી, બહુ બુદ્ધિ કે શાસ્ત્રશ્રવણથી મળતા નથી પરંતુ ભગવાન્ જેનો સ્વીકાર કરે છે, તેનાથીજ મેળવી શકાય છે. વળી ગીતાજીમાં પણ ભગવાન્ કહે છે કે હું ભકિતથી જ પ્રકટ થઇ શકું છું. ભકતને આધિન થઇ રહુંછું. આ પ્રમાણે ભગવાન્ જેનો સ્વીકાર કરે છે, તેની જાતિ, ગુણ કે દોષો કંઇ પણ જોતા નથી; અને સ્વીકાર કરી સર્વ દોષો નાશ કરે છે, એટલું જ નહિ પણ તેના સર્વ પુરુષાર્થો પણ પોતે જ સિદ્ધ કરી દે છે. માટે પ્રથમ ગુરુદ્વારા શરણાગતિ લઇ ભગવદાશ્રય જ રાખવો કે જેથી સર્વ પાપ નિવૃત્ત થઇ જાય, આ જ ભકતને પ્રાયશ્ચિત છે. બીજાની જરૂર નથી, જો આમ ન હોય તો અ-જામિલ બહુ જ દોષોનો ભંડાર હતો. પરંતુ ભગવાને તેનો ઉદ્ધાર કરવાની ઇચ્છા કરી કે જેથી પોતાના પાર્ષદો દ્વારા ઉત્તમ ભગવદ્ધર્મનો બે અપાવ્યો, અને અજામિલ પણ પાપનો પશ્ચાત્તાપ કરતો ગંગાજીના સ્થાનમાં ભગવદ્‌ભકિત કરી સવપાપથી મુક્ત થયો અને ઉત્તમ ગતિ મેળવી. આ પ્ર-માણે અજાણતાં બોલેલા **નારાયણ** નામનું ફલ બતાવ્યું છે, તો બુદ્ધિપૂ-ર્વક ભગવાનને શરણે જાય તો ભગવાન્ પોતાપણાથી સ્વીકાર કરી લે, તો ત્યાં પાપનો શો હિસાબ રહે છે. ? બ્રહ્મસંબંધથી જ ભકતના વીં-તરપાપ નિર્મૂલ થઇ જાય છે. માટે આશ્રય જ મુખ્ય છે. ॥ ૭ ॥

વેદમાં સ્વાધ્યાયથી બ્રહ્મયજ્ઞવિગેરેથી અગ્નિ વિગેરેની સાયુજ્યતા મળે છે. અને બ્રહ્મના જ્ઞાનથી અક્ષરબ્રહ્મનું સાયુજ્ય થાય છે. ત્યારે કૃષ્ણાશ્રયથી શું વિશેષ છે? આ શંકાનું સમાધાન કરે છે.

**मूलम्–प्राकृताः सकला देवा गणितानन्दकं बृहत् ॥**
**पूर्णानन्दो हरिस्तस्मात् कृष्ण एव गतिर्मम ॥ ८ ॥***

---

* પ્રાકૃત દેવો શું તે તારે, અક્ષર બ્રહ્મ નહિ શોભે રે;
પૂર્ણાનન્દ દાતા પ્રભુ પોતે, કૃષ્ણ એ જ ગતિ મારી છે.

**અર્થ**—બધા દેવો ભગવાન્ શ્રીકૃષ્ણની વિભુતિરૂપ હોઇ પ્રકૃતિથી થએલા છે. અક્ષરબ્રહ્મ ( ભગવાન્‌ના આનન્દ કરતાં ) ગણી શકાય એવું (ઓછા) આનન્દવાળું છે. પરંતુ ભગવાન્‌નો પૂર્ણાનન્દ અપ્રાકૃત હોવાથી તેજ મારી ગતિ હો.

**વિવેચન**—શ્રીકૃષ્ણ પરમાત્મા પરબ્રહ્મ છે. બ્રહ્મા વિગેરે અને અક્ષર બ્રહ્મના આનંદની ગણત્રી છે, પરંતુ શ્રીકૃષ્ણ પૂર્ણાનન્દ છે. આ મુખ્ય સિદ્ધાન્ત ભુલાવવો ન જોઇએ.

સમગ્ર દેવો પ્રકૃતિથી થએલા છે. સત્વ અહંકારથી થએલા છે. તૈત્તરીય ઉપનિષદ્‌માં દરેકના આનંદની ગણત્રી કરેલ છે. તેમાં બ્રહ્માદિકનો સોગણો આનન્દ થાય ત્યારે અક્ષરબ્રહ્મનો એક આનંદ થાય છે. આમ અક્ષરબ્રહ્મના આનંદની ગણત્રી થઇ શકે છે. પૂર્ણાનન્દ શ્રીકૃષ્ણના આનંદની ગણત્રી નથી. દેવાદિકની ઉપાસનાથી દેવાદિકનું સાયુજ્ય મળે પરંતુ आब्रह्मभुवनाल्लोकाः० । આ શ્લોકની અંદર બ્રહ્માદિક સુધીના લોકોને પુનઃ પૃથ્વી ઉપર જન્મ મરણમાં આવવું પડે છે, માટે તે પણ અલ્પ છે. તેથી તેના આશ્રયની જરૂર નથી. વળી અક્ષરબ્રહ્મનો આનન્દ ઓછો હોવાથી ભૂખ્યાને એક દાણો અન્ન આપીએ તેની માફક તૃપ્તિ વગરનો છે. માટે પૂર્ણાનન્દ શ્રીકૃષ્ણનો જ આશ્રય કરવો એજ ઉત્તમ છે, એ જ સિદ્ધાન્ત છે, શ્રીમદાચાર્યજી પણ કહે છે કે निर्गुणामुक्तिरस्मात् हि । નિર્ગુણ મુક્તિ તો શ્રીકૃષ્ણથી જ થાય છે. વળી શ્રીભાગવતમાં એક જગ્યાએ "हरेरंशौ इहागतौ" એવું વચન છે, તેમાં શ્રીકૃષ્ણ અંશાવતાર છે, એવી શંકા ન કરવી. કેમકે શ્રીસુબોધિનીજીમાં જ આનું સમાધાન કરી દીધું છે કે—"ભગવાન્ તે તે કાર્ય કરવા સારૂ વાસુદેવ, સંકર્ષણ, પ્રદ્યુમ્ન, અને અનિરૂદ્ધ, આ ચાર વ્યુહમાં તે તે અંશથી અહિંઆં ભૂભાર ઉતરાવવાનો હોવાથી વ્યુહાંશથી પ્રાકટ્ય કર્યું

હતું. નંદરાયજીને ત્યાં વાસુદેવવ્યુહસહિત પોતે પ્રકટ છે. પુષ્ટિકાર્યમાં વ્યુહરહિત સ્વયમ્ પ્રવૃત્ત થાય છે. તેથીજ **कृष्णस्तु भगवान् स्वयम्** । શ્રીકૃષ્ણપરબ્રહ્મ જ છે, અહિંઆં અંશાવતાર એવો અર્થ નથી. પરંતુ વ્યુહાંશત્વ અર્થ કર્યો છે. માટે પરબ્રહ્મ શ્રીકૃષ્ણ જ છે, તેમનુંજ મને શરણ હો. એવી ભક્તે ભાવના કરવી. ॥ ૮ ॥

વિવેક-ધૈર્ય-વિગેરેથીજ ભગવાન્ પ્રસન્ન થાય છે, ત્યારે આશ્રયની શી જરૂર છે ? એ શંકાનું સમાધાન કરે છે.

मूलम्-विवेकधैर्यभक्त्यादिरहितस्य विशेषतः ॥
पापासक्तस्य दीनस्य कृष्ण एव गतिर्मम ॥ ९ ॥*

**અર્થ**—વિવેક, ધૈર્ય અને ભક્તિથી રહિત અને ઘણે ભાગે પાપમાં આસક્ત થઇ રહેલા અને દીન એવા મારૂં શરણ (આશ્રય) શ્રીકૃષ્ણ જ હો !

**વિવેચન**—ગયા શ્લોકમાં પ્રભુના સ્વરૂપનો વિચાર કર્યો કે પરબ્રહ્મ શ્રીકૃષ્ણજ છે, તેથી તેજ મારૂં શરણ હો. હવે આ શ્લોકમાં જીવના સ્વરૂપનો વિચાર કરે છે.

* ભગવાન પોતાની ઇચ્છાથી સર્વ પૂર્ણ કરશે. તેમની પાસે યાચના કરવાની જરૂર નથી, આલોક અને પરલોક સંબંધી મારૂં સર્વ સિદ્ધ કરનાર શ્રીકૃષ્ણજ છે. આવી રીતે માનવું તે વિવેક. અને આધિભૌતિક, આધ્યાત્મિક, આધિદૈવિક આ ત્રણ પ્રકારનાં દુઃખ સહન કરવાં એતું નામ ધૈર્ય. આ વિવેક અને ધૈર્ય બન્ને નષ્ટ થયાં છે એટલુંજ

---

* વિવેક ધૈર્ય ને ભક્તિ ક્યાં છે ? ક્યાં છે સેવા ધારી રે;
પાપી થઇ પસ્તાવું હો જ્યાં, કૃષ્ણ એ જ ગતિ મારી છે.

*જુઓ વિવેકધૈર્યાશ્રય શ્લોક ૧ થી ૮ માં વિશેષ વિવેચન છે.

નહિ, પણ ભકિત કે જે પ્રેમરૂપા શ્રવણાદિક ભકિત તે અને પુણ્ય વિગેરે સર્વ સાધન કે જે સાધનોની ભક્તિમાં પણ જરૂર છે. તેપણ જરાતરા છે, લગભગ નાશ પામ્યાં છે, આટલા ઉપરાંત કોઇ બીજું સાધન પણ બની શકે એવું નથી, કેમકે દીન છું. તેથી નિઃસાધન થઇ ગએલ હોવાથી નિઃસાધન જીવોનો ઉદ્ધાર કરનાર શ્રીકૃષ્ણચંદ્ર જ મારો આશ્રય હો ! કેમકે બીજા દેવોથી નિઃસાધન દૈવી જીવોનો સમુદ્ધાર થઇ શકતો નથી, માટે શ્રીકૃષ્ણ જ મારૂં શરણ હો ! શ્રીકૃષ્ણ જ સર્વ વિઘ્ન હરનાર છે. આ પ્રમાણે શ્રીમહાપ્રભુજી ભક્તને બોધ આપવા આશ્રયની પ્રાર્થના કરે છે.

સાધનરહિતને ઇચ્છિતફલની પ્રાપ્તિ શી રીતે થશે ? કેમકે શ્રેય મેળવવું હોય તો તેમાં અનેક વિઘ્નો આવે છે, આવો વિચાર આવે ત્યાં સમાધાન કરે છે.

**મૂલમ્–सर्वसामर्थ्यसहितः सर्वत्रैवाखिलार्थकृत् ॥**

**शरणस्थसमुद्धारं कृष्णं विज्ञापयाम्यहम् ॥ १० ॥***

**અર્થ**—કાર્ય કરવા અને તેને પણ અલૌકિક રીતે કરવામાં સામર્થવાળા અને આ લોક કે પરલોક સંબંધી સર્વ અર્થને સિદ્ધ કરનાર ભગવાન્ છે, તેથી શરણે આવેલાનો ઉદ્ધાર કરનારા તે શ્રીકૃષ્ણને હું વિનંતિ કરૂં છું.

**વિવેચન**–ભગવાન્ સર્વ રીતે સમર્થ છે. અજામિલ જેવા પાપાચરણવાળાને પણ પોતાની ઇચ્છાથી ઉત્તમ ગતિ આપનારા છે. મર્યાદામાં જે ભક્તનો સ્વીકાર કરવાનો હોય છે, તેને જ્ઞાન, ઐશ્વર્ય વિગેરેનું દાન

---

* નથી આરો તરવાને મારે, આવો શ્રીહરિ મારી વારે;
શરણે લઇ જીવોને તારે, વિનવું દયાળુ વારંવારે.

કરવા પણ સમર્થ છે, ભકતનાં અનિષ્ટ પણ પોતાના સુદર્શનચક્રના પ્રભાવથી દૂર કરે છે. મર્યાદા સિવાય પુષ્ટિમાં જેને અંગીકાર કરવાની ઇચ્છા હોય તને સર્વ દેશમાં; વર્ણાશ્રમમાં, કર્મમાં વિગેરેમાંના સર્વ પદાર્થો પુરા કરી દે છે. અને શરણે આવેલાનો પોતાપણાથી સ્વીકાર કરે છે. જે એકજ વખત સ્ત્રી, પુત્ર, ધન, દેહ, આત્મા વિગેરે પ્રભુને અર્પણ કર્યા પછી પ્રભુ તેનો ત્યાગ કરતા નથી. પોતાના મુખથીજ આવી પ્રતિજ્ઞા શ્રીમદ્ ભાગવતમાં કરે છે વ્રજવાસી જનો ભગવદાર્વિભાવના સમયમાં તામસ હતાં છતાં, તેઓએ કૃપાથી સારામાં સારૂં ઉત્તમ ફળ મેળવ્યું હતું તેમણે વેદની મર્યાદા કે જપ–તપ કંઇ પણ કર્યું નહતું, તેમ તેની અપેક્ષા પણ રાખી નહતી ટુંકામાં કોઇપણ સાધનની અપેક્ષા ભગવાને રાખી નહતી. અને અલૌકક રસાત્મક દાન તીવ્ર પ્રેમથી પરાભક્તિ મેળવી હતી, માટે કોઇપણ સાધન શીવાય ભગવદાશ્રય હશે, તો કૃપા કરી ભગવાનજ ઉદ્ધાર કરનાર છે. હૃદયમાં બીરાજમાન કાલ, યમ, વિગેરેના ભયથી ભકતને નિવૃત્ત કરે છે. તો પછી બીજા દેવતાઓના ભયનો શો હીસાબ છે? માટે દીનતાપૂર્વક શ્રીકૃષ્ણાશ્રય જ રાખવો એ જ આ શ્લોકનું મુખ્ય રહસ્ય છે. ॥ ૧૦ ॥

પ્રાણીમા દશ પ્રાણ અને અગીયારમો આત્મા છે, તેમાં દશ પ્રાણોવડે જેમ સર્વ સિદ્ધ થાય છે, તેવી રીતે આ આશ્રયવાળા દશ શ્લોકથી સર્વ સિદ્ધ થશે અને અગીયારમો જેમ અક્ષય્ય આત્માં છે તેવી રીતે આ આશ્રયથી અક્ષય્ય ફલ થાય છે. એવું કહેવા આ અગીયારમો શ્લોક કહે છે.

**મૂલમ્–कृष्णाश्रयमिदं स्तोत्रं यः पठेत् कृष्णसन्निधौ ॥**
**तस्याश्रयो भवेत् कृष्ण इति श्रीवल्लभोऽब्रवीत् ॥११॥***

---

* આશ્રયનો આ પાઠ કહ્યો જે, કૃષ્ણ સન્નિધિ ભણશે રે;
ગોવર્ધનધર શરણે રાખે, એજ શ્રીવલ્લભ ભાખે રે,

**અર્થ**—આ કૃષ્ણાશ્રય સ્તોત્રનો જે શ્રીકૃષ્ણની પાસે રોજ દીનતા પૂર્વક પાઠ કરે છે. તેને શ્રીકૃષ્ણ આશ્રય રૂપ થાય છે. આપ્રમાણે શ્રીમહાપ્રભુજીનું વચન છે.

**વિવેચન**—શ્રી કલ્યાણરાયજી આ શ્લોકની ટીકામાં લખે છે કે, શ્રીકૃષ્ણ જેનાથી સારી રીતે સેવાય અથવા જેનાથી શ્રીકૃષ્ણનો આશ્રય થાય તે શ્રીકૃષ્ણાશ્રય. અર્થાત્ જે સ્તોત્રથી શ્રીકૃષ્ણનો આશ્રય થાય છે. આ સ્તોત્રનો જો શ્રીકૃષ્ણ પરમાત્મા પાસે બેસી પાઠક રવામાં આવે તો તેથી શ્રીકૃષ્ણનો આશ્રય સિદ્ધ થાય છે.

કેવલ પાઠથી જ શું આશ્રય સિદ્ધ થશે? એવી શંકા થાય, ત્યાં કહે છે કે-નલકુબર અને મણિગ્રીવને નારદજીનો શ્રાપ થયો કે જેથી યમલાર્જુન નામના ઝાડ થયા હતા. પણ "ભગવાન્ તમારો ઉદ્ધાર કરશે" એવું નારદજીએ વચન આપેલું, તેને સત્ય કરવાની ખાતર ભગવાને પોતે ત્યાં પધારી ખાણીયાથી ખેંચી તેમનો ઉદ્ધાર કર્યો. આ પ્રમાણે સત્ય વચન કરનારા પરમાત્માના મુખારવિન્દરૂપ શ્રીમહાપ્રભુજી કે જે શ્રીઆપની આજ્ઞાથી દૈવીજીવોનો ઉદ્ધાર કરવા સારૂં પૃથ્વી ઉપર પ્રકટ થયા છે જે ભગવાનના સ્વરૂપને યથાર્થ જાણનારા છે. તેમનું વચન કેમ મિથ્યા થાય? માટે તેમના વચનાનુસાર દીનતા પૂર્વક શ્રીકૃષ્ણચંદ્રનો દૃઢ આશ્રય રાખવો કે જેનાથી સર્વ સિદ્ધ થશેજ.॥૧૧॥

॥ इतिश्रीमदाचार्यविरचितं श्रीकृष्णाश्रयस्तोत्रं समाप्तम्. ॥

---

અન્યાશ્રયને છોડી દઇને, કૃષ્ણ એજ ગતિ સારી છે;
બોલો ભકતો ભેગા થઇને, કૃષ્ણ એજ ગતિ મારી છે.

नमः श्रीकृष्णाय

# श्रीचतुःश्लोकी ग्रन्थ.

શ્રીમદાચાર્યજીએ બાલબોધ ગ્રંથમાં મર્યાદામાર્ગીય પુરુષાર્થોનું નિરૂપણ કર્યું છે, પુષ્ટિમાર્ગીય પુરુષાર્થો જુદા જ છે, પુરુષાર્થો ચાર પ્રકારના છે, ધર્મ, અર્થ, કામ અને મોક્ષ, મનુષ્યનું ખાસ કર્તવ્ય છે કે આ દુર્લભ મનુષ્યાવતારમાં આવી અવશ્ય કર્તવ્ય પુરુષાર્થો કરી, શ્રેષ્ટ પદ મેળવવું. જે પુરુષાર્થો મેળવવાથી પૂર્ણ આનંદ પ્રગટ ન થાય એને અમે પુરુષાર્થ કહેતા નથી માટે મુખ્ય કયા પુરુષાર્થો છે. એ જણાવવા સારૂ અને આ પુષ્ટિમાર્ગીય આત્મનિવેદન ગ્રહણ કરી શું મુખ્ય કર્તવ્ય છે? તે જણાવવા સારૂ આ ચતુઃશ્લોકી નામનો ગ્રંથ ભગવદીયો ઉપર કૃપા કરી લખવા પ્રારંભ કરે છે.

मूलम्—सर्वदा सर्वभावेन भजनीयो व्रजाधिपः ॥

स्वस्यायमेव धर्मो हि नान्यः क्वाऽपि कदाचन ॥ १ ॥

**અર્થ**—હમેશાં સર્વાત્મભાવ પૂર્વક વ્રજના અધિપતિ શ્રીકૃષ્ણને ભજવા એ જ મનુષ્યનો ખાસ ધર્મ છે. આ શીવાય દેશમાં કે કોઇ કાલમાં બીજો ધર્મજ નથી.

**વિવેચન**—આ શ્લોકમાં નિજજનોનો શો ધર્મ છે. તે બતાવવા પ્રારંભ કરે છે. વસ્તુતઃ સર્વ શ્રુતિ ગીતા, ભાગવત વિગેરેનાં અનેક પ્રમાણોથી સિદ્ધ જ છે કે પરમાત્મા શ્રીકૃષ્ણજ બ્રહ્મ છે. "यस्मात्

क्षर मतीतोहं अक्षरादपि चोत्तमः। अतोस्मि लोके वेदेचप्रथितः पुरुषोत्तमः" હું ક્ષરથી અને અક્ષર બ્રહ્મથી પણ ઉત્તમ છું તેથી લોકમાં અને વેદમાં પુરુષોત્તમ એ નામથી પ્રસિદ્ધ છું. એ શ્રીભગવાન્ સ્વમુખથી જ કહે છે. શ્રીકૃષ્ણશબ્દનો અર્થ જ પરબ્રહ્મ થાયછે. (જુઓ પાછળ પાન ૧૮ માં.) સર્વ જગત્ વિગેરેના આનંદની ગણત્રી કરતાં બ્રહ્મા અને અક્ષરબ્રહ્મ સર્વ ગણિતાનન્દ છે. પરંતુ શ્રીકૃષ્ણ જ પૂર્ણાનન્દ સર્વના સ્વામી છે, એમ* પ્રસ્થાન ચતુષ્ટયનો રમણીય સિદ્ધાન્ત છે, તો પછી સ્વામીની સેવકે સેવા કરવી, એ એનો ધર્મ છે. ભાગવતમાં ભગવાને ગોપીજનોને કહ્યું કે તમે તમારા પતિનું સેવન કરો ત્યારે જવાબમાં ભગવાન્‌ને કહ્યું કે ખરા સ્વામી આપજ છો, આખા જગત્‌ના સ્વામી આપ હોવાથી અમે તમારા ચરણને શરણ આવેલાં છીએ. કે જેની સેવા કરવાથી પૂર્ણાનન્દનું દાન આપો છે. આ સંદર્ભ ઉપરથી સેવ્ય શ્રીકૃષ્ણ જ છે એવો સિદ્ધાન્ત હૃદયમાં સ્થિર થશે, હવે પછીના વિચારો સમજવા મુશ્કેલ નથી.

ઉપર બતાવેલા સેવ્ય શ્રીકૃષ્ણની સેવા સર્વાત્મભાવ પૂર્વક કરવી, એમ શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે છે.સર્વાત્મભાવ એ તો ભગવદીયના સહજ કર્તવ્યમાં છે. દેહ, પુત્ર, ઘર, બાર, સ્ત્રી, ધન દ્રવ્ય, પ્રાણ, આત્મા' વિગેરે સર્વ આત્મનિવેદન કર્યા પછી ભગવાનનું છે, એમાં મારે મમતા કરવી વ્યર્થ છે, એમ સ્પષ્ટ આત્મભાવ હૃદયમાં ભગવદીયને ચોટી રહે છે, આ સર્વમાં પરામાત્મા છે, સર્વાત્મભાવ પૂર્વક શ્રીપ્રભુ કે જે "* નિઃસાધન દૈવી જીવોના ફળરૂપ પરમાત્મા નિઃસાધન જીવોનો

* શ્રુતિ, સૂત્ર, ગીતા, ભાગવત, આ ચારને પ્રસ્થાન સંજ્ઞા છે.

* निःसाधनफलात्मायं प्रादुर्भुतोऽस्ति गोकुले
ततो वयंसुनिश्चिन्ता जाताः सर्वत एव हि ॥ सुबोधिनीजी.

ઉદ્ધાર કરવા સારૂ ગોકુળમાં પ્રકટયા છે" તેમની સદા સર્વદા (હમેશાં) સેવા કરવી એ જ ભગવદીયોનો ધર્મ છે, આ શિવાય કોઇ દેશમાં કે કોઇ વખતે પણ બીજો ધર્મ જ નથી, તો પછી + "સ્વધર્મમાં મરણ સારૂં, પણ ભયરૂપ પારકા ધર્મનો આશ્રય કરવો એ ખોટું છે." આ ગીતાના વાકયને અનુસરી વ્રજેશ્વર શ્રીકૃષ્ણચંદ્રનું સેવન કરવું. એ રૂપી સ્વધર્મનું પાલન કરવા સર્વ રીતે તત્પર થવું, એ જ પુરુષાર્થ. આ શિવાયનો અન્ય ધાર્મિક પુરુષાર્થ છે જ નહિ. ॥ ૧ ॥

હવે આ બીજા શ્લોકમાં પુષ્ટિમાર્ગીય ભક્તને કેવા અર્થ રૂપી પુરુષાર્થ ગ્રહણ કરવાની જરૂર છે ? તે જણાવાય છે. કેમકે આ લોકમાં બહુ ઠેકાણે આર્થિક પુરુષાર્થ કરવા મમતાપૂર્વક મંડી પડયા છે, તો પુષ્ટિમાર્ગીય ભકતે અર્થ નામના પુરુષાર્થનું સ્વરૂપ જાણવું, અને તે સંપાદન કરવા યત્ન કરવો કે નહિ ? તે જણાવે છે.

**લમ્ - एवं सदा स्म कर्तव्यं स्वयमेव करिष्यति ॥**
**प्रभुः सर्वसमर्थो हि ततो निश्चिततां व्रजेत् ॥ २ ॥**

**અર્થ**—આ લોક સંબંધી અને પરલોક સંબંધી સર્વ પ્રકારના અર્થો ભગવાન્‌જ સિદ્ધ કરશે, એવો વિશ્વાસ રાખીને ભકતે ચિન્તા રહિત થવું જોઇએ.

[વિવેચન—પહેલા શ્લોકમાં કહેલી આજ્ઞાનું પાલન કરી શ્રીકૃષ્ણની સેવામાં પ્રવર્તમાન થએલા ભકતે "અર્થ" મેળવવા સારૂ યત્ન કરવાની જરૂર છે ? એજ પ્રથમ સવાલ ઉભો થાય છે, કેમકે આ ભક્ત પ્રભુને સર્વ દેહ, પ્રાણ, ધન, દ્રવ્ય, અને આત્માસહ સર્વ અર્પણ કરી તેમના શરણ થઇ રહ્યા છે, એક પ્રવાહરૂપે ચિત્ત ભગવાન્‌માં રહે, અને ભગવાનને શું શું કર્યાથી સુખ થાય, ખુશી થાય, એવી કોમળ-

---

+स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः ॥ गीताजी.

હૃદયની ભાવનાથી જે સેવન કરવામાં આવે તેજ સેવા, આવી અનન્યતાસિદ્ધ કરી વહાલા થવા સારૂ સેવામાં તત્પર રહ્યો છે તો પછી વિચાર કરવાનો કે સેવામાં વિક્ષેપ કરનારા બીજા કોઇ વ્યવસાયનું અવલંબન કરવું, એ આ ભગવદીયને છાજે છે ?

ઉત્તરમાં કહે છે કે પૂર્ણ ભક્તિથી આત્મા પણ પ્રભુને સોંપી બેઠેલા ભક્તને દેહ નિર્વાહ કોણ કરશે ? એવો ખ્યાલ લાવવાની પણ ભક્તને શી જરૂર? સર્વના સ્વામી, જગતના અધિપતિ સર્વ સમર્થ પ્રભુ શ્રીકૃષ્ણ દેવી શરણાંગતના ભરણ પોષણ કરનારા એજ છે, આ લોક અને પરલોકના અર્થો પણ સિદ્ધ કરવાની ગરજ તેમને જ છે, શરણાંગત ભક્તને નથી, એવી ભાવના કરવી એ જ ભૂષણ છે. અવિશ્વાસ કદાપિ ન થવો જોઇએ કે પ્રભુ મારૂ ભરણ પોષણ કરશે કે કેમ? + કેમકે પ્રભુ સર્વ સમર્થ છે, એમ શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે છે. શરણે આવેલાનું યોગક્ષેમ પોતેજ કરવાનું ગીતાજીમાં પ્રતિજ્ઞા કરે છે, યોગ એટલે સર્વ વસ્તુનું સંપાદન, ક્ષેમ એટલે સંપાદન કરેલી વસ્તુનું રક્ષણ, એ બન્ને પ્રભુ જ કરે છે. "अहंभक्तपराधिन." ભક્તને તો હું આધીન છું એ ભાગવતમાં દુર્વાસા પ્રત્યે કહેલા વચનનું મનન કરવું, જેથી સર્વ સિદ્ધાન્ત સમજાઇ જશે, આવા સર્વોત્કૃષ્ટ ભક્તને પૂર્ણ વિશ્વાસથી ભરેલા મનથી સેવામાં જ પ્રવર્ત થઇ ચિન્તા રહિત થવું એ જ કર્તવ્ય છે. * ૨

---

+ જુઓ વિવેકધૈર્યાશ્રય શ્લોક ૧૪ નું વિવેચન.

* માયા બદ્ધ જીવો લૌકિક સામાન્ય અર્થ મેળવવા પ્રયત્ન કરે છે પરંતુ છેવટે તેમાં દુઃખી થાય છે. પુષ્ટિમાર્ગીયભક્તને પ્રભુ શીવાય કોઇની આકાંક્ષા જ નથી.

હવે સિદ્ધ થયું કે અર્થ નામનો બીજો પુરુષાર્થ ભગવદીયનો ભગવાન્ જ સિદ્ધ કરે છે. અને આ ત્રીજા શ્લોકમાં કામ નામના પુરુષાર્થનું નિરૂપણ કરે છે.

**मूलम्–यदि श्रीगोकुलाधीशो धृतः सर्वात्मना हृदि ॥**
**ततः किमपरं ब्रूहि लौकिकैर्वैदिकैरपि ॥ ३ ॥**

**અર્થ**—સર્વાત્મભાવથી શ્રીગોકુલાધીશ શ્રીકૃષ્ણ હૃદયમાં સ્થિર થયા તો પછી લૌકિક અને વૈદિક કર્મોથી બીજો કયો મનોરથ સિદ્ધ કરવાનો બાકી રહ્યો.? બોલો શ્રીકૃષ્ણચંદ્રજ સર્વ મનોરથ પૂર્ણ કરનાર છે.

**વિવેચન**—શ્લોક બીજાના વિવેચનમાં જણાવવામાં આવ્યું કે ભકતોને પ્રભુ શિવાય કોઇની પણ આકાંક્ષા નથી, અને આકાંક્ષા રાખવાની જરૂર પણ નથી.

શ્રીગોકુલાધીશ શ્રીકૃષ્ણચંદ્ર ભકતના હૃદયમાં બિરાજમાન્ થાય છે. ભકતની ઇચ્છા જાણે છે, સર્વ ઇચ્છા મુજબ પૂર્ણ પણ કરે છે. સવ મનોરથ પૂર્ણ કરનાર શ્રીકૃષ્ણચંદ્ર હૃદયમાં બિરાજ્યા પછી લૌકિક અને વૈદિક સાધનોથી કયો મનોરથ સિદ્ધ કરવાનો બાકી રહે છે ? લોક અને વેદનો નિયમ કરનારા તેમ લોક અને વેદમાં નિયમ પ્રમાણે વર્તનારાને પણ શ્રીકૃષ્ણની આજ્ઞાથી જ મનોરથ પૂર્ણ થાય છે, તો પછી શરણાંગતભકતના હૃદયમાં બિરાજેલા પ્રભુ પોતાના ભકતના મનોરથ સિદ્ધ કરી દે, એ સ્વભાવિક છે, શ્રીપ્રભુ હૃદયમાં બિરાજે એ જ ભકત મનોરથ સિદ્ધ થઈ ચૂકયો છે. શ્રીકૃષ્ણચાંદ્ર શીવાય બીજો ઉત્તમ પદાર્થ છે જ નહિ, એ જ પરમ તત્વ છે. એમ શ્રી મહાપ્રભુજીએ અંતઃકરણપ્રબોધ નામના ગ્રંથના આરંભમાં દર્શાવેલ છે. માટે

લૌકિક વૈદિક સાધનોની અપેક્ષા રાખ્યા શીવાય સેવામાં પ્રવર્તમાન્ થવું કે જેથી શ્રીકૃષ્ણચંદ્ર હૃદયમાં રહી સર્વ મનોરથ પૂર્ણ કરે છે.॥૧॥

આ પ્રમાણે ત્રણ પુરુષાર્થોનું નિરૂપણ કરી મુક્તિ નામનો ચોથો પુરુષાર્થ આ ચોથા શ્લોકમાં બતાવે છે.

मूलम्—अतः सर्वात्मना शश्वद्गोकुलेश्वरपादयोः ॥
स्मरणं भजनं चापि न त्याज्यमिति मे मतिः ॥ ४ ॥

**અર્થ**—શ્રીગોકુલેશ હૃદયમાં બીરાજમાન્ થયા. એટલે નિત્ય સર્વાત્મભાવથી શ્રીગોકુલેશ્વરના ચરણ કમળનું સ્મરણ અને ભજન કરવું, કદાપી આ બેનો ત્યાગ કરવો નહિ.

**વિવેચન**—આ શ્લોકમાં સ્મરણ, અને ભજન (સેવા) સદાસર્વદા કરવું, એવી આજ્ઞા કરે છે, સેવાના બાકીના વખતમાં વિપ્રયોગ (વિયોગ) અવસ્થા હોય એવી રીતે દીનતા પૂર્વક પ્રભુનું જ સ્મરણ કર્યા કરવું "પુનઃક્યારે સેવા પ્રસંગ આવે" એમ વારંવાર સેવાના બાકીના વખતમાં શ્રીપ્રભુનું સ્મરણ કરવું, અને સેવાના સમયમાં પ્રભુ પાસે બીરાજે છે, તેથી સમાગમના આનંદના અનુભવ પૂર્વક સેવા કરવી, આ પ્રમાણે સેવાના બાકીના વખતમાં સ્મરણ અને સ્નેહથી ભરેલા હૃદયથી સેવા સ્મરણ એ બન્ને અવિચ્છિન્ન કરવાં જેથી આસુરાવેશનો સ્પર્શ પણ ન થતાં. સદા સર્વદા મોક્ષનો જ અનુભવ થાય છે. આ જ ઉત્તમ પુરૂષાર્થનું સ્વરૂપ કહ્યું' બાલબોધ વિગેરેમાં માર્યાદિક પુરૂષાર્થો વર્ણવ્યા છે, અને આ ચતુઃ-શ્લોકીમાં શુદ્ધ પુષ્ટિમાર્ગીય પુરૂષાર્થોનું નિરૂપણ ભગવદીય ઉપર કૃપા કરી કહ્યું છે. માટે **श्रीवल्लभाय वैश्वानराय नमः** એવું સ્મરણ કરી વિવેચન સમાપ્ત કરવામાં આવે છે.

इति श्रीमद्वल्लभाचार्यविरचिता चतुःश्लोकी समाप्ता ॥

॥ नमः श्रीकृष्णाय ॥

# श्रीपुष्टिप्रवाहमर्यादाभेद.



मनः स्मारं स्मारं प्रकिर विधृतं कश्मलचयम्
शुभंयुस्ते वल्लभश्चरणशरणं कालकलिलम् ॥
प्रवाहस्ते नष्टो जननमरणः पापमलिनः
साद पुष्टिस्थं त्वं किमपरसुखं जृंभति ततः ॥

श्रीमदाचार्य चरणने अने श्रीगुरुवर्योने साष्टांग नमस्कार करी आ पुष्टिप्रवाहमर्यादाभेदनुं विवेचन करवामां प्रवृत्ति करीए छीए.

सामान्य रीते विचार करतां जीव ब्रह्मनो अंश छे, चिदंश अने सदंशथी प्रभुनी समान छे, पवित्र अने उत्तम छे, परंतु आ जगत्मां प्रगट थया पछी अविद्यामां जोडाइ जाय छे, अविद्या तेने बांधे छे, तेथी ज दुःखीपणुं–सुखीपणुं हीनपणुं विगेरे जीवमां मालुम पडे छे, एवो शुद्ध अद्वैतनो सिद्धान्त छे.

आ सिद्धान्त प्रमाणे विचार करतां दरेक जीव एक सरखी पद्धतिना छे, तेम छतां कोइ दुष्ट जीव मालुम पडे छे, कोइ मोक्ष करतां पण अधिक फल भोगवनार होय छे, कोइ संसारमांज अयोग्य माथाफूटोमां भळेला होय छे, तेम क्रियाओ पण जूदी जूदी मालुम पडे छे, तेम फल पण जुदी जुदी जातनां भोगवे छे,ने नाना मोटाफळवाळा जीवो

દેખાય છે, તે જીવોમાં ભેદ પાડવાનું શું પ્રયોજન હશે ? તે સહજ જાણુવાની શંકા થાય છે. વળી આ પૃથિવ ઉપર ધાર્મિક માર્ગો એટલા બધા છે કે જેની એક સમે ગણુત્રી કરવી પણુ અશક્ય છે, ત્યારે એ માર્ગોનો ટૂંકામાં સમાવેશ થાય અને તે સઘળા માર્ગોમાં કયો માર્ગ ઉત્તમ છે ? એવું પોતાના સેવકોને જણાવવા સારૂ પરમ કૃપાળુ શ્રીપુરુષોત્તમાવતાર શ્રીમહાપ્રભુજી આ "પુષ્ટિપ્રવાહમર્યાદાભેદ"નામનો ગ્રંથ રચેછે.

ગ્રંથારંભ થાય છે.

मूलम्—पुष्टिप्रवाहमर्यादा विशेषेण पृथक् पृथक् ॥
जीवदेहक्रियाभेदैः प्रवाहेण फलेन च ॥ १ ॥
वक्ष्यामि सर्वसंदेहा न भविष्यंति यच्छ्रुतेः
भक्तिमार्गस्य कथनात्पुष्टिरस्तीति निश्चयः ॥ २ ॥

**અર્થ**:—પુષ્ટિ, પ્રવાહ, અને મર્યાદા, આ ત્રણે માર્ગના જૂદા જૂદા ધર્મો, જીવ, દેહ, ક્રિયાના ભેદથી, હમેશાં ચાલતી સૃષ્ટિની પરંપરાથી, અને ફલથી તે ત્રણુ માર્ગો જુદા જુદા પ્રકારના છે. જે ત્રણુ માર્ગોના પ્રકાર જાણુવાથી સર્વ સંદેહો દૂર થઈ જશે, એવી રીતે નિરૂપણુ કરીશ. "**શાસ્ત્રમાં ઘણે ઠેકાણે ભક્તિમાર્ગ કહેવામાં આવ્યો છે તેથી પુષ્ટિ (અનુગ્રહ-માર્ગ) છે, એ નિશ્ચય છે.**

**વિવેચન**—આ શ્લોકોમાં દોઢ શ્લોક ગ્રંથનો ઉપક્રમ બતાવે છે, તેમાં જણાવે છે કે માર્ગના ત્રણુ ભેદ છે, ત્રણુ ભેદમાં જ સઘળા માર્ગોનો સમાવેશ થઇ જાય છે, "मृग्यते इतिमार्गः" શાસ્ત્રના વિષય પ્રમાણે જેની શોધ કરાય તે માર્ગ, જેમાં ભગવાનના અનુગ્રહની ખોળ થાય તે અનુગ્રહમાર્ગ. (પુષ્ટિમાર્ગ.) જેમાં જન્મ મરણુ રૂપી પ્રવાહ

ચાલી રહ્યો છે તેની પણ લૌકિક વ્યવહાર સારૂ શોધ કરવી પડે છે માટે તે **પ્રવાહમાર્ગ.** વેદમાં અનેક પ્રકારની મર્યાદા બાંધી છે તે મર્યાદા પ્રમાણે વર્તવા અને તે જ પ્રમાણે ફળ મેળવવા શોધ કરવી પડે છે, માટે તે **મર્યાદામાર્ગ** કહેવાય છે આ ત્રણે માર્ગનાં કર્મ, ફળ, સ્વરૂપ, દેહ અને ઉત્પત્તિ સર્વે નિપુણતાથી વિચાર કરતાં સ્પષ્ટ જુદાં જુદાં જ માલૂમ પડે છે તે આ ગ્રંથમાં બતાવાય છે.

પુષ્ટિ, પ્રવાહ, મર્યાદા આ ત્રણ નવા કલ્પિત છે, કે સશાસ્ત્ર છે. એ બતાવતાં પ્રથમ પુષ્ટિનો વિચાર બતાવાય છે.

ભગવાનની માયાથી ચક્ષુ છતાં અંધ બની ગયેલા કેટલાક તો પુષ્ટિમાર્ગ શબ્દના વિચારમાં ગરક થતાં પણ સ્પષ્ટાર્થ જોઇ શકતા નથી પરંતુ અમારી દૃષ્ટિથી શાસ્ત્રમાં ઠેકઠેકાણે પુષ્ટિમાર્ગને મુખ્ય મનાવેલો જોવામાં આવે છે. ભગવાને સહેલાઇથી સ્વપ્રાપ્તિ સારૂં ગીતાજી, વેદ, ભાગવત વિગેરે ભક્તિમય શાસ્ત્રોનું નિરૂપણ કર્યું છે. તેમાં કેટલાંક પ્રમાણો આપેલાં છે પુષ્ટિ એટલે પોષણ, અર્થાત્ ભગવાનનો અનુગ્રહ ભગવાને શાસ્ત્રમાં ભક્તિયોગ કહ્યો. એ પણ એમનો અનુગ્રહ-કૃપા એ જ કારણ છે. માટે જ શ્રીમદ્ ભાગવતમાં કહે છે કે* "ભગવાનતે ભજનારાઓને મુક્તિ આપે છે, પરંતુ પૂર્ણ કૃપા શિવાય ભક્તિ કોઇને આપતા નથી." વળી ભગવાન્ કહે છે કે "હે પાપરહિત ઉદ્ધવ ! ભક્તિયોગ મેં કહેલો છે, અને ફરીથી ભક્તિનું કારણ હું તમને કહું છું "મારી કથામાં શ્રદ્ધા, મારૂં કીર્તન, સેવામાં પ્રીતિ, ભક્તમાં વિશેષ પ્રેમ, સર્વ ઠેકાણે હું છું એવી બુદ્ધિ, સર્વ વ્યવહાર છોડી મારામાંજ આસક્તિ, ભોગ, સુખનો ત્યાગ, યજન, દાન, દ્રવ્ય, દેહ, આત્મા સર્વ મારે વિષે અર્પણ કરવું, આ પ્રમાણે આત્મનિવેદન કરનારને મારે વિષે ભક્તિ થાય છે, તેથી તેને બીજો

---

* શ્રીભાગવત્ સ્કંધ. ૫+૬+૧૮ જુઓ શ્રીભાગવત સ્કંધ. ૧૧+૧૯ થી ૨૪ જુઓ અને સ્કંધ ૧૧, અ. ૧૨ ના ૧ થી ૧૫,

અર્થ મેળવવો બાકી નથી." કષ્ટથી અને સંશયાત્મક કાર્ય બનાવવા કરતાં સહેલાઇથી બની શકે એવું નિશ્ચિત કાર્ય બતાવવું એ કૃપા શિવાય બનતું નથી, માટે વૈરાગ્ય થાય; ત્યાર પછી જ્ઞાન થાય તેને પાછું મહા કષ્ટથી જાળવવું, અને તે જ્ઞાનથી તો અક્ષરબ્રહ્મની જ પ્રાપ્તિ છે–વિશેષ નથી. જ્ઞાન કરતાં ઉત્તમ એવો ભક્તિમાર્ગ ભગવાને સહેલાઇથી થઇ શકે એવો બતાવેલો છે, એ કેવલ ભગવાનની કૃપા–અનુગ્રહનું જ પરિણામ છે, કારણ તેનાથીજ ઉત્તમફલ પૂર્ણાનન્દ ભગવાનની પ્રાપ્તિ છે. "દાન, તપ, જપ, યોગ, વિગેરે કંઇ પણ ભગવાનને પ્રસન્ન કરવા સમર્થ નથી કેવલ ભાવ–ભક્તિથી કૃપા કરે છે અનુગ્રહ કરે છે. +શ્રુતમાં પણ આજ આશય છે કે ભગવાન જેને આ મારો છો. એમ કરી સ્વીકારે છે તેણેજ મેળવી શકાય છે, ત્યાં જ પોતાનો આત્મા ભગવાન્ પ્રગટ કરે છે, :' આ પ્રમાણે અનુગ્રહ સ્થિત રહેલી છે. કારણ કે "भक्त्या हमेकया ग्राह्यः" હું ભક્તિથી ગ્રહણ થઇ શકું છું ભક્તિ અનુગ્રહ શિવાય થતી નથી. જેને કંઇ પણ સાધન શીવાય ભક્તિ–સ્નેહ દૃઢ થયાં છે. તેને પ્રભુનો અનુગ્રહ ( પુષ્ટિ )છે એ નિશ્ચય છે. જુઓ વૃત્રાસુર, એનો આસુર સ્વભાવ પલટાઇ પ્રભુના અનુગ્રહથી ભગવદ્જ્ઞાન થયું હતું. શાસ્ત્રમર્યાદાના નિયમ વાળી મર્યાદા ભક્તિ કરતાં સ્નેહમગ્ન પ્રેમની ધારા વાળી પુષ્ટિભક્તિ ઉત્તમ છે. આ પ્રમાણે ભક્તિમાર્ગ કહેલો હોવાથી પુષ્ટિશાસ્ત્રમાં છે, એ નક્કી છે, માટે વિચાર પૂર્વક પ્રભુ શરણે જઇ માયાને તરે તો આ જ્ઞાન થાય. ॥ ૨ ॥

એક રીતે વિચાર કરતાં માલુમ પડશે કે આ કલિયુગમાં મોટા યજ્ઞાદિક કર્મ બની શકે એવું છેજ નહિ અને તેનો નાશ પણ થઇ

---

+नायमात्मा प्रवचनेन लभ्यो न मेधया न बहुना श्रुतेन यमेवैष वृणुते तेन लभ्य; तस्यैष आत्मा विवृणुते तनुस्वाम् ॥

ગયો છે. જ્ઞાન તેતો કહી ગયા કે વૈરાગ્ય અને પૂર્ણ વેદાન્ત જ્ઞાન શિવાય બની શકે તેમ નથી અને છેવટે તેમાંથી ભ્રષ્ટ થાય છે. આવા બારીક સમયમાં પ્રભુએ ભક્તિરૂપી જે સહેલો માર્ગ બતાવ્યો છે કે જેમાં તીવ્ર વૈરાગ્યની જરૂર નથી, ટુંકામાં કોઇ સાધનની પણ જરૂર નથી, કેવલ પ્રભુના પ્રેમભાવની જરૂર છે, એવા ભક્તિમાર્ગનો ઘણા શાસ્ત્રોમાં ઉપદેશ કર્યો તે તેમની કૃપાજ છે, પુષ્ટિ જ છે, કૃપા કહો કે પુષ્ટિ કહો તે નામ સમાન છે, આ ભક્તિ દૈવીજીવોને સારૂ જ કહી છે. દૈવી જીવોને જ તેમાં પ્રીતિ થાય છે, ભક્તિના અધિકારમાં સીમાડો બાંધ્યો નથી. તો પણ ભક્તિમાર્ગ ભગવાનની કૃપા (અનુગ્રહ–પુષ્ટિ)શિવાય રૂચીકારક થતો નથી. 'भगवान् भजतां मुकुन्दो मुक्तिं ददाति कर्हिचित् स्म न भक्तियोगम्" અર્થ–મોક્ષ આપનાર ભગવાન્ ભજનારાને મુક્તિ આપે પણ (પરમ કૃપા શીવાય) ભક્તિ આપતા નથી, આવી ઉત્તમોત્તમ પ્રેમમય ભક્તિ કે જેથી પોતે પણ ભક્તને વશ થઇને રહે એવી ભક્તિનો માર્ગ શાસ્ત્રમાં જે બતાવી આપ્યો છે તેથી ભગવાનની કૃપા (પુષ્ટિ) છે. એ સહજ ખ્યાલમાં આવશે, માટે પુનઃ પુનઃ કહેવાની જરૂર નથી. ॥ ૨ ॥

આ શ્લોકમાં પ્રવાહ અને મર્યાદા નું પ્રતિપાદન કરે છે.

मूलम्–" द्वौ भूतसर्गौ" वित्युक्तेः प्रवाहोपि व्यवस्थितः ॥
वेदस्य विद्यमानत्वान्मर्यादाऽपि व्यवस्थिता ॥ ३ ॥

અર્થ—ગીતાજીમાં ભગવાને કહ્યું છે કે ભૂતના બે પ્રવાહ (સર્ગ) છે, એક દૈવી પ્રવાહ અને બીજો આસુરી પ્રવાહ છે, માટે શાસ્ત્રમાં પ્રવાહ પણ કહેલો છે, અને વેદમાં અનેક પ્રકારની મર્યાદા બાંધી છે, માટે વેદની હયાતીથી મર્યાદામાર્ગ પણ રહેલો છે.

**વિવેચન—પ્રવાહ એટલે શું ?**—હંમેશાં ચાલ્યા કરવું એનું નામ પ્રવાહ. **जायस्व, म्रियस्व**, જન્મ થવું અને મરણ પામવું આ જે પરંપરા કદાપિ તૂટે નહિ, એવી સૃષ્ટિની પરંપરાને નહિ છોડનારા જેટલા માર્ગો તે બધાનો પ્રવાહમાંજ સમાવેશ થાય છે. આમાં કેટલાક દૈવી હોય છે ને કેટલાક આસુરી હોય છે, તે ગીતાજીના ૧૬ મા અધ્યાયમાં જોઇ લેવું.

**મર્યાદા એટલે શું ?**—વેદમાં કહેલા કર્મ અને જ્ઞાનને વાસ્તે જે જે નિયમો બાંધ્યા છે, તે નિયમોનું નામ **મર્યાદા**. આમાં વેદના જ નિયમને અનુસરીને ચાલનારા માર્ગોનો મર્યાદામાર્ગોમાં સમાવેશ થઇ જાય છે. આ મર્યાદા અને પ્રવાહ બન્ને શાસ્ત્રમાં સ્પષ્ટ છે. માટે વિશેષ વિવેચન કરેલું નથી.

**પુષ્ટિ એટલે ?** ભગવાનનો અનુગ્રહ. પ્રભુમાં થએલા સ્નેહ ભક્તિરૂપ જેટલા માર્ગો તેનો સમાવેશ પુષ્ટિમાં થાય છે. ભગવાનના અનુગ્રહને દેશ, કાલ વિગેરે કોઇ પણ બાધ કરી શકતું નથી એ ધ્યાનમાં રાખવું. જુઓ ગોપિકાઓ વેદ જાણતાં ન હતાં. ગજને ધર્મનું જ્ઞાન ન હતું તેમ છતાં ગજ મોક્ષ પામ્યો, કુબ્જાને વેદમર્યાદાનો હીસાબ ન હતો, છતાં ભગવાને અનુગ્રહથી—કૃપાથી (પુષ્ટિથી)જ સર્વનો ઉદ્ધાર કરેલ છે. માટે જો મર્યાદામાર્ગ કરતાં તેથી વિલક્ષણ પુષ્ટિ માર્ગ—કૃપામાર્ગ અધિક ઉત્તમ છે એમ આ દૃષ્ટાન્તથી માલુમ પડશે.॥૩॥

**શંકા**—પ્રવાહ, મર્યાદા; પુષ્ટિ, આ ત્રણે જીવોને ફળ આપનાર પુરુષોત્તમ જ છે. અને સર્વે જીવ ચૈતન્યથી સમાન છે. તેમાં પ્રવાહવાળાને પણ ભક્તિમાર્ગ સમાન છે. તો પ્રવાહથી પુષ્ટિ જુદો નહિ પડી શકે ? આ શંકાના સમાધાન સારૂ આ ચોથો શ્લોક છે. પાંચમા શ્લોકનો ઉપક્રમ આગળ આવશે.

मूलम्—कश्चिदेवहि भक्तो हि "यो मद्भक्त" इतीरणात् ॥
सर्वत्रोत्कर्षकथनात्पुष्टिरस्तीति निश्चयः ॥ ४ ॥
न सर्वोऽतः प्रवाहाद्धि भिन्नो वेदाच्च भेदतः ॥
यदा यस्येति वचनान्नाहं वेदैरितीरणात् ॥ ५ ॥

અર્થ—ગીતાજીમાં કહ્યું છે કે * ॥ यो मद्भक्तः स मे प्रियः ॥ "આવા લક્ષણવાળો જે મારો ભકત છે તે મને વહાલો છે." તેથી આ ગીતાના શ્લોકમાં કહેલા લક્ષણવાળો ભકત કોઇકજ હોય છે અને સર્વ ઠેકાણે ભકતનેજ ઉત્તમ ગણેલો છે. માટે "પુષ્ટિ" છે એમ નિશ્ચય છે. માટેજ કહેવાનું કે સર્વ લોક (પ્રવાહ)નો ભકત ( પુષ્ટિ ) માં સમાવેશ થતો નથી. તેથી પ્રવાહ કરતાં પુષ્ટિમાર્ગ જૂદો છે. તેમ વેદથી અને લોકથી પણ પુષ્ટિમાર્ગ જૂદો છે. જ્યારે ભગવાન્ ( પુષ્ટિ ) અનુગ્રહ કરે છે. ત્યારે લોક અને વેદમાં લાગેલી બુદ્ધિ છોડી દે છે. આમ શ્રીભાગવતમાં કહ્યું છે, અને ગીતાજીમાં પણ કહ્યું છે કે *હું ભકિતથી જાણવામાં

---

*જુઓ ગીતાજી અધ્યાય ૧૧-૧૨. શ્લોક ૧૪ થી ૨૦ સુધી.
संतुष्टः सततं योगी यतात्मा दृढनिश्चयः ।
मय्यर्पितमनोबुद्धिर्यो मे भक्तः स मे प्रियः ॥ १४ ॥
अनपेक्षः शुचिर्दक्षः उदासीनो गतव्यथः ।
सर्वारंभपरित्यागी यो मद्भक्तः स मे प्रियः ॥ १६ ॥

*नाहं वेदैर्न तपसा न दानेन न चेज्यया। शक्य एवं विधो द्रष्टुं द्रष्टवान् सिमां यथा ॥ भक्त्या त्वनन्यया शक्यः अहमेवंविधोऽर्जुन ज्ञातुं दृष्टुं च तत्वेन प्रवेष्टुं च परंतप?

આવી શકુ છું. તેવી રીતે વેદથી, તપથી, દાનથી, કે યજ્ઞ વિગેરેથી જોઇ શકાતો નથી ( માટે ભકિતથીજ અનુગ્રહ છે વેદથી નથી. તેથીજ બન્ને જૂદા છે એવું માલૂમ પડશે. )



## પ્રવાહથી પુષ્ટિમાર્ગનો ભેદ શાથી ?

**વિવેચન**—પ્રવાહનું લક્ષણ પહેલાં બતાવ્યું છે-ભક્તિ એવી હોવી જોઇએ કે જેનાથી શ્રીકૃષ્ણ પ્રસન્ન થાય, ભગવાનના વહાલા થવાય. નીચે બતાવેલા લક્ષણવાળો ભક્ત વિરલ હોય છે, અને તેમાં ભગવાનને પ્રિય થવું એ સહજ કઠિન છે. પ્રવાહ તો સર્વ સાધારણ છે માટે (ભકિત) પુષ્ટિમાર્ગ કરતાં પ્રવાહ જુદો જ છે. પ્રવાહથી ભગવાનને પ્રિય થવાતું નથી.

પ્રભુએ કહેલાં વહાલાં ભક્તનાં લક્ષણ આવાં છે-સંતોષી, મ્હારૂં ચિંતવન કરનાર, વશી, દૃઢ નિશ્ચયવાળો, મારામાં મન બુદ્ધિ અર્પણ કરેલ,ભકિતમાં કંઇ અપેક્ષા વગરનો, પવિત્રપણે રહેનાર, ભજનમાં ચતુર, લોકમાં આસકિતવગરનો, કલેશવગરનો આરંભો નહિ કરનાર, એવો મારો જે ભક્ત છે તે મને વહાલો છે. આમ ગીતાજીના ૧૨ અધ્યાયના શ્લોક ૧૪ થી તે ૨૦ સુધી વિશેષ લક્ષણ ગણાવ્યાં છે. આવાં લક્ષણ સર્વમાં જોવામાં આવતાં નથી, તેથી સામાન્ય પ્રવાહ કરતાં પુષ્ટિમાર્ગ વિશેષ છે, તેમ ભાગવત ગીતાજી વિગેરેમાં ભક્તની મોટાઇ ગણાવેલી છે. નવમસ્કંધના ચોથા અધ્યાયમાં ૬૩ શ્લોકથી ભગવાને ભક્તની મોટાઇ કહી છે. માટે કયાં સામાન્ય પ્રવાહ માર્ગ અને કયાં પરમાનન્દ અલૌકિક લીલાપાત્ર ગોપિકા, જેવાંએ ગ્રહણ કરેલો પુષ્ટિમાર્ગ કૃપામાર્ગ કહો કે ભકિતમાર્ગ તે પ્રવાહ કરતાં અતીવ ભિન્ન છે.

વળી ગીતાજીમાં પણ ભગવાને તેની મોટાઇ કહી છે તે સાંભળો "ये भजन्ति तु मां भक्त्या मयि ते तेषु चाप्यहम्" कौन्तेय!

प्रतिजानीहि न मे भक्तः प्रणिश्यति" હે અર્જુન ? જે મને ભક્તિથી ભજે છે તેઓ મ્હારામાં રહેલા છે. હું તેમનામાં રહેલો છું અને તું જાણ કે મારો ભક્ત કદાપિ નાશ પામતો નથી મનેજ પામે છે." આ પ્રમાણે અનેક રીતે ભક્તની મોટાઇ ભગવાન્ કહે છે. તેથી પ્રવાહમાં પુનઃ પુનઃ જન્મ મરણ લેવા સારૂ ભક્તને આવવું પડતું નથી એવાં ભગવાન્નાં વચનજ જણાવી આપે છે કે પ્રવાહ કરતાં પુષ્ટિમાર્ગ-કૃપામાર્ગ જુદા છે અને ઉત્તમ છે.

શંકા—વેદમાં અને પુરાણ વિગેરેમાંથી જ્યારે ભગવાનની મોટાઇ જાણે, તેથી જે પ્રભુમાં દૃઢ અને સર્વથી અધિક સ્નેહ થાય છે તેનું નામ ભક્તિ, આ પ્રમાણે વેદ વિગેરેથી ભગવાનની મોટાઇ જાણ્યા પછી સ્નેહ થાય છે, એવું હોવાથી અમે કહીએ છીએ કે સ્નેહનું મૂળ વેદ જ છે. તેથી વેદના મર્યાદામાર્ગમાં તેનો સમાવેશ થવો જોઇએ, જૂદો પુષ્ટિમાર્ગ હોવો ન જોઇએ.

સમાધાન—પ્રભુભાવ થવો એ કંઇ વેદ વિગેરે શાસ્ત્રો ઉપર રાખતો નથી, એ ભાવ તો જ્યારે પ્રભુનો પૂર્ણ કૃપાપાત્ર થાય ત્યારે જ ભક્તિભાવ ઉત્પન્ન થાય છે. કૃપા શિવાય પ્રભુમાં પ્રેમ થવો મુશ્કેલ છે. વળી વેદ પણ એવી જ આજ્ઞા કરે છે કે "नायमात्मा प्रवचनेन०" આ આત્મા ઘણાં શાસ્ત્રોનું શ્રવણ વિગેરે કર્યાથી મળી શકતો નથી, પરંતુ જેના ઉપર કૃપા થાય છે ત્યારે તેને પ્રભુ સ્વીકારે છે. વળી જુઓ ગીતાજીમાં કહે છે વેદ વિગેરેથી હું મળતો નથી. પરંતુ અનન્ય ભક્તિવડેજ હું જેવો જોઇ શકાઉં છું તેવો કોઇ પણ સાધનથી હું જોઇ શકાતો નથી. ભક્તિ કરવામાં બીજા વેદ વિગેરે શાસ્ત્રોનાં સાધનોની જરૂર પડતી નથી. નિઃસાધન જીવો જ્યારે પ્રભુને શરણે જાય છે ત્યારે ભગવાન્ તેનો તત્કાળ ઉદ્ધાર કરે છે. ગોપીજનોને જ્યારે પ્રભુમાં ભાવ પ્રગટ થયો ત્યારે લોક, વેદ, પુત્ર, પતિ, સગાંવહાલાં

વિગેરે સર્વને છોડી પ્રભુશરણ આવ્યાં હતાં અને તેમણે રસિક શ્રીકૃષ્ણથી પૂર્ણાનન્દરૂપી ઉત્તમ ફળ મેળવ્યું હતું. જુઓ આ ગોપીજનો વેદ વિગેરે શાસ્ત્રને ભણ્યાં ન હતાં કેવલ ભાવથીજ પ્રભુને પ્રાપ્ત થયાં હતાં, માટે ભક્તિની મોટાઇ શાસ્ત્રમાં કહેલી છે. તેથી પુષ્ટિમાર્ગ શાસ્ત્રમાં છે. પણ આ પુષ્ટિમાર્ગીય ભક્તને શાસ્ત્રોમાં કહેલાં સાધનોની જરૂર જ નથી. આ બારીક સમયનાં લૌકિક કે વૈદિક સાધનો શ્રીકૃષ્ણ પ્રભુને પ્રસન્ન કરવા સમર્થ નથી એવું ગીતાજીમાં વારંવાર કહેલું છે, વળી ભાગવતમાં એક શ્લોકથી સમજાયું કે* જેના ઉપર પ્રભુ અનુગ્રહ કરે છે તેને લોક કે વેદમાં બુદ્ધિ સ્થિર થતી નથી. ભગવાનમાં જ સ્થિર થાય છે માટે મર્યાદામાર્ગ કરતાં ભકિતમાર્ગ ઉત્તમ છે. ને જૂદો જ છે. એમ સ્પષ્ટ થયું. ॥ ૫ ॥

હવે એ શંકા થાય છે કે, શાસ્ત્રોમાં ઘણે ઠેકાણે કહે છે કે દાન, વ્રત, જપ, તપ, હોમ, વિગેરે સર્વનું ફલ શ્રીપુરુષોત્તમમાં ભકિત થવી એજ હોય છે, બીજું હોતું નથી. વળી જે જ્ઞાનથી કે કર્મથી શ્રીકૃષ્ણચંદ્રમાં ભક્તિ ન થાય તે કર્મ કે જ્ઞાન પણ નકામું જ છે. આ પ્રમાણે સર્વનો છેડો ભકિતમાં આવે છે તેથી કેવલ ભકિતમાર્ગ જ રાખવો. બીજા ભેદો શા સારૂં પાડવા જોઇએ ! પ્રવાહમાં દૈવિ સૃષ્ટિ છે તેતો જાણે ભકિતમા જ છે. અને ભક્તિમાર્ગમાં સર્વે અધિકારી છે તેથી પ્રવાહ પણ જુદો પાડવાની શી જરૂર છે ? આ શંકાનું સમાધાન કરે છે.

**मूलम्–मार्गैकत्वेऽपि चेदन्त्यौ तनुभक्त्यागमौ मतौ ॥**
**न तद्युक्तं सूत्रतो हि भिन्नो युक्त्या हि वैदिकः ॥ ६ ॥**

---

* यदाय मनुगृह्णाति भगवान् आत्मभावितः ॥
स जहाति मतिं लोके वेदे च परिनिष्ठिताम् ॥ स्कं०४अ०२९-४६

**અર્થઃ**—ઉપર શંકા કરીકે મર્યાદામાર્ગ અને પ્રવાહમાર્ગ, તે ભક્તિમાર્ગથી જુદા નથી, પરંતુ એવી શંકા કરવી નહિ, કેમકે પ્રવાહમાર્ગ અને મર્યાદામાર્ગ ભકિતમાર્ગ જેવી ભક્તિ ઉત્પન્ન કરતા નથી. તેમ સૂત્રથી અને યુકિતથી ભકિતમાર્ગ જુદો જ છે.

## પ્રવાહ અને મર્યાદાનો પુષ્ટિમાં સમાવેશ થતો નથી !

**વિવેચન**—શાસ્રમાં જો કે એમ કહ્યું છે કે "કર્મ અને જ્ઞાન વિગેરેનું ભગવાનમાં ભકિત થાય એ જ ફલ છે" પરંતુ કર્મ અને જ્ઞાનનો ભકિતમાર્ગમાં સમાવેશ થતો નથી. કેમકે જુઓ કર્મમાર્ગવાળાને તે તે કર્મનાં ફલ જુદાં જુદાં બનાવ્યાં છે. "જેને સ્વર્ગની ઇચ્છા હોય તે જ્યોતિષ્ટોમ યજ્ઞ કરે" આ પ્રમાણે કર્મોનાં ફલ જુદાં જ છે તેથી કર્મ કરનારને આ કર્મોથી ભકિત મળે છે એવો નિશ્ચય શી રીતે કહેવાય ? એટલું તો ધ્યાનમાં રાખવું કે જે કર્મ ભગવાનને અર્પણ થતાં નથી તે તો એક ભાર રૂપ છે. આ પ્રમાણે વેદની મર્યાદા પાળનારાં કર્મોનો ભકિતમાર્ગમાં સમાવેશ થતો નથી, કારણ કે કર્મનું ફલ સ્વર્ગ છે; અને જ્ઞાનનું ફલ મોક્ષ છે. તેથી **જ્ઞાનનો પણ ભક્તિમાર્ગથી ઉત્કર્ષ થતો નથી**. કેવલ જ્ઞાનથી પુરાણપુરુષોત્તમની પ્રાપ્તિ થતી નથી. ગીતાજીમાં કહેલું છે કે **ब्रह्मभूतप्रसन्नात्मा०** ( અધ્યાય ૧૮ શ્લોક ૫૪ ) "બ્રહ્મભાવને પામેલો જીવ પ્રસન્ન રહીને સર્વ પ્રાણીમાં સમાન ભાવ રાખીને શોક કરતો નથી. ને કંઇ પણ ઇચ્છા નહિ કરતો એવો જીવ મારી ભકિતને મેળવે છે, આ શ્લોકમાં કહ્યા મુજબ જ્ઞાન પછી બ્રહ્મભાવ થાય ત્યારે શ્રેષ્ઠ ભકિત મેળવવાની યોગ્યતા આવે છે. અને પુરૂષોત્તમની પ્રાપ્તિ ન થતાં અક્ષર બ્રહ્મમાં લય થાય છે **पुरुष स परः पार्थ भक्त्या लभ्यस्त्वनन्यया ॥** અર્થાત્ સર્વથી

પણ શ્રેષ્ઠ પુરુષોત્તમ તો ભક્તિથી જ મેળવી શકાય છે બીજા કશાથી પણ મેળવી શકતા નથી.

આ પ્રમાણે કર્મનું ફલ સ્વર્ગ છે, જ્ઞાનનું ફલ અક્ષર બ્રહ્મમાં લય છે, અને ભક્તિનું ફલ રસિક શ્રીકૃષ્ણચંદ્રના લીલાસ્વાદ અને પરમાનન્દને આપવારૂપી છે. તેથી કર્મ અને જ્ઞાનનું ભક્તિમાં અંગપણું થતું નથી. ॥ ૬ ॥

હવે પુષ્ટિ પ્રવાહ અને મર્યાદા આ ત્રણ માર્ગો પ્રમાણભેદથી પણ જુદા છે એવું સિદ્ધ કરે છે.

**मूलम्—जीवदेहकृतानां च भिन्नत्वं नित्यता श्रुतेः ॥**
**यथा तद्वत्पुष्टिमार्गे द्वयोरपि निषेधतः ॥ ७ ॥**
**प्रमाणभेदाद्भिन्नो हि पुष्टिमार्गो निरूपितः ॥**

અર્થ—પુષ્ટિમાર્ગના જીવ તેમના દેહ અને કૃતિઓ જુદી જુદી જાતની છે, તેવી રીતે તે જીવો પણ નિત્ય છે, એમ શ્રુતિથી સિદ્ધ છે. એને પુષ્ટિમાર્ગમાં પ્રવાહ અને મર્યાદા એ બન્નેનો નિષેધ હોવાથી આ પ્રમાણના ભેદથી પણ પુષ્ટિમાર્ગ જુદો જ છે.

(વિવેચન—પુષ્ટિમાર્ગીય જીવો નિત્ય છે એટલે તેમનો નાશ નથી. અને પ્રવાહને મર્યાદાથી ભેદ છે.

૧ શ્રીમદ્ ભાગવતમાં કહ્યું કે ભગવાન્ ભક્તિવાળાને જેવા સુખથી પ્રાપ્ત થાય છે, તેવા દેહાભિમાની (પ્રવાહી) અને આત્મારૂપ વહાણવાળા જ્ઞાની (મર્યાદામાર્ગીય)ને પણ મળી શકતા નથી, આ પ્રમાણે જે ફલ ભક્તિવાળાને મળે છે, તે ફલ પ્રવાહીક મર્યાદા માર્ગવાળાને મળતું નથી

---

नायं सुखापो भगवान् देहिनां गोपिकासुतः
ज्ञानीनां चात्मभूतानां यथाभक्तिमतामिह । भा०१०-९-२१.

૨. ભગવાન્‌ના કીર્તન કરનારા નિત્ય છે. **ध्रुवा सो अस्य कीरयः** એવી શ્રુતિ હોવાથી **પુષ્ટિમાર્ગીય જીવો નિત્ય છે,** માટે મર્યાદા અને પ્રવાહી જીવોથી આ જીવ જુદો છે અને ઉત્તમ છે, કારણ કે ભાગવતના વાક્યમાંજ ભેદ પાડયો છે.

૩. શ્રી પુરાણ પુરુષોત્તમના આગળ મન, વાણી, કંઇપણ જઇ શકતાં નથી કેવલ ભગવાન્ વરે (સ્વીકારે) તેનાથી જ ભગવાન્ મેળવી શકાય છે.' એવી શ્રુતિ હોવાથી પુષ્ટિમાર્ગીય જીવનો જ સ્વીકાર છે, બીજા મર્યાદા કે પ્રવાહી જીવોનો નથી, **માટે પુષ્ટિ કરતાં પ્રવાહ અને મર્યાદામાં ભેદ છે.**

૪. ભક્તિમાં દેવ, અસુર, સ્ત્રી, શુદ્ર; મનુષ્ય વિગેરે સર્વનો અધિકાર છે, જ્ઞાનમાં અને કર્મમાં બધાનો અધિકાર નથી, **માટે પ્રવાહ અને મર્યાદા કરતાં પુષ્ટિમાર્ગ જુદોજ છે.**

૫. પ્રવાહી જીવની લૌકિક કૃતિ (કર્મ) હોય છે, મર્યાદામાં જાતી પ્રમાણે કૃતિ હોય છે. પુષ્ટિમાર્ગમાં તો કેવલ ભગવાન્‌નીજ કૃતિ હોય છે. **તેથી કૃતિથી પણ પુષ્ટિમાર્ગ પ્રવાહ અને મર્યાદામાર્ગથી જુદો છે.**

૬. મર્યાદામાર્ગમાં વેદ વિગેરે શાસ્ત્રો પ્રમાણ છે, પ્રવાહમાર્ગમાં જન્મમરણ પામતા લોકનાં આચરણજ પ્રમાણ છે, અને પુષ્ટિમાર્ગમાં તો ભગવાન્‌નો અનુગ્રહ અને ભક્તોના તીવ્ર પ્રેમનો અનુભવ એ જ પ્રમાણ છે, **માટે પ્રમાણોના ભેદથી પણ પુષ્ટિમાર્ગ, મર્યાદા અને પ્રવાહમાર્ગ ત્રણે જુદા જુદા છે.**

૭. પુષ્ટિમાર્ગીય ભક્તની ભગવાન્ લોક અને વેદમાં રહેલી માથાકૂટ છોડાવી દે છે. પરંતુ પ્રવાહમાર્ગીય તો લોકમાં જોડાય છે. અને મર્યાદા માર્ગીય વેદમાં જોડાયા છે. **આ પ્રમાણે પુષ્ટિમાર્ગીય અનુ-**

ગ્રહવાળા ભકતને લોક અને વેદના નિયમો બાધ નથી કરી શકતા તેથી પ્રવાહ અને મર્યાદાથી પુષ્ટિ જુદી છે.

૮ પુષ્ટિમાર્ગમાં ભગવાનની પ્રેરણા પ્રમાણે વર્તવાનું છે, પ્રવાહીને લોકની પ્રેરણાથી, મર્યાદાવાળાને શાસ્ત્રોની પ્રેરણા પ્રમાણે વર્તવાનું છે, માટે પ્રેરણાથી, પણ ત્રણે જુદા જુદા છે.

આ પ્રમાણે જીવ, દેહ અને ક્રિયાઓ જુદી જુદી હોવાથી પુષ્ટિમાર્ગ કરતાં મર્યાદામાર્ગ જુદો જ છે એવું સમજાશે.

હવે પ્રમેય અને સાધનના ભેદો સિદ્ધ કરવા સારૂ ત્રણે માર્ગો કયાંથી પ્રકટ થયા તે બતાવે છે.

**मूलम्—सर्गभेदं प्रवक्ष्यामि स्वरूपांगक्रियायुतम् ॥ ८ ॥**
**इच्छामात्रेण मनसा प्रवाहं सृष्टवान्हरिः ॥**
**वचसा वेदमार्गं हि पुष्टिं कायेन निश्चयः ॥ ९ ॥**

**અર્થ**—હવે સ્વરૂપ, અંગ અને ક્રિયાથી જીવોના ભેદો કહેવાશે. શ્રીહરિ ભગવાને ઇચ્છામાત્રથી મનવડે પ્રવાહ સૃષ્ટિ ઉત્પન્ન કરી, વચનવડે વેદમાર્ગ ( મર્યાદામાર્ગ ) અને કાયાવડે પુષ્ટિસૃષ્ટિને ઉત્પન્ન કરી છે. ॥

**વિવેચન-શંકા**—જેમ અગ્નિમાંથી તણખા નીકળે છે તેવી રીતે બ્રહ્મમાંથી જીવ નિકળ્યા છે. તેથી અને પંચમહાભૂતથી દેહ પણ બધાના સમાન છે. ત્યારે એ સમાન જીવોનો પુષ્ટિ-પ્રવાહના ભેદથી સૃષ્ટિના ભેદનું નિરૂપણ કરવું અયોગ્ય લાગશે.

**સમાધાન**—પરંતુ એમ સમજવાનું નથી, શ્લોકમાં કહ્યું છે કે-સ્વરૂપ-અંગ અને ક્રિયા આ ત્રણે જુદાં જુદાં હોવાથી સૃષ્ટિના ભેદ પાડેલા છે, તેનું નિરૂપણ આ વિવેચનમાં કરાય છે.

## મનના સમવાયિકારણથી માયાએ પ્રવાહ સૃષ્ટી કરેલ છે.

૧ જ્યારે ભગવાનને "बहुस्यां प्रजायेय" હું એક છું તે ઘણા રૂપે થાઉં" એવી રીતે મનમાં ઇચ્છા થતાં ભગવાન્ સૃષ્ટિ ઉત્પન્ન થવામાં કારણરૂપ થયા, તેથી સૃષ્ટિ થવામાં હેતુ રૂપ મન છે.

૨ *શ્રુતિમાં કહ્યું છે કે માયાથકી મન ઉત્પન્ન કર્યું, મનથી પ્રજાપતિ સૃજ્યા, પ્રજાપતિએ પ્રજાને ઉત્પન્ન કરી, તે સર્વ મનમાં જ રહેલું છે" આ પ્રમાણે વેદમાં પણ પ્રવાહ સૃષ્ટિના વર્ણનમાં માયા-અને મનને કારણ ગણેલાં છે.

૩ "नश्वरं गृह्यमाणं च विद्धि मायामनोमयम्" (ભા૦ ૧૧-૭ ૭) જે મનવડે,-વચનવડે, નેત્રવડે, નાશાત્મક જે ગૃહણ થાય છે તે માયા અને મનોમય જાણ! આ શ્લોકમાં પણ માયા અને મનને પ્રવાહ સૃષ્ટિના કારણરૂપ ગણેલાં છે. આ પ્રવાહસૃષ્ટિ માયિક છે.

૪ આ માયિક સૃષ્ટિ સત્યસૃષ્ટિ થયા પછી થાય છે. આત્માથી સત્યસૃષ્ટિ થયા પછી આ માયામય પ્રવાહસૃષ્ટિ થાય છે. નિબંધમાં આજ્ઞા કરે છે કે "महेन्द्रजालवत्सर्वं कदाचिन्माययाऽसृजत्" ભગ-વાન્ મહેન્દ્રજાળની માફક કોઇ વખત સર્વ માયાવડે સૃજે છે, એટલે આ પ્રવાહસૃષ્ટિ મોહ કરનારી છે, અર્થાત્ જેમાં ઘણા મોહ છે એવા પ્રવાહ સૃષ્ટિને મનવડે રચી છે. કોઇને એવી શંકા થાય કે સર્વે જીવો ભગવાન્માંથી ઉત્પન્ન થાય છે. ભગવાન્માંજ પ્રલયકાળ વખતે લય થાય છે, એવું વેદમાં ઘણે ઠેકાણે કહે છે. ત્યારે પ્રવાહિક જીવો

---

*असतोऽधि मनोऽसृजत । मनः प्रजापतिमसृजत । प्रजापतिःप्रजाअसृजत । तद्वा इदं मनस्येव परमं प्रतिष्ठितम् ॥

હલકા શાથી ?અને તેમની ગતિ ભગવાન્‌માં થવી જોઇએ ? આના સમાધાનમાં કહે છે કે, આસુર જીવોનું કારણ બ્રહ્મ નથી–માયા છે. ભગવાને વિરરસ ભોગવવા સારૂ આસુર જીવો માયાના અંશથી કરેલા છે, પોતાના અંશથી કરેલા નથી, અસુરો પોતાના અંશ નહિ હોવાથી શત્રુ થાય છે, માયાના અંશરૂપ હોવાથી માયાને જ ભજે છે–અને ગીતાજીમાં કહેવા મુજબ "ततो यांत्यधमां गतिम्" તે ભગવાનને મળતા નથી તેમની અધમ ગતિ થાય છે, અને પ્રલયકાલમાં માયાના અંધતમમાં પ્રવેશે છે, કેમકે તે માયાના અંશ છે, માટે માયાએ રચેલા આ જીવો અસત્ય છે, ભગવાન્‌ની શકિત માયા સત્ય છે.

## વાણીના સમવાયિ કારણથી મર્યાદા જીવો થયા છે.

પરીક્ષિત્ રાજાએ કહ્યું છે કે "સ્વર્ગમાં મૂર્તિ ધારણ કરનારા વેદ છે તેવા તમે સર્વ ઋષિ છો, તેથી સ્પષ્ટ થાય છે કે વેદના અભિમાનવાળા જે દેવતા છે તે આ સૃષ્ટિના કારણ રૂપે છે. માંડક્યોપનિષદ્‌માં કહ્યું છે ત્યાં જુઓ. ૐ એવા પ્રકારના અક્ષરબ્રહ્મમાંથી જે થયું, જે થાય છે, અને જે થશે તે સર્વ ૐકાર છે. મનુસ્મૃતિમાં પણ કહ્યું છે કે જુદાં જુદાં નામરૂપ અને મર્યાદા વેદથી જ ઉત્પન્ન કરી છે. આ શ્રુતિ વાક્યો મર્યાદાસૃષ્ટિ ભગવાન્‌ના વાણીરૂપ વેદથીજ થએલી છે એમ કહે છે. વાણી ચાર પ્રકારની છે–" परा,पश्यन्ति, मध्यमा, અને वैखरी ' આ ચાર વાણીથી સર્વ ઉત્પન્ન થયું છે. નિબંધમાં પણ કહે છે કે રૂપ પ્રપંચ કરવાથી તેમાં આસક્ત થએલા પોતાના અંશરૂપ જીવ આસકિતથી દુઃખી થશે એવો વિચાર લાવીને દુઃખથી નિવૃત્ત થવા સારૂ સ્વરૂપાત્મક વેદ રચ્યો છે, વળી ' અક્ષરબ્રહ્મ એ વેદનું ઉત્તમ સ્થાન છે" એવું કહેલું છે તેથી મર્યાદાસૃષ્ટિનું કારણ અક્ષરબ્રહ્મ પણ કહી શકાય છે. અને તેથી સિદ્ધાન્તમુકતાવલીમાં અક્ષર-

બ્રહ્મથી જ જગત્ થાય છે એવું કહેલું છે, અને વાણીરૂપ વેદના જ્ઞાનથી જ્ઞાનીઓનો અક્ષરબ્રહ્મમાં જ લય થાય છે. તેથી વેદમય સંકર્ષણરૂપ અક્ષરબ્રહ્મના સ્વરૂપથી મર્યાદાસૃષ્ટિ થઇ છે એવું સર્વ રીતે સિદ્ધ છે.

## પોતાના સ્વરૂપથી પુષ્ટિસૃષ્ટિ કરી છે.

પુષ્ટિસૃષ્ટિ તો ભગવાને અંગથીજ કરેલી છે. આ વિષય ઉપર પુરુષવિધ બ્રાહ્મણમાં લખ્યું છે કે **स इमेवात्मनं द्वेधा पातयत्ततः पतिश्च पत्नि चाभवताम् ॥** તેનણે પોતાના આત્માના બે ભાગ કર્યા તેમાંથી પુરૂષ અને સ્ત્રી થયાં, આ શ્રુતમાં પણ પોતાના આત્માને જ અનેક પ્રકારે થવાનું લખ્યું છે. ભગવાનનું શ્રીઅંગ આનંદરૂપ છે, આનંદવડે પુષ્ટિ સૃષ્ટિ રચી, એવો અભિપ્રાય છે. આ પુષ્ટિસૃષ્ટિમાં આનંદનો તિરોભાવ નથી, પ્રવાહસૃષ્ટિમાં અને મર્યાદાસૃષ્ટિમાં સદંશ અને ચિદંશનુંજ કારણપણું છે. અને પ્રવાહસૃષ્ટિમાં તો આનંદને કારણપણું છે.

આ પ્રમાણે સર્વ રીતે વિચાર કરતાં સારાંશ એ છે કે " હું બહુરૂપે થાઉં " એવી ઇચ્છાથી અને વિરરસ કરવા સારૂ મનના સમવાયિકારણથી માયામય આસુરી પ્રવાહસૃષ્ટિ પ્રગટ કરી વેદવાણીથી મર્યાદાસૃષ્ટિ રચી છે. અને પુષ્ટિ સૃષ્ટિ શ્રીઅંગથી કરેલી છે તેમાં આનંદ જ કારણ છે. ॥ ૯ ॥

શંકા—+ઉપાદાન કારણ જુદું હોય તોપણ નિમિત્ત એક હોય તો ફલ એક આવે છે. જેમ માટીનો કે ત્રાંબાનો ઘડો હોય પણ જલ ભરવારૂપી ઉપયોગ એક સરખો થાય છે. તેવી રીતે રમણ કરવા સારૂં

+ ઉપાદાન કારણ એનુંજ નામ કે. જે કાર્યમાં ચોતરફ વ્યાપી રહેલું હોય તે. જેમ ઘડો થવામાં માટી ઉપાદાન કારણ છે.

બનાવેલી સૃષ્ટિમાં એકસરખી રીતે રમણરૂપી ફલ થવાનુંજ, ત્યારે તમે ભેદ પાડો છો તે નકામો કેમ ન કહેવાય ? આ શંકાનું સમાધાન કરે છે.

मूलम्–मूलेच्छातः फलं लोके वेदोक्तं वैदिकेपि च
कायेन तु फलं पुष्टौ भिन्नेच्छातोपि नैकधा ॥१०॥

અર્થ—પ્રવાહસૃષ્ટિને મૂલેચ્છાથી લૌકિકફલ થાય છે, મર્યાદામાર્ગમાં વેદમાં કહેલું ફલ થાય છે, અને પુષ્ટિમાર્ગમાં શ્રીસ્વરૂપથીજ ફલ થાય છે, આ પ્રમાણે જુદાં જુદાં ફલ આપવાની ઈચ્છાથી પણ ત્રણેની ઉત્પત્તિ અને માર્ગ જુદા છે.

## પ્રવાહીને જીવ મળતું ફલ.

વિવેચન—પ્રવાહમાર્ગમાં ને રચવામાં મન કારણ હોવાથી તેમાં અલૌકિક ફળ થતું નથી. એવું શ્રુતિમાં કહે છે. "क्षुद्राण्यसकृदावर्तीनि भूतानि भवान्त जायस्य म्रियस्व" હમેશાં ઉત્પન્ન થવું અને મરવું એ પ્રમાણે નિરંતર જન્મ મરણ પામનારાં ક્ષુદ્રપ્રાણી (પ્રવાહી) માત્રને મર્યાદા કે પુષ્ટિમાર્ગનું ફલ મળતું નથી. ગીતાજીમાં પણ કહ્યું છે કે "વેદમાં કહેલા સકામ કર્મને કરનારા કામનાવાળા જીવો હંમેશાં જન્મમરણ પામ્યા કરે છે" આ પ્રવાહનું જ ફલ છે. ગીતાજીના ૧૬ અધ્યાયમાં "तानहं द्विषतः क्रूरान्" એ શ્લોકમાં કહે છે. "મ્હારો દ્વેષ કરનાર, ક્રૂર, મનુષ્યોમાં અધમ, અને અશુભ જીવોને હું સંસારમાં આસુર યોનિમાં જ નાંખું છું" આ પ્રમાણે આસુર યોનિમાં જઈ છેવટે અંધતમમાં પ્રવેશ કરવો એ જ ફલ પ્રવાહીને મળે છે.

## મર્યાદામાર્ગમાં ફલ.

મર્યાદામાર્ગમાં વેદમાં કહેલું ફલ થાય છે. જેઓ વેદે કહેલી મર્યાદા પ્રમાણે વર્તી નિષ્કામ કર્મ કરે ત્યારે તમને સ્વર્ગ મળે છે,

અને જ્ઞાનાદિક સંપાદન કરે તો મોક્ષ મેળવે છે, શ્રુતિમાં કહેલું છે કે જે જે જીવો વનમાં જઇ શ્રદ્ધાવડે તપ કરવું જોઇએ, એવું સમજી જે તપ કરે છે તે અર્ચિમાર્ગમાં જાય છે તેને પુનઃ સંસારમાં આવવું પડતું નથી. न स पुनरावर्त्तते 'તે પુનઃ પાછો આવતો નથી' આવી રીતે અક્ષર બ્રહ્મમાં લય થવારૂપી ફલ મળે છે જેમ મીઠાનો કાકરો જલમાં નાંખ્યાથી જલમાં મળી જાય છે. તેવી રીતે તેમનો લય થાય છે एष एव साधु कर्म कारयति० (આ શ્રુતિ મોટી છે) તેમાં જણાવે છે કે જેને ભગવાન્ જે જીવને ઉંચી ગતિ આપવાની ઇચ્છા કરે છે તેની પાસે સારાં કર્મ કરાવે છે જેને હલકી ગતિમાં આવવાની ઇચ્છા હોય છે તેની પાસે નરસાં કર્મ કરાવે છે. આ પ્રમાણે નરસાં કર્મ કરનારા પ્રવાહી અને ઉત્તમ કર્મ કરનારા મર્યાદાવાળા સમજવા.

## પુષ્ટિ સૃષ્ટિને ફલ.

પુષ્ટિસૃષ્ટિ ભગવાનના શ્રીઅંગમાંથી થયેલી છે. એટલે પ્રભુનું સ્વરૂપ આનંદરૂપ હોવાથી આ પુષ્ટિમાર્ગીય જીવને સ્વેચ્છા મુજબ ઉત્તમ જુદી જુદી જાતનાં ફલ મળે છે. ભગવાન્ ભક્તની વિકાર વગરની જેટલી ઇચ્છાઓ હોય છે તે પૂર્ણ કરે છે. વિકારવાળી હોય તો જેમ નારદજીએ રાજકન્યા પરણવા સારૂ ભગવાનનું રૂપ માગ્યું ત્યારે વાંદરાનું રૂપ આપ્યું હતું; તેવી રીતે ભક્તનું હિત ચાહનારા ભગવાન વિકારવાળી ઇચ્છાઓ આપતા નથી. વિકાર વગરની ભગવાન્ ભક્તની ઇચ્છાઓ પૂર્ણ કરે છે. તે ઉપર શ્રીમદ્ભાગવત તરફ દૃષ્ટિ કરીએ—જ્યારે ગોવર્ધનપૂજા કરાવી ઇન્દ્રના યજ્ઞનો ભંગ કર્યો ત્યારે ઇન્દ્રે ખુબ વરસાદ વરસાવ્યો ત્યારે ભગવાને કહ્યું કે મારા પરિગ્રહરૂપ વ્રજને બચાવવું એ મારો સંકલ્પ છે. આ પ્રમાણે રક્ષણ કરી આનંદ આપ્યો હતો. બીજું નંદરાયજીએ વરૂણલોકમાં જોએલી ભગવાનની સેવાને

પોતાના ગોપલોકોને કહી ત્યારે તેમને વૈકુંઠનાં દર્શનની ઇચ્છા થઇ, તે પ્રમાણે સર્વે ગોપજનોને વૈકુંઠમાં લઇ જઇ પોતાના ધામનાં દર્શન કરાવ્યાં હતાં. વળી ભગવાને શરદ્‌ઋતુની રાત્રિઓમાં યોગમાયાને સમીપ રાખી પૂર્ણ આનંદરૂપ રાસ રમણ કરી ભક્તની ઇચ્છાઓ પૂર્ણ કરી હતી. રાધા સહચરી સાથે જ્યારે ભગવાન્ અન્તર્ધાન થઇ ગયા ત્યારે શ્રીરાધાજીની ઇચ્છા પ્રમાણેજ ભગવાન્ વર્ત્યા હતા. આ પ્રમાણે ભગવાનની ઇચ્છાથી જૂદી જુદી જાતનાં ફલ પુષ્ટિસૃષ્ટિને મળે છે. ॥ ૧૦ ॥

જીવો ચિદંશથી સમાન છે, પરંતુ અસાધારણ ધર્મના ભેદથી જુદા છે. તેથી ફલ પણ જુદાં જુદાં મળે છે એવું જણાવવા પ્રવાહિક જીવોનું ફલ બતાવે છે. અને પુષ્ટિમાર્ગીય જીવો જુદા છે એવું પ્રતિપાદન કરે છે.

मूलम्—" तानहं द्विषतो " वाक्याद्भिन्ना जीवाः प्रवाहिणः
अतएवेतरौ भिन्नौ सान्तौ मोक्षप्रवेशतः ११
तस्माज्जीवाः पुष्टिमार्गे भिन्ना एव न संशयः ।
भगवद्रूपसेवार्थं तत्सृष्टिर्नान्यथा भवेत् ॥ १२ ॥

અર્થ—ગીતાજીમાં દ્વેષ કરનારાને આસુરી યોનીમાં નાંખવાનું કહ્યું છે, તેથી પ્રવાહમાર્ગીયજીવોથી મર્યાદામાર્ગીય અને પુષ્ટિમાર્ગીય જીવો જુદા છે. મર્યાદામાર્ગીય જીવોનો અક્ષરબ્રહ્મમાં લય થાય છે અને પુષ્ટિમાર્ગીય જીવોનો ભગવાનમાં કે ભગવાનની લીલામાં પ્રવેશ થાય છે, તેથી મર્યાદામાર્ગીય અને પુષ્ટિમાર્ગીય જીવોને પુનઃ સંસારમાં આવવું પડતું નથી, પુષ્ટિમાર્ગીય જીવો જુદાજ છે, એમાં

**સંદેહ નથી. તે પુષ્ટિમાર્ગીય જીવોની સૃષ્ટિ ભગવાનની સેવા કરવા સારૂજ છે, બીજા સારૂ નથી.**

**વિવેચન**—આપણે પહેલાં કહી ગયા કે પ્રવાહી જીવો આસુર હોય છે તેમાં બે ભેદ છે. એક સહજ આસુર અને બીજો આસુરના આવેશવાળા. આમાં જ સહજ આસુર સ્વભાવવાળા હોય છે તેમને ગીતાજીમાં "**तानहं द्विषत क्रुरान्संसारेषु नराधमान्**" આ શ્લોકમાં કહેવા મુજબ તેમને આસુર યોનીમાં જ જન્મ મરણ લેવાં પડે છે, પરંતુ જે આસુર આવેશ વાળા હોય છે તે જો મૂલરૂપ ભગવાન્‌માં કે કોઇ વિભૂતિ રૂપમાં દ્વેષવાળા હોય તો મરણ સમયમાં ભગવાનને હાથે મરવાથી અને ભગવાનનાં દર્શન થવાથી તેમનો ઉદ્ધાર થાય છે. આના ઉપર દૃષ્ટાન્તની ઇચ્છાથી ભાગવતમાં કંસ રાજાના વૃતાન્તનો વિચાર કરીએ. કંસરાજા હંમેશાં ભગવાન્‌નો દ્વેષ કરનારો હતો. હવે જેનો કાલ પાસે આવ્યો છે અને ભગવાન્ મને મારશે એવા ભયવાળો થયો ત્યારે જલ પીતાં, બોલતાં, ફરતાં, સૂતાં, શ્વાસ લેતાં, ચક્રના આયુધ વાળા ભગવાનને પોતાની આગળ ને પાછળ દેખતો હતો, આવી રીતે દ્વેષથી પણ ભગવાન્‌માં તેઓનો નિરોધ થઇ ગયેલો હોવાથી અને "**मरणे या मतिः सा गतिः**" "મરણ વખતે જે મતિ તેવી ગતિ" એ ન્યાયને અનુસરી મરતી વખતે ભગવાન્‌નાં દર્શન હોવાથી તેઓ મુક્ત થાય છે. બીજો દાખલો પુતના, કે જે ભગવાનને વિષ પાન કરાવવા આવી હતી. તેનો પણ મોક્ષ થયો હતો. માટે આ સારાંશથી સમજવાનું કે આસુરના આવેશ વાળાનો મોક્ષ થાય છે. પરંતુ સહજ આસુર કે જેઓ ભગવાન્‌રૂપ આ જગતમાં દ્વેષ કરનારા છે પ્રાણીઓને અને ભગવદીયોમાં દ્વેષ કરનારા છે' તેમને તો પહેલાં કહેલી અંધતમ ગતિ જ થાય છે. આ પ્રમાણે દ્વેષ કરનારા પ્રવાહમાર્ગીયો હોવાથી મર્યાદામાર્ગીયો

અને પુષ્ટિમાર્ગીયો તેનાથી જુદા માલુમ પડશે. કેમકે પ્રવાહમાર્ગીયને અંધતમરૂપી નરકફળ મળે છે, મર્યાદામાર્ગીયને અક્ષરબ્રહ્મમાં પ્રવેશ અને પુષ્ટિમાર્ગીયને શ્રીપુરુષોત્તમમાં લીલાસ્વાદ કે પ્રવેશ થાય છે. આ પ્રમાણે ફલ જુદાં જુદાં છે. માટે તેઓ જુદા છે. ॥ ૧૧ ॥

**પુષ્ટિસૃષ્ટિ શા સારૂં ભગવાને રચી તેનું પ્રયોજન કહેછે.**

પુષ્ટિમાર્ગીય જીવો સર્વથી જુદા છે. એવું પહેલાં પ્રતિપાદન કરી ગયા. બુદ્ધિ, મન, ઇંદ્રિયો અને શબ્દાદિક વિષયો વગેરે પંચતન્માત્રા વાળું અને અગીયાર ઇંદ્રિયોની સાથે મળી સોળ પ્રકારના કાર્યરૂપ લિંગ શરીરથી યુક્ત થાય તે જીવ કહેવાય છે. અને બ્રહ્મસૂત્રમાં પણ જીવોને જ કર્તાપણું કહ્યું છે, બુદ્ધિનો સંબંધ થાય ત્યારે પ્રગટ થાય છે, માટે આસુર ભાવ કે સાધારણ ભાવ ભકિતભાવ કે દ્વેષભાવ વિગેરે જીવના ધર્મો હોય છે. તેથી જ પ્રવાહમાર્ગીયો અંધતમમાં પ્રવેશ કરે છે. મર્યાદાવાળા મુકિતમાં અને પુષ્ટિમાર્ગીય જીવો શ્રી પુરુષોત્તમમાં પ્રાપ્ત થાય છે. એ વાત ધ્યાનમાં રાખવી. પુષ્ટિમાર્ગીય જીવોની સૃષ્ટિ સર્વ કરતાં વિલક્ષણ છે, સર્વથી ઉત્તમ છે. એવો વિચાર વરાહ પુરાણના એક વાકય થી સ્પષ્ટ થશે **भिन्नेव काचित् सासृष्टि विधातुर्व्यतिरेकिणी** ॥ " પુષ્ટિસૃષ્ટિ તે બ્રહ્માની સૃષ્ટિથી જુદી કોઇ ભિન્ન સૃષ્ટિ છે " અર્થાત્ આ સૃષ્ટિ તો ભગવાને સેવા સારૂં પ્રગટ કરી છે તેથી તે સૃષ્ટિ અહંતા મમતા રહિત ઉત્તમ છે, ભગવાન્ કહે છે: " જેના ઉપર હું અનુગ્રહ કરૂં છું તેને જ ભક્તિ (સેવા) નું દાન કરૂં છું " આ ઉપરથી પણ સિદ્ધ થાય છે, કે ભગવાન્ જે જીવ ઉપર અનુગ્રહ કરે ત્યારે તે જીવને બીજા જીવોથી જુદો પાડીને પોતાના સ્વરૂપમાં પ્રવેશ કરાવે છે, અને પુષ્ટિસૃષ્ટિમાં પોતાની રૂપ સેવા કરાવવા સર્જે છે. ત્યારે તે જીવ પુષ્ટ થયો કહેવાય છે, આ પ્રમાણે પુષ્ટિજીવ શીવાય સેવાનો અધિકાર નથી. એવું

સ્પષ્ટ થાય છે, તેથી જો પુષ્ટિસૃષ્ટિ કરે નહિ તો સ્વરૂપની સેવા થાયજ નહિ અને સેવા કરાવવી ન હોય તો પુષ્ટિસૃષ્ટિ હોય જ નહિ, એમ પરસ્પર સંબંધ છે કેમકે નામસેવા તો મર્યાદામાર્ગીય વિગેરે સર્વ કરે છે, પરંતુ સ્વરૂપસેવા કે જેમાં ભકિત શબ્દનો સમાવેશ થાય છે એ સેવા "कर्हिचित्स्म न भक्तियोगम्" અનુગ્રહવાળી પુષ્ટિ સૃષ્ટિ શીવાય ઇતરને આપતા નથી, માટે તે ભકિત દૈવી જ કરી શકે છે. ભગવાન્ રમણ કરે તે પોતાના લાયક સૃષ્ટિ સાથે જ કરે, કંઇ અધમ પ્રવાહી જીવો સાથે ન કરે, પ્રવાહી જીવોનું રમણ દૂરથી છે, મર્યાદામાર્ગીયનું રમણ પરંપરાથી છે, અને પુષ્ટિમાર્ગીય જીવોનું સાક્ષાત્ રમણ છે. ( આ વાતનું વિસ્મરણ ન થવું જોઇએ ) આ પુષ્ટિસૃષ્ટિ "स आत्मानं स्वमकुरुत" પોતાના આત્માને જ આ સૃષ્ટિરૂપે કરેલ છે તો પછી સેવામાં આ સૃષ્ટિ શીવાય કયો જીવ અધિકારી છે ? તેથી પુષ્ટિમાર્ગીય જીવોની મોટાઇ દૃશ્યમાન થાય છે. આ સૃષ્ટિનો નાશ નથી. "संपद्याविर्भावःस्वेनशब्दात्" આ સૂત્રમાં કહે છે કે ભગવાન્ આ જીવનો આવિર્ભાવ કરે છે, વિવિધ પ્રકારના કામો ભોગવે છે, આ સૃષ્ટિ પુનઃ અહંતા મમતા વાળા સંસારમાં આવતી નથી, એવું "न स पूनरावर्तते" એ શ્રુતિ કહે છે. માટે સર્વ રીતે આ પુષ્ટિસૃષ્ટિની ઉત્તમતા છે. એ વાતનું દર્શન હવે સ્પષ્ટ થયું હશે. "ભગવાન જ ભકતને અધીન થઇ રહે છે" ત્યાં આગળ વિશેષ પ્રમાણની શી જરૂર છે. ( अहं-भक्तपराधीनः ) હું ભકતને અધીન છું. માટે સેવા વાસ્તે જ પુષ્ટિ સૃષ્ટિ રચી છે માટે ભિન્ન છે. ॥ ૧૨ ॥

**લીલા સૃષ્ટિમાં થએલા જીવોના સ્વરૂપ—દેહ—અને ક્રિયામાં ભેદો બતાવે છે.**

मूलम्–स्वरूपपेणावतारेण लिंगेन च गुणेन च
तारतम्यं न स्वरूपे देहे वा तत्क्रियासु वा ॥ १३ ॥
तथापि यावता कार्यं तावत् तस्य करोति हि ॥

અર્થ—સ્વરૂપવડે, અવતારવડે, ચિન્હવડે અને ગુણવડે તેઓના સ્વરૂપમાં, દેહમાં, અને ક્રિયામાં ભગવાનથી ફેરફાર નથી તોપણ જેટલા ફેરફારવડે તેઓને પ્રગટ કરવાનું પ્રયોજન સિદ્ધ થાય તેટલોજ ફેરફાર કરે છે.

વિવેચન--" स तथा सैंधवघनो. " આ શ્રુતિમાં ભગવાનને પૂર્ણાનન્દ સચ્ચિદાનંદરૂપે વર્ણવ્યા છે તેવી રીતે ભક્તો પણ સત ચિત્ અને આનંદ અંશના તિરોધાન વગરના હોય છે તેથી સ્વરૂપવડે તારતમ્ય નથી. અલૌકિક રીતિથી સત્વાદિક ગુણાનુસાર ભગવાનના અવતાર છે તેમ ભક્તના પણ અવતાર છે. જેમ ભગવાનમાં ધ્વજા, વજ્ર, વિગેરે ચિન્હ હોય તેવી રીતે ભક્તના પણ અવતાર છે. જેમ ભગવાનને ઐશ્વર્ય વિગેરે ગુણો છે. તેવા ભક્તને પણ છે" જો એમ ન હોય તો મથુરાજીમાં ઉદ્ધવજી આવ્યા ત્યારે ગોપિકાઓ પરસ્પર વિચાર કરવા લાગ્યાં કે " આ શ્રીકૃષ્ણના કમલ જેવા નેત્રવાળા, મનોહર દર્શનવાળા અને તેમના જેવા જ વસ્ત્ર વિગેરે આભૂષણવાળા આ કોણ આવ્યા છે? આવી રીતે વિચાર કરતાં આતો ભક્ત ઉદ્ધવજી છે એમ માલૂમ પડ્યું. આ ઉપરથી ભક્તનાં સ્વરૂપ, દેહ, ક્રિયા, ચિન્હ ભગવાનના જેવાં જ હોય છે તે આ દૃષ્ટાન્તથી દૃઢ થશે. હવે પ્રમાણથી જુઓ. કૃષ્ણોપનિષદમાં કહે છે કે " तस्मान्न भिन्ना एतास्तु आभिर्भिन्नोपन विभुः " ભક્ત શિરોમણિ ગોપીજનો ભગવાનથી ભિન્ન નથી, અને ભગવાન્ તેમનાથી ભિન્ન ન હતા " પરંતુ ભગવાનને તેમની સાથે જેટલા ફેરફારથી રમણ

કરવાની ઇચ્છા થાય છે તેટલા પુરતો જ ભક્તમાં પોતાનાથી ફેરફાર રાખે છે માટે આ સર્વ લીલા સ્વાદ અને ઉત્તમના પુષ્ટિસૃષ્ટિને જ શોભે છે. ॥ ૧૩ ॥

હવે કેટલાક ભક્તિમાર્ગમાં પરોવાય છે, કેટલાક કર્મમાં,–કેટલાક જ્ઞાનમાં, કેટલાક પ્રવૃત્તિમાં, કેટલાક આસક્તિમાં પ્રવૃત્ત થાય છે, એવી રીતે ભેદ કેમ દેખાય છે ? એવી શંકાના સમાધાન સારૂ પુષ્ટિજીવોના ભેદ કહે છે.

मूलम्–ते हि द्विधा शुद्धमिश्रभेदान्मिश्रास्त्रिधा पुनः ॥१४॥
प्रवाहादिविभेदेन भगवत्कार्यसिद्धये ॥
पुष्ट्या विमिश्राः सर्वज्ञाः प्रवाहेण क्रियारताः ॥१५॥
मर्यादया गुणज्ञास्ते शुद्धाःप्रेम्णातिदुर्लभाः ॥

અર્થ—ઉપર જણાવેલા પુષ્ટિમાર્ગીયજીવો શુદ્ધ અને મિશ્ર એવા બે પ્રકારના છે. આ ભેદો ભગવાનને રમણ કરવા સારૂ પ્રવાહ વિગેરેના ભેદ મિશ્રજીવો ત્રણ પ્રકારના છે. પુષ્ટિથી જે મિશ્ર હોય તે સર્વજ્ઞ હોય છે. પ્રવાહમાં જે મિશ્ર હોય તે ક્રિયામાં પ્રીતિવાળા હોય છે અને મર્યાદાથી મિશ્ર હોય છે તે ભગવાનના ગુણને જાણનારા હોય છે. અને **પ્રેમ વડે જે શુદ્ધ હોય છે તે તો બહુજ દુર્લભ છે.**

વિવેચન—તેરમા શ્લોકમાં જીવો બતાવ્યા છે તેમાંના ભગવાનને રમણ કરવા સારૂ જુદા જુદા ભેદ નીચે કર્યા છે.

૧ પુષ્ટિમિશ્ર પુષ્ટિજીવો સર્વજ્ઞ હોય છે, આ ભક્તો મને જાણે એવા ભગવાનના વિચાર યુક્ત જે પુષ્ટિયો જેઓનો પુષ્ટિમાર્ગ

માં અંગીકાર થયો છે તેઓ ભગવાનના સ્વરૂપને જાણનાર હોય છે. દાખલા તરીકે નારદજી અને ઋષભદેવ વિગેરે જાણવા. ' सुदुर्लभः प्रशांतात्मा कोटिष्वपि महामुने " આ છઠ્ઠાસ્કંધના વચન પ્રમાણે મુકત થયેલામાં નારાયણ પરાયણ ભકત બહુ દુર્લભ છે. ૨ પ્રવાહ મિશ્ર પુષ્ટિ જીવો ભગવાનની ઉપાસનામાં મંડી પડેલા અર્થાત્ ક્રિયામાંજ પ્રીતવાળા હોય છે. નારદ પંચરાત્ર વિગેરેમાં કહેલા મુજબ પૂજામાર્ગમાં વળગેલા હોય છે. દાખલા તરીકે શ્રુતદેવ અને નિમિરાજા વિગેરે. ૩ મર્યાદાથી મિશ્ર પુષ્ટિ જીવો ભગવાનના ગુણોને જાણનારા અને બ્રહ્મવાદમાં કહેલી પદ્ધતિ પ્રમાણે ચાલનારા હોય છે, અને તેઓ ભગવાનના જગત્ રચવા વિગેરેના ગુણોને જાણનારા હોય છે, આ મર્યાદા ભકતો સમજવા દાખલા તરીકે ભિષ્મ વિગેરે જાણવા.

૪ શુદ્ધ પુષ્ટ ભકત-વિરલ હોય છે. અર્થાત્ કોઇ પણ જાતની ઉપાધિ વગર નિઃસાધનતાથી ભગવાનને આ જીવો ભજે છે. દાખલા તરીકે ગોપીજનો, કે જે ગોપીજનોના ચરણારવિન્દની રજ સારૂં બ્રહ્માએ સાઠ હજાર વર્ષ સુધી તપ કર્યું હતું. માટે પ્રેમથી શુદ્ધ પુષ્ટભકત સર્વથી ઉત્તમ અને ભગવાનના જેવા સ્વરૂપ, દેહ, ક્રિયા, વિગેરે વાળા હોય છે, ગોકુળમાં રાત્રે સૂઇ રહેલા વ્રજભકતોને વૈકુંઠ દર્શન કરાવ્યાં હતાં એ કેવળ પુષ્ટિ છે.

હવે શ્રી કલ્યાણરાયજીએ બતાવેલા ભેદોનું નિરૂપણ કરીએ.
૫ મર્યાદામિશ્ર મર્યાદાના જીવ સ્વર્ગાદિકની કામના કરનાર હોય છે.
૬ પુષ્ટિમિશ્ર મર્યાદાના જીવ ભગવાનની પ્રીતિ માટે કર્મ કરનારા હોયછે
૭ પ્રવાહમિશ્રત મર્યાદાના જીવ તેઓ લૌકિક માટે કર્મ કરનારા હોયછે.
૮ પુષ્ટિમિશ્ર પ્રવાહના જીવો ભગવદ્ભજનને અનુકૂલ ક્રિયા કરનારાછે.
૯ મર્યાદામિશ્ર પ્રવાહના જીવો મર્યાદાવાળી ક્રિયામાં પ્રીતિવાળા હોયછે.

૧૦ પ્રવાહમિશ્ર પ્રવાહના જીવો—આસુર કહેવાય છે. લૌકિકમાં જ પ્રિતિવાળા છે. આ પ્રમાણેના ભેદો નિરૂપણ કરવામાં આવ્યા છે. તે પ્રમાણે તેઓ કર્મ કરનારા હોય છે. પરંતુ ચોથા ભેદમાં બતાવેલા ભક્તો દુર્લભ હોય છે. ॥ ૧૫ ॥

હવે ફલનું નિરૂપણ કરે છે.

मूलम्—एवं सर्गस्तु तेषां हि फलं त्वत्र निरुप्यते॥
भगवाने व हि फलं सयथाविर्भवेद् भुवि ॥
गुणस्वरूपभेदेन तथा तेषां फलं भवेत् ॥१७॥

અર્થ—એવી રીતે ઉત્પત્તિના ભેદોનું નિરૂપણ કર્યું. હવે ફલનું નિરુપણ થાય છે. કે ભગવાનજ ફલ છે તે જેમ પૃથ્વી ઉપર ગુણ અને સ્વરૂપના ભેદવડે પ્રકટ થાય છે તેમ તેઓને ફલ થાય છે.

**વિવેચન**—ધર્મ અને ધર્મીરૂપથી સર્વ ઠેકાણે ભગવાન્ જ હોવાથી ભગવાનજ ફલરૂપ છે, અર્થાત્ જે ભક્તોના હૃદયમાં કે ગૃહમાં જેવી રીતે ગુણ અને સ્વરૂપના ભેદથી પ્રકટ થાય કે ભક્તના ગુણ અને સ્વરૂપના ભેદથી પ્રકટ થાય તેવી રીતે ભક્તોને ફલ થાય છે. તેથી જ ભગવાન્‌ના સ્વરૂપમાં તીવ્ર પ્રેમવાળા પુષ્ટિમાર્ગીય ભક્તોને આનંદરૂપ ભગવાન્ પ્રકટ થઇને પૂર્ણાનન્દનું દાન કરે છે અને જ્ઞાન વિગેરે ધર્મમાં પરાયણવાળાને ધર્મરૂપ જ્ઞાનરૂપથી ફલ આપે છે, તેવું ફલ થાય છે, માટે ગીતાજીમાં કહ્યું છે કે–"ये यथामां प्रपद्यन्ते तां स्तथैव भजाम्यहं" જે ભક્તો મને જેવી રીતે ભજે છે, શરણે આવે છે, તેઓને હું તેવી જ રીતે ભજું છું, એટલે ફલ આપું છું, આથી સર્વ સિદ્ધાન્ત સમજાઇ જશે.

પુષ્ટિમાર્ગીય ભક્તને જુદું ઉત્તમફલ મળે છે. એવું બતાવી આપ્યું, હવે કોઇ અનુગ્રહવાળા ભક્તને ભગવાનનો શાપ કોઇ બ્રહ્માદિ દેવો દ્વારા થાય છે, તો ભક્તને શાપ ન થવો જોઇએ છતાં થાય છે તેનું કારણ શું !

मूलम्–आसक्तौ भगवानेव शापं दापयति क्वचित्
अहंकारेऽथवा लोके तन्मार्गस्थापनाय हि ॥१८॥
न ते पाखंडतां यान्ति न च रोगाद्युपद्रवाः ॥
महानुभावाः प्रायेण शास्त्रशुद्धत्वहेतवे ॥१९॥

અર્થ—જે મર્યાદાથી મિશ્ર પુષ્ટભક્ત હોય તેની બીજે આસક્તિ થઈ હોય કે, અહંકાર થયો હોય ત્યારે ભગવાન તેને ઠેકાણે લાવવા શાપ અપાવે છે, તેથી તેઓ પાખંડી થતા નથી, તેમ રોગાદિ ઉપદ્રવો પણ તેઓને દુઃખી કરતા નથી અને ઘણું કરીને તેઓ મોટા પ્રભાવવાળા થાય છે, અને મિશ્રભાવ મટી શુદ્ધ ભાવ થાય તેટલા સારૂં જ આ શાપ અપાવે છે.

વિવેચન— જે મર્યાદાથી મિશ્ર ભક્ત હોય તેની બીજામાં આસક્તિ થાય તો ભગવાન્ શાપ અપાવે છે, જુઓ નલકુબર અને મણિગ્રીવની આસક્તિ અપ્સરામાં થઇ ત્યારે નારદદ્વારા ભગવાને શાપ અપાવ્યો હતો અને પછી પોતેજ યમલાર્જુન વૃક્ષને ઉખાડી નાંખી ઉદ્ધાર કરી આનન્દનું દાન કર્યું હતું. ચિત્રકેતુને અહંકાર થયો ત્યારે તેણે મહાદેવજીને હસી મશ્કરી કરી, ત્યારે પાર્વતીજીએ શાપ આપ્યો, પછી ગર્વ નાશ પામ્યો હતો, ઋષિના ગળામાં પરીક્ષિત રાજાએ સાપ ભરાવ્યો હતો, તે પાપ મટાડવા અને તેનો ઉદ્ધાર કરવા ઋષિ બાળક

પાસે શાપ અપાવી તેનો સાત દિવસમાંજ ઉદ્ધાર કર્યો હતો. આ શીવાય ઠેકાણે લાવવા પણ ભગવાન્ શાપ અપાવે છે. જેમ ઇંદ્રદ્યુમ્ન ભક્ત અગસ્ત્ય ઋષિ આવ્યા ત્યારે સામો લેવા ઉભો થયો નહતો, ત્યારે તેણે મોટાઇની મર્યાદા લોપી કહેવાય તે મર્યાદા રાખવા સારૂં શાપ અપાવ્યો હતો. માટે શાપ એ પણ શુદ્ધ કરવા સારૂંજ છે. જેઓને શાપ થયેલો હોય છે, તેઓ પાખંડપણાને પામતા નથી, તેઓને રોગાદિ કંઇ ઉપદ્રવો કરી શકતું નથી, માટે ભક્તોને શુદ્ધ કરી પુષ્ટ ભક્ત બનાવવા સારૂજ આ શાપો અપાવે છે. जय અને विजय જે પોળીઆ હતા તેમને પણ ભક્તોના અપમાનથી શાપ થયો હતો, અને છેવટે તેઓ ભગવદ્રુપ થયા હતા. માટે મિશ્ર મટાડી શુદ્ધ બનાવવા જ શાપ આપે છે તેથી શાપ પણ ભૂષણરૂપ છે. ૧૯ ॥

मूलम्—भगवत्तारतम्येन तारतम्यं भजन्ति हि ॥

અર્થ—ભગવાનનો ભક્તોમાં જેવા તારતમ્યથી આવિર્ભાવ થાય છે, તેવા તારતમ્યથી તેઓ ભજે છે.

વિવેચન— ગીતાજીમાં ભગવાને કહ્યું છે કે " હું સર્વ ભૂતોમાં સરખો છું, મને કોઇ દ્વેષવાળો નથી કે પ્રિય નથી, પરંતુ જેઓ મને ભજે છે તેઓ મ્હારામાં છે, હું તેઓનામાં છું " તેથી ભક્તિવડે ભજન કરતાં જેવી રીતે ઐશ્વર્ય વિગેરે ગુણોથી ભગવાન્ ભક્તોના હૃદયમાં પ્રવેશ કરી ઐશ્વર્ય વિગેરે ૭ ગુણો પ્રગટ કરે, તેવી રીતે તેઓ તારતમ્યથી ભજે છે. આ ઉપર દૃષ્ટાન્ત તરીકે જુઓ, ઇન્દ્રદ્યુમ્ન ને ગજેન્દ્ર થયા હતા, તેમણે નિર્ગુણ બ્રહ્મની સ્તુતિ કરી હતી. ચિત્રકેતુ

વૃત્રાસુર રાક્ષસ થયો હતો, પરંતુ રાક્ષસ અવસ્થામાં તેના હૃદયમાં ભગવાનનો આવિર્ભાવ થયો હતો વિગેરે. ॥

## હવે પુષ્ટ જીવનું લક્ષણ કહે છે.

मूलम्—वैदिकत्वं लौकिकत्वं कापट्यात्तेषु नान्यथा ॥२०॥
वैष्णवत्वं हि सहजं ततोन्यत्र विपर्ययः ॥

અર્થ—પુષ્ટજીવોમાં લૌકિકપણું અને વૈદિકપણું દેખાડવા પરતું જ હોય છે, તેમાં આસક્તિ નથી, અને વૈષ્ણવપણું સ્વભાવિક હોય છે, મર્યાદામાર્ગીય જીવોમાં વૈષ્ણવપણું તથા લૌકિકપણું કપટથી હોય છે. વૈદિકપણું સ્વાભાવિક હોય છે. તેમ પ્રવાહમાર્ગીય જીવોમાં વૈષ્ણવપણું તથા વૈદિકપણું દેખાડવા પુરતુંજ હોય છે, અને લૌકિકપણું સ્વાભાવિક હોય છે.

વિવેચન—આપણે પહેલાં કહી ગયા કે જેના ઉપર ભગવાન અનુગ્રહ કરે છે તેની લોકમાં અને વેદમાં રહેલી નિષ્ઠા છોડાવી દેછે અને પોતાગા કરે છે. તેથી પુષ્ટ જીવોને લૌકિકપણું અને વૈદિક પણું રાખવું પડે તે કેવળ રૂઢી જાળવવા જ અને તેમાં વૈષ્ણવપણું સ્વભાવિક હોય છે, કારણકે તેની નિષ્ઠા ભગવાનમાં જ છે.

મર્યાદામાર્ગીય જીવોને વૈદિકપણું સ્વભાવિક હોય છે. અને વૈષ્ણવપણું અને લૌકિકપણું દેખાડવા પુરતુંજ હોય છે, પ્રવાહમાર્ગીય જીવોને વૈદિકપણું અને વૈષ્ણવપણું દેખાડવા પુરતું હોય છે. અને લૌકિકપણું સ્વભાવિક હોય છે. ॥ ૨૦ ॥

## હવે સર્વે માર્ગોમાં ભ્રમનારાનું સ્વરૂપ કહે છે.

मूलम्–संबंधिनस्तु ये जीवाः प्रवाहस्थास्तथापरे ॥२१॥
चर्षणीशब्दवाच्यास्ते ते सर्वे सर्ववर्त्मसु ॥
क्षणात्सर्वत्वमायांति रुचिस्तेषां न कुत्रचित् ॥ २२ ॥
तेषां क्रियानुसारेण सर्वत्र सकलं फलम् ॥

અર્થ— બધા માર્ગોમાં સંબંધવાળા જે જીવો છે અને જેઓ પ્રવાહમાર્ગમાં રહેલા છે તેઓનું ચર્ષણી એવું નામ છે. તેઓ ક્ષણે ક્ષણે જૂદા જૂદા માર્ગમાં ભમે છે, તેઓને કદાચ પણ પ્રીતિ થતી નથી, તેઓ જે માર્ગમાં ક્રિયાકરે તેને અનુસારે સર્વ માર્ગોમાં તેને પુરૂં ફલ મળતું જ નથી.

વિવેચન—આ જે જીવો હીનપ્રવાહમાર્ગમાં રહેલા છે, તેમ જેઓને બ્રહ્મસંબંધ વિગેરે કંઇ પણ શરણાગતતા પ્રાપ્ત થઇ નથી તેઓ ચર્ષણી કહેવાય છે. ચર્ષણીમાં ચૃષિ ધાતુ છે, તેનો અર્થ જન્મ લેવો થાય છે. તેઓને આ સંસારમાં જન્મ મરણ લેવા રૂપી દુઃખ જ ફલ હોય છે, અને તેઓને કોઇ માર્ગમાં રૂચિ થતી નથી. નારદ પંચરાત્રમાં જે જીવને મધ્યમ અને અધમ માણસો ગણાવ્યા છે તે જ ચર્ષણી જીવ કહેવાય છે,

હવે પ્રવાહના ભેદનો વિચાર કરે છે.

मूलम्–प्रवाहस्थान्प्रवक्ष्यामि स्वरूपांगक्रियायुतान् ॥२३॥
जीवास्ते ह्यासुराः सर्वे प्रवृत्तिं चेति वर्णिताः ॥
ते च द्विधा प्रकीर्त्यन्ते ह्यज्ञदुर्ज्ञविभेदतः ॥२४॥
दुर्ज्ञास्ते भगवत्प्रोक्ता ह्यज्ञास्ताननु ये पुनः ॥

અર્થ—સ્વરૂપ, અંગ, અને ક્રિયાથી યુકત પ્રવાહ માર્ગીય જીવોને હું કહું છું. શ્રીકૃષ્ણ ભગવાને "પ્રવૃત્તિં ચ નિવૃત્તિં ચ" વિગેરે શ્લોકથી આસુર જીવો વર્ણવેલા છે, તે સર્વ પ્રવાહમાર્ગીય જાણવા. તેઓ અજ્ઞ અને દુર્જ્ઞ એવા બેપ્રકારના છે. તેમાં ભગવાને ગીતાજીમાં ગણાવ્યા છે, તે દુર્જ્ઞ જાણવા, અને તેને અનુસરનારા તેઓને અજ્ઞ જાણવા.

વિવેચન-પ્રવાહમાર્ગીયોનું લક્ષણ ગીતાજીના ૧૬ મા અધ્યાયમાં છે.

प्रवृत्तिं च निवृत्तिं च जना न विदुरासुराः ॥
न शौचं नापि चाचारो न सत्यं तेषु विद्यते ॥७॥
असत्यमप्रतिष्ठन्ते जगदाहुरनीश्वरम्
अपरस्परसंभूतं किमन्यत्कामहैतुकम् ॥ ८ ॥

આસુર જીવો પ્રવૃત્તિ અને નિવૃત્તિમાં સમજતા નથી, તેઓનામાં પવિત્રતા હોતી નથી, આચાર વિચાર નથી. સત્ય નથી, જગતને અસત્ય કહેનારા હોય છે. જગતને ઈશ્વર વગરનું કહે છે, વિગેરે તેમનાં આસુરનાં જે લક્ષણ હોય છે. તે પ્રવાહમાર્ગીયનાં જ લક્ષણ છે, અને તેઓને આસુર કહેલા છે, આ જે ગીતાજીમાં જણાવેલા છે તેમને દુર્જ્ઞ જાણવા, અને તેમને અનુસરનારા તે અજ્ઞ કહેવાય છે. આ અજ્ઞમાં રહેલા દોષાદિક નિવૃત્ત થાય છે ત્યારે તેનો આસુર સ્વભાવ મટેછે અને છેવટે પણ તેનો ઉદ્ધાર થાય છે. પરંતુ અજ્ઞનો ઉદ્ધાર નથી એ ધ્યાનમાં રાખવું. કારણ કે તેઓ કેવલ ઉદર ભરનારા હોય છે. ॥૨૦॥

આસુરસર્ગનું વર્ણન કર્યું, તે આસુર દુષ્ટ છે. એવી રીતે સિદ્ધ કર્યું, પરંતુ આસુર સૃષ્ટિમાં આસુર જ ઉત્પન્ન થવો જોઇએ

તેમ છતાં આસુરને ત્યાં પ્રહ્લાદજી અને બલિરાજા વિગેરે ભકતો કેમ થયા? અને તે આસુર વંશમાં ઉત્પન્ન થયેલા ઉપર ભગવાને કૃપા કેમ કરી? આશંકાનું સમાધાન કરે છે.

मूलम्-प्रवाहेऽपि समागत्य पुष्टिस्थस्तैर्न युज्यते ॥
सोपि तैस्तत्कुले जातः कर्मणा जायते ततः ॥२५॥

**અર્થ**—પુષ્ટિમાર્ગીય જીવ અસુરને ત્યાં ઉત્પન્ન થઇને પણ પ્રવાહી આસુરજીવમાં જોડાતા નથી કેમકે કર્મ વડે ઉત્પન્ન થાય છે તેવી રીતે તો પુષ્ટિમાર્ગીય જીવ આસુર કુલમાં ઉત્પન્ન થયેલો હોય છે.

**વિવેચન**—આસુરકુલમાં ઉત્પન્ન થયેલા જીવોમાં જો ભકિત દેખાય તો તે આસુર જીવ નથી એમ માનવો. પરંતુ ભગવાનના અપરાધથી કે ભકતના અપરાધથી કે વેદ વિગેરેની નિંદાથી જ તે પ્રવાહમાર્ગમાં આવે છે. પરંતુ તેનાં કર્મ પ્રવાહમાર્ગીયના જેવાં હોતાં નથી, આસુરને ત્યાં જન્મેલા પ્રહ્લાદજી જેમ જુદા પડયા તેવી રીતે તે જુદા પડે છે. જય વિજય પોળીયાને આસુર યોનિમાં જન્મ લેવો પડયો હતો, પરંતુ છેવટે ભગવાનને પામ્યા હતા. ભરતજીને હરણ યોનિમાં જન્મ લેવો પડયો હતો પરંતુ તેમાં પણ માતા વિગેરેને છોડી પરંતુ ભકિતમાર્ગને છોડયો ન હતો, તેમમાતા પિતાની ઇચ્છા પણ કરી નહતી. કેમકે ભગવાને તેનું ગ્રહણ કર્યુ હતું. માટે ભગવાનની કૃપા જેના ઉપર થઇ હોય તેને જો કે કોઇ અન્ય યોનીમાં જન્મ લેવા કારણુસર સમય આવે પરંતુ તેનો પાત થતો નથી. કર્મ વડે એવી યોનીમાં જન્મ લેવોપડે છે, તદપિ ભકિત પ્રાબલ્ય એવું છે

કે જેનાથી કોઇનો પાત થવાનો સંભવ પણ રહેતો નથી, માટે ભક્તિમાં જ જોડાઇ ભગવાનના વહાલા થવું એ જ યોગ્ય છે. શ્રીમદાચાર્ય ચરણને સાષ્ટાંગ દંડવત્ કરી આ ગ્રંથનું વિવેચન સમાપ્ત કરીએ છીએ. श्रीकृष्णः शरणं मम ॥

इतिश्रीमद्वल्लभाचार्यविरचितः पुष्टिप्रवाहमर्यादाभेदः समाप्तः

॥ नमः परमानन्दाय श्रीकृष्णाय. ॥

# श्री जलभेद.

આ ગ્રન્થનો ઉપક્રમ દર્શાવતાં શ્રીપુરુષોત્તમજી મહારાજ કહે છે કેઃ—

એક મુખ્ય વાત યાદ રાખજો કે સંગ કરવો તે પરીક્ષા કર્યા શીવાય કદાપિ નકરવો. પરીક્ષામાં આ ભગવદીય છે. એમ માલૂમ પડે તો જ સંગ કરવો. અપરીક્ષ્ય સંગ કરવામાં દુઃસંગ થવાનો પ્રસંગ આવે છે. માટે સંગ ગમે તેવો કરવો એવી દુરાગ્રહતાને દૂર કરવી.

ભગવન્નામ જો કે પૂર્ણ પાપીને પણ પવિત્ર કરવા સમર્થ છે. અને અજામિલ જેવા પાપીને "નારાયણ" ઉચ્ચરતાં પવિત્ર કર-

નારૂં નીકળ્યું છે, તેથી* સંકટથી કે મશ્કરીમાં ગમે તે રીતે પણ બોલાયલું ભગવન્નામ પવિત્ર કરે છે. તો પણ કલિકાલમાં ઉદર નિમિત્ત ભગવાનના નામને ગ્રહણ કરનારાઓને દૂરથી છોડવા એમ ભગવાનની આજ્ઞા છે. તેથી આવા દુઃસંગ થવાનો પણ પ્રસંગ આવી પડે છે. માટે પરીક્ષા કરી સંગ કરવો એવી શ્રી મહાપ્રભુની આજ્ઞા છે. સત્સંગ કરવાની આવશ્યકતા તો છે. ભક્તિનું બીજ દૃઢ કરવા શ્રવણ, કીર્તન, કરવાં તેમાં પણ વક્તા પાસે શ્રવણ કરવા શ્રોતાનો સંગ કરવાની જરૂર પડે છે, તેથી વક્તાની પરીક્ષા કરવી, પછી સંગ કરવો યોગ્ય છે. જુઓ બધાય સંગ સરખા નથી હોતા. એના ઉપર એક દૃષ્ટાંત સાંભળો.

એક ઉપબર્હણ નામનો ગંધર્વ હતો, તેને ઋષિઓએ ભગવાનના ગુણગાન કરવા બોલાવ્યો, પણ મદોન્મત્ત થઇ સ્ત્રીયો સાથે ગાન કરવા લાગ્યો. ઋષિ લોકોએ આ કામી છે એમ જાણી તેને શ્રાપ આપ્યો કે તું સંગ કરવા લાયક નથી માટે શુદ્ર થઇ જા. તે પછી દાસીપુત્ર હોઇ ભગવદ્ભજન કરતાં ત્રીજા અવતારમાં બ્રહ્મપૂત્ર નારદજીના રૂપે જન્મ લીધો. આ ઉપરથી સમજવાનું કે બધા સંગ સમાન નથી, દરેકના સ્વરૂપમાં ભેદ હોય છે, અને દરેકને તેમના સ્વરૂપ પ્રમાણે જ ફલ મળે છે. વક્તાનો સંગ પણ પરીક્ષા કરીનેજ કરવો કે આ વક્તાનો કેવો ભાવ છે, આ વક્તા ઉત્તમ ભાવવાળા છે કે નહિ. માટે ભાવની મુખ્ય પરીક્ષા કરવાનું સાધન બતાવવા પરમ કૃપાળુ શ્રી મહાપ્રભુજી "જલભેદ" નામનો ગ્રંથ રચે છે. એ એમની કૃપાનું જ પરિણામ છે.

---

* सांकेत्यं पारिहास्यं वा स्तोभं हेलनमेव वा
वैकुंठनामग्रहणं अशेषाघहरं प्रभुः ॥ श्रीभागवतम् ॥

मूलम्—नमस्कृत्य हरिं वक्ष्ये तद्गुणानां विभेदकान् ॥
भावान् विंशतिधा भिन्नान् सर्वसंदेहवारकान् ॥ १ ॥

અર્થ—શ્રીકૃષ્ણ પરમાત્માને નમસ્કાર કરીને તેમના ગુણોનો ભેદ કરનાર સર્વ સંદેહોને મટાડનાર વિસ પ્રકારના જુદા જુદા ભાવનું નિરૂપણ કરીશ.

વિવેચન—નમસ્કાર શીવાય આ ભક્તને કોઇ પણ સાધન પ્રભુ પ્રસન્ન કરવામાં આ કલિકાલમાં અસ્તિત્વ નથી એવું નમસ્કાર પદથી સૂચવી આપે છે. ભગવાનના ગુણોને ભેદ કરનારા ભાવ છે, એ પદનો વિચાર કરીએ. સત્વગુણ, રજોગુણ, ને તમોગુણને નિવૃત્ત કરી નિર્ગુણ કરનાર ભગવાનનો ભાવ છે, આ ભગવદ્ભાવ એવી ઉચ્ચ કક્ષા ધરાવે છે કે ભક્તને સારૂ ભગવાન્ પણ સ્વધર્મોને છોડીને ભક્તસહ વિશેષ લીલામાં વર્ત્તે છે. એવા ઉત્તમ ભાવનું નિરૂપણ આ ગ્રંથમાં છે. આ ભાવ ભક્તના મન ઉપર આધાર રાખે છે તેથી આ ગ્રંથમાં વિશ પ્રકારના તે ભાવના ભેદો બતાવવામાં આવ્યા છે. માટે ભાવ એટલે શું ? એનો નિર્ણય કરવો જોઇએ " रति र्देवादिविषया भाव इति " દેવાદિક વિષયમાં જે સ્નેહ, પ્રીતિ, તે ભાવ. ભાવ ગુણોને લીધે બહુ જ પ્રકારના થઇ જાય છે એ વાત ખરી પરંતુ સુગમથી જણાવવા માટે તૈત્તરીય શ્રુતિમાં વિશ પ્રકારના જલનું વર્ણન છે, તેને અનુસરી દરેક ભાવને જલનું દૃષ્ટાન્ત આપી ભાવનું સ્વરૂપ બતાવ્યું છે. માટે આ ગ્રંથ जलभेद નામનો ગ્રંથ કહેવાય છે. જલ કેટલા પ્રકારનાં અને ભાવ કેટલા તેનો નિર્ણય કરે છે.

मूलम्—गुणभेदास्तु तावन्तो यावन्तो हि जले मताः ॥

અર્થ—જેટલા જલના ભેદો તૈત્તિરીય શ્રુતિમાં ગણાવેલા છે. તેટલા જ ભેદો ગુણના છે.

વિવેચન—તૈત્તરીય શ્રુતિમાં જલના વીશ ભેદ લખેલા છે. જલ ઠંડુ મધુર શુદ્ધ કરનારા વિગેરે ગુણવાળુ દેખાય છે પરંતુ જેવા આધારમાં રહે તેવા ગુણ દોષ તેને લાગુ પડે છે, તેવી રીતે ભગવાનના ગુણો પણ આનંદ રૂપ જ છે, પરંતુ ભક્તોના ભાવને અનુસરીને જુદા જુદા પ્રકારના માલુમ પડે છે. તેથી તેના પણ વિશ ભેદ જણાય છે. તૈતરીય શ્રુતિમાં ગણાવેલ જળના ભેદો ૧ કુપ સંબંધિ. ૨ નાળાં સંબંધિ. ૩ હાળીયા સંબંધિ. ૪ ખાડા સબંધિ. ૫ ખોદી કાઢેલા જળ સંબંધિ. ૬ ગુન્હાના જળ સંબંધિ. ૭ સુંદર જળ સંબંધિ. ૮ તલાવ સંબંધિ. ૯ નાની તલાવડીના જળ સંબંધિ. ૧૦ વર્ષાદ સંબંધિ. ૧૧ ઝર્ણા સંબંધિ. ૧૨ ઝાકળ સંબંધિ. ૧૩ પરસેવા સંબંધિ. ૧૪ સ્થિર રહેનાર જળ સંબંધિ. ૧૫ નદી સંબંધિ. ૧૬ સિંધુ સંબંધિ ૧૭ સમુદ્ર સંબંધિ. ૧૮ નાનામાં નાની નદી સંબંધી. ૧૯ સર્વ જળ સંબંધિ આ પ્રમાણે શ્રુતીમાં જલના ભેદો દર્શાવ્યા છે. તેને અનુસરીને આ ગ્રન્થમાં પહેલું ગાયકનો ભાવ કુવાના જળ જોડે સરખાવી પહેલો ભાવ બતાવે છે,

મલમ્—गायकाः कूपसंकाशा गंधर्वा इति विश्रुताः ॥ २ ॥
कुप भेदास्तु यावंतस्तावंतस्तेऽपि संमताः

અર્થઃ—ગંધર્વ એ જાતના ગાયન કરનારા જનો કૂપના જળજેવા છે એટલે તે જેટલા કૂપના ભેદો છે. તેટલા ભેદોવાળા ગંધર્વો છે.

વિવેચન—ભગવદ્દગુણોનું ગાન કરનારા કૂપના જળજેવા કહ્યા છે. કેટલાક કૂવાઓ ઉત્તમ હોય છે. કેટલાક સાધારણ હોય છે અને કેટલાક ખારા પણ હોય છે. એવી રીતે કૂવાનું જળ જુદા જુદા પ્રકારનું માલુમ પડે છે તેવીજ રીતે ગાયકોના ભેદો જુદા જુદા માલુમ પડે છે. જુઓ ઉપબર્હણ નામના ગંધર્વ (ગાયક) ને ઋષિ

તરફથી શ્રાપ થયો હતો. તેથી તે કૂવાના કનિષ્ટ જળ જેવા માનવા, અને તૃષ્ણા વગર ભગવાનના ગુણાનુવાદને કરતા અને ઉત્તમ વૈરાગ્યને પ્રાપ્ત કરનારા એવા ઉત્તમ ગાયકો કૂપના સારા જલ જેવા માનવા તેવી જ રીતે દોષ યુકતને સાધારણ જળ જેવા અને દોષ વગરના ગાયકોને ઉત્તમ જલ જેવા માનવા. ભગવાનના ગુણાનુવાદ એવા છે કે સંસારરૂપી રોગના ઔષધરૂપી હોઇ કાન અને મનને ચોતરફથી આનંદ કરનારા છે. આવા ગુણાનુવાદથી દુષ્ટ શીવાય કયો જન વિરામ પામી વૈરાગ્યને ન મેળવે ? માટે ભગવદ્‌ગુણાનુવાદથી તો શ્રેષ્ઠ પદ જ મળે છે અને કવાઓ જેમ મીઠા જળવાળા હોઇ શરીરને સુખ કરનારા થઇ પડે છે, તેમ શ્રીપુરુષોત્તમના ગુણાનુવાદને નિષ્કામ વૃત્તિથી કરનારા ગાયકો સર્વને સુખ કરનારા થઇ પડે છે. સગુણ ભકિતના ૮૧ પ્રકાર છે. ૮૨ મી નિર્ગુણ ભક્તિ છે. ભાવ પણ તેજ પ્રમાણે બહુ પ્રકારના છે.

### નહેરના જલ જોડે પુરાણ વાંચવામાં વકતા થયેલાનો બીજો ભાવ સરખાવટ કરે છે.

**मूलम्—कुल्याः पौराणिकाः प्रोक्ताः पारंपर्युयेता भुवि ॥३॥**

**અર્થઃ—**પૃથ્વી ઉપર પરંપરાથીપુરાણ વિગેરેનો અર્થ જાણી પુરાણ વાંચનારા કૃત્રિમ નદી (નહેર) ના જલ જેવા છે.

(વિવેચન—પુરાણ વાંચનારા પુરાણીઓને નહેરનાં જળ સમાન કહેલા છે. પૃથ્વી ઉપર મોટી નદીઓ વિગેરે જલાશયમાંથી નહેર કાઢે છે. અને તેહેમાં દરરોજ મહેનત કરે ત્યારે બરોબર મુળમાથી નહેર ચાલે છે. તેવી રીતે પુરાણીઓને પણ સારા ગુરુ પાસે ઉપદેશ ગ્રહણ કરીને સદ્‌ગુરૂ પાસે પુરાણનો અર્થ શીખે; ત્યારે તે નહેરના જળ જેમ બહુ જ સુખકારી થઇ પડે છે; તેમ તેઓ પુરાણ સંભળાવી વેદશાસ્ત્રનું જ્ઞાન આપે છે. અને સંસારના બંધનને તોડે છે. માટે જ નહેરના જળથી આદર પરોપકારી કહેલા છે, અને પદ્મપુરાણમાં

વાંચનારાઓની મ્હોટાઇ કહેલી છે. " पुराणसंहितां ये च श्रावयन्ति पठन्ति च " પુરાણ સંહિતાને જેઓ સંભળાવે છે ને પઠન કરે છે, વેદાન્ત વિગેરેમાં પ્રવેશ છે, તેમનાથી આ સંસારના બંધન છૂટે છે. પુરાણુ વાંચનારાઓમાં ગુરૂ પરંપરાથી સારા ગુરૂ પાસે સારી રીતે અર્થ ભણ્યા શિવાય ભાગવત વિગેરે કઠિન પુરાણોમાં " ઉત્તમ સમાધિભાષા " અને તેનુ પોષણુ કરનાર લૌકિક અને પરમત, આ ત્રણ પ્રકારની ભાષાનું જ્ઞાન ન હોય. માટે જ્ઞાનયુક્તજ પૌરાણિકોનો ભાવ ઉત્તમ છે ॥

ક્ષેત્રમાંપેઠેલા જલના જેવો ત્રીજો ભાવ કહે છે.

मूलम्–क्षेत्रप्रविष्टास्ते चापि संसारोत्पत्तिहेतवः ॥

અર્થ;—ઉપર બતાવેલા પુરાણીઓ અને ગંધર્વો સ્ત્રી કે દેહાદિકમાં આસક્ત હોય તો ખેતરમાં નહેરનું જલ પેઠા પછી જેમ બીજ ઉત્પન્ન કરે છે, તેવી રીતે તેમનો ભાવ ગ્રહણ કરવામાં આવે તો સંસારને જ ઉત્પન્ન કરનાર છે. ( માટે અહંતા–મમતા–યુક્ત પુરાણીનો ભાવ તજવો )

(વિવેચનઃ— નહેરનું જલ *ક્ષેત્ર એટલે ખેતરમાં લઇ જવાથી ધાન્ય વિગેરે ઉત્પન્ન કરવામાં સમર્થ થાય છે–તેવી રીતે પુરાણીઓ અને કીર્તન કરનારા ગંધર્વો સ્ત્રી દેહ–વિગેરેમાં આસક્ત હોય તો તેમનો ભાવ ગ્રહણ કરવા લાયક નથી, પરંતુ ગયા શ્લોકમાં બતાવ્યા પ્રમાણે સદ્જ્ઞાન વિગેરે લક્ષણવાળા હોય તો તેમનો ભાવ ગ્રહણ કરવામાં બાધ નથી. જે પુરાણીઓ કે ગાયક ગંધર્વો ધન–દ્રવ્યેચ્છા અને લોભ વૃત્તિથી ભગવાનનું નામ દે, અને પોતાની બુદ્ધિથી જ પુરાણોનો અર્થ કરે, નહિ કે સદ્ગુરૂ પાસે અર્થ ભણીને! અને સ્ત્રી દેહા-

* ક્ષેત્રનો અર્થ સ્ત્રી–ખેતર–શરીર. આમ ત્રણ અર્થ થાય છે.

દિકમાં મમતાવાળા હોય તો તેમનો ભાવ સંસાર રૂપી હલકા ફલને આપનાર છે. ઉત્તમ ફલ એવા ભાવથી છેટું છે, લોભવૃત્તિ અને ગુરૂ પાસેથી જ્ઞાન ગ્રહણ ન હોય તો પણ પોતાના ઉદર નિમિત્ત વિપરિત અર્થ કરી ભગવન્નામનો વિક્રય કરવામાં શાસ્ત્ર દોષ કહે છે, માટે પુરાણ વાંચનારાઓનો અને ગાયક ગંધર્વોનો પણ ભાવ પરીક્ષા કરીને જ ગ્રહણ કરવો. એટલે સારાંશમાં સમજવાનું કે ગુરુ પાસે મંત્રોપદેશ લીધો હોય; ગુરૂ પાસે પુરાણનો અર્થ શીખ્યા હોય, ભક્તિમાર્ગ પ્રમાણે જ બોધ આપતા હોય, ધર્મમાં પૂર્ણ આગ્રહી હોય, લોભવૃત્તિ રહિત હોય, એવા બ્રાહ્મણ જાતિવાળા પુરાણીઓ પાસેથી શ્રવણ કરવા બાધ નથી. ॥

હવે મનુષ્ય ગાયકોને ચોથો ભાવ કહે છે,

**મૂલમ્–वेश्यादिसहिता मत्ता गायका गर्तसंज्ञिताः ॥४॥**

**અર્થઃ**—ભગવાનનું કીર્તન કરનારા ગાયકો વેશ્યા કે અન્ય ગમે તે સ્વછંદ ચાલનારી સ્ત્રીઓમાં આસક્ત હોય તો તે ખાડાના જલ જેવા કહ્યા છે. ( આ ભાવ ગ્રહણ કરવા લાયક નથી. )

**વિવેચનઃ**—*ગર્ત્ત એટલે ખાડો. ખાડાનું જળ ગ્રહણ કરવું નહિ. નિષેધ છે. એવી શાસ્ત્રની આજ્ઞા છે. કહેવત છે કે પ્રહ્લાદજીએ સ્વપુત્ર વિરોચીનો તિરસ્કાર કર્યો તેથી તે ગર્ત્ત [ ખાડા ] રૂપે થયો છે. તેથી ખાડાના જલનુ આચમન પણ ન કરવું. આ દૃષ્ટાન્ત સાથે કોઇ પોતાની સ્ત્રી શિવાય અન્ય સ્વચ્છંદ ચાલનારી સ્ત્રીમાં આસક્ત

* આ ગર્ત્ત શબ્દોનો અહિંઆં " બત્રીશ હજાર હાથ જે નદીનું પાણી ન હોય તો, તે ગર્ત્ત કહેવાય છે. એવો પણ અર્થ નીકળે છે. આ જલનો શાસ્ત્રમાં નિષેધ છે.

થઈ ગએલા મદોન્મત્ત કીર્ત્તન કરનારાનો ભાવ ઉપર બતાવેલા ખાડાના જલ જેવો છે. બીલકુલ સંગ કરવા લાયક પણ નથી. આ જલ ઉપરથી સારૂં લાગે પણ તે ખરાબ હોય છે. તેવી રીતે આ કીર્તન કરનારાનો ભાવ ઉપરથી સારો લાગે પણ અંદર તેઓને ભગવાનની મોટાઇ હોતી નથી. તેથી પ્રીતિતો હોય જ કયાંથી ? તેથી તેઓ કંઠના શોખની ખાતર કે લોકમાં મહત્તા મેળવવાની ખાતર કીર્તન કરનારાઓ હોય છે. ( આ ભાવ ગ્રહણ કરવા લાયક નથી )

હવે પાંચમા ભાવ કીતન ઉપર ગુજરાન ચલાવનારાનો કહેછે.

मूलम्–जलार्थमेवगर्तास्तु नीचा गानोपजीविनः ॥

અર્થ—જે ભગવતના કીર્તન ઉપર જ ગુજરાન ચલાવનારા છે તે નીચ ખાડાના જળ જેવા છે.

વિવેચનઃ—હાથ ને પગ-ધોએલા અને ઉચ્છિષ્ટ જલ ભરાઇ રેહેવા સારૂં ખાધરો ખોદવામાં આવે છે. આ જલનો સ્પર્શ કરવામાં આવતો નથી. તેવી રીતે કીર્તન ઉપર જ ગુજરાન ચલાવનારાનો ભાવ નીચ છે. એવા સદોષ ગાયકોના હૃદયમાં આવેલા ભગવાનનાગુણો પણ દૂષિત થાય છે માટે આવા ગાયકોનો ભાવ ગ્રહણ કરવા લાયક નથી.

વળી આ ગર્તનો અર્થ વેરડો એવો પણ થઇ શકે છે. વેરડાનું જલ ડોળાઇ ગએલું અને સ્વચ્છ હોતું નથી, અને સારી રીતે તેની મરામત નહિ કરેલી હોવાથી અયોગ્ય વસ્તુઓ પણ મહી પડે છે તેથી ઉત્તમ પુરૂષોથી આ જલ લેવામાં આવતું નથી, તેમ ઉપર કહેલા કીર્તન ઉપર ગુજરાન ચલાવનારનો ભાવ ગ્રહણ કરવામાં આવતો નથી માટે ઉત્તમ પુરૂષોએ ગ્રહણ કરવો નહિ.

હવે પંડિતોના છઠ્ઠા ભાવનું નિરૂપણ કરે છે.

मूलम्-ह्रदास्तु पंडिताः प्रोक्ता भगवच्छास्त्रतत्पराः ॥५॥

અર્થ—જેમ નદીની અંદર અગાધ જલના ધરા હોય છે. તેવા ભગવતૂશાસ્ત્રમાં તત્પર રહેનારા પંડિતો હોય છે.

વિવેચન—પંડા એટલે બુદ્ધિ. આ ઉત્તમ બુદ્ધિથી ગીતા, ભાગવત, શ્રૃતિ વિગેરે ભગવાન્ સંબંધિ શાસ્ત્રોને જાણે તે પંડિત. નહિ કે અસત શાસ્ત્રોને જાણે તે પડિત? પરંતુ શુદ્ધ અદ્વૈતનું જેને ભાન છે, ભગવાન્ સંબંધિ સર્વ શાસ્ત્રોને જાણે છે તે પંડિત, તેથી માયાવાદીને શુદ્ધ અદ્વૈતનું ભાન નહિ હોવાથી પંડિતપંક્તિમાં તેની ગણત્રી ગણાતી જ નથી. ઉપર દર્શાવેલા ભગવત્શાસ્ત્રતત્પર પંડિતોનો ભાવ નદીના ધરા જેવો છે. નદીના ઓછા જળ કરતાં ધરાનું જલ વિશેષ ચોખ્ખું હોય છે, તેમ વળી ઘણા તાપથી તપી ન જતાં શીતલ પાન કરવા યોગ્ય જ રહે છે, તેવી રીતે ભગવાનના શાસ્ત્રોને જાણનાર પંડિતો સંસારના તાપથી તપી જતા નથી કે બીજા માયાથી ઢંકાઇ ગએલી બુદ્ધિવાળા અન્યમાર્ગીયના કુવિચારથી મેલા થતા નથી. અને ધરાના જલની માફક ગંભીર રહે છે. આવા ભગવત્શાસ્ત્રમાં તત્પર રહેનારા પંડિતોનો ભાવ ખાસ કરી ગ્રહણ કરવા લાયક છે. અને આવા ઉત્તમ ભાવવાળા પંડિત પાસેથી સાંભળેલા ભગવાનના ગુણો પણ ઉત્તમ ફલને આપે છે, આ ભાવ ગ્રહણ કરવા લાયક છે.

હવે સંદેહ નિવારણ કરનારાઓનો સાતમો ભાવ કહે છે.

मूलम्-संदेहवारकास्तत्र सूदा गंभीरमानसाः ॥

અર્થ—ઉપર બતાવ્યા પ્રમાણે જે ભગવતૂશાસ્ત્રમાં તત્પર રહેનારા પંડિતોમાં જે સંદેહને નિવારણ કરનારા ગંભીર મનવાળા ઉત્તમ પંડિતોનો ભાવ વાવના જલજેવો છે.

**વિવેચન**—આ શ્લોકમાં છઠ્ઠા ભાવ કરતાં આ સાતમા ભાવમાં કંઇ વિશેષપણું બતાવે છે. આ પંડિતો ભગવત્શાસ્ત્રમાં તત્પર રહીને ગંભીર મનવાળા હોઇને સામા શ્રોતાના અન્તઃકરણને સમજી જઇ તેના અધિકાર પ્રમાણે જ્ઞાન આપી અજ્ઞાનમાંથી તેની નિવૃત્તિ કરે છે. જેમ નદીના ધરા કરતાં વાવમાં ઉતરવાનું પગથીઆં વિગેરે સારા સાધનથી સુગમ હોય છે, તેની રીતે આ પંડિતો ગંભીર હોવા ઉપરાંત સામાના હૃદયમાં ઉતરીને તેના અજ્ઞાનનો નાશ કરી, તેના સંદેહનું નિવારણ કરી દે છે, એથી આ ભાવ ઉત્તમ છે. મર્યાદા પ્રમાણે વર્તવામાં આ છઠ્ઠા ને સાતમા ભાવવાળા પંડિતો સર્વથી ઉત્કૃષ્ટ છે. માટે તેમનો ભાવ ગ્રહણ કરવા લાયક છે.

**મર્યાદાને અનુસરતા બે ભાવ કહી હવે પુષ્ટિને અનુસરતો આઠમો ભાવ કહે છે.**

**मूलम्—सरः कमलसंपूर्णाः प्रेमयुक्तास्तथा बुधाः ॥८॥**

**અર્થ**—સરોવરમાં કમળવડે જે જલ પૂર્ણ થઈ સુંદર સુગંધવાળું જલ હોય, તે જલ જેવા પ્રેમવાળા પંડિતો છે.

**વિવેચન**—ઉપર છઠ્ઠા અને સાતમા કરતાં પણ આભાવ વિશેષ ઉત્તમ છે. ઉપર પંડિતોની માફક ભગવત્શાસ્ત્રોમાં તત્પર, લૌકિક પ્રીતિ રહિત અને સામાના સંદેહને મટાડનારા હોય છે. પરંતુ આ આઠમા ભાવવાળામાં વિશેષ સમજવાનું કે ધરાના જલ કરતાં આ જલ જેમ કમલયુક્ત હોવાથી સુગંધિવાળું અને ભમરાઓના ગુંજારવાળું સ્વાદયુક્ત હોય છે. તેમ આ પંડિતોનો ભગવાન્માં બહુ જ પ્રેમ હોય છે, તેથી શ્રોતાને જ્ઞાન ભક્તિ વધારી સર્વ ઇન્દ્રિયોને આનન્દ કરનારો આ પંડિતનો ભાવ ઉપયોગી છે. તેથી ખાસ કરી ગ્રહણ કરવા લાયક આ ભાવ છે. ॥ ૬ ॥

ઉપરના ભાવથી જરા નીચા દરજાનો નવમો ભાવ કહે છે.

मूलम्–अल्पश्रुताः प्रेमयुक्ता वेशंताः परिकीर्तिताः ॥

અર્થ—થોડા જ્ઞાનવાળા અને અલ્પ પ્રેમવાળા પંડિતો તલાવના જેવા છે. ( આ ભાવ સાધારણ છે. )

વિવેચન—આ ભાવ આઠમા ભાવ કરતાં ઉતરતો છે. જે પંડિતોનું જ્ઞાન પણ સાધારણ હોય અર્થાત્ ભગવતશાસ્ત્ર બરોબર ભણેલા નહિ અને ભાવ પણ સાધારણ હોય, તે ભાવ નાનાતલાવ જેવો છે. નાના તલાવનું પાણી જેમ જરાક પશુ વિગેરે ફરતાં જ ડોળાઇ જાય, તાપથી તપી પણ જાય, એવી રીતે જે પંડિતને શાસ્ત્ર-જ્ઞાન ઓછું હોય અને ભાવ પણ સાધારણ હોવાથી એકદમ નાશ થવા પ્રસંગ આવે છે, અને બીજાના કુતર્કથી તેમની બુદ્ધિ ડોલાઇ જતાં ગંભીરતા તુટી જાય છે, અને ભાવ પણ જતો રહે છે, માટે સામાન્ય ભગવતશાસ્ત્રના જ્ઞાનવાળા અને સામાન્ય ભાવવાળા પંડિ-તોનો ભાવ ગ્રહણ કરવા લાયક નથી.

" હવે દશમો ભાવ કહે છે. "

मूलम्–कर्मशुद्धाः पल्वलानि तथाल्पश्रुतिभक्तयः ॥७

અર્થ—કર્મથી શુદ્ધ, પણ શાસ્ત્ર શ્રવણ તથા ભક્તિ થોડી હોય, તેવાનો ભાવ નાની તલાવડી જેવો છે

વિવેચન—હવે આ દશમા ભાવનું નિરૂપણ કરતાં કહે છે કે, ગીતાજીમાં કહ્યું છે કે જે તું કરે છે, જે ખાય છે, જે તપે છે. જે હોમે છે, તે સર્વ મને અર્પણ કર, આ પ્રમાણે ભગવાનને અર્પણ કરી જે કર્મ કરનારા હોય તે કર્મ શુદ્ધ કહેવાય, આ પ્રમાણે કર્મ તેમનાં શુદ્ધ હોય છે, પરંતુ શાસ્ત્રજ્ઞાન અને ભક્તિ-સ્નેહ તે ઓછે

હોવાથી તેમના ભાવની સરખાવટ નાની તલાવડી જેવી ગણવામાં આવે છે.

ખરી વાત છે કે-જેમ તલાવડીનું જલ ઠરેલું હોય ત્યારે તો જરા નિર્મળ લાગે છે. પરંતુ પશુ અંદર પડતાં જ ડોળાઇ જઇ સ્નાન કરવાનુ પણ મન ન થાય, એવું થઇ જાય છે. તેથી આ અલ્પ ભાવ વાળા મનુષ્યોનો ભાવ ખરેખર અન્યમાર્ગીયના કુતર્કોથી ડોલાઇ જતાં વાર લાગતીજ નથી. તેમાં " **मन्मना भव मद्भक्तो मद्याजी मां-नमस्कुरू** " " મારામાં જ મન રાખ, મારૂં જ યજન કર, અને મને જ નમસ્કાર કર " આવું નિર્મલ કર્મ કરવાનું તેમને જ્ઞાન નહિ હોવાથી છેવટે કર્મ જડ બની જાય છે. આ પ્રમાણે વિચાર કરતાં આ ભાવ ગ્રહણ કરવા લાયક જણાતો નથી.

**હવે વર્ષાદના જલને અનુસરતો અગીયારમો ભાવ કહે છે.**

**मूलम्–योगध्यानादिसंयुक्ता गुणा वर्ष्याः प्रकीर्तिताः ॥**

અર્થ—આઠ પ્રકારના અંગવાળા યોગ અને ધ્યાન વિગેરે કરનારાના ગુણો વરસાદના જલ જેવા છે.

વિવેચન—યોગના આઠ અંગ છે, +યમ, નિયમ–આસન પ્રાણાયામ, પ્રત્યાહાર, ધ્યાન, ધારણા, સમાધિ. **योगश्चित्तवृत्तिनिरोधः** ' યોગ એટલે ઉપર બતાવેલાં આઠ અંગપૂર્વક જે ચિત્તવૃત્તિનો નિરોધ કરવામાં આવે તે યોગ. હવે ધ્યાનના સ્વરૂપનો વિચાર કરીએ. ધારણા કરી રાખેલા પ્રભુમાં ચિત્તનો પૂર્ણ વ્યાપાર કરી તે પ્રભુને ચિત્તમાં જ સ્થિર કરવા એનું નામ ધ્યાન, ભા. ૨૪. ૨ અ. ૨ માં કહે

+પાછલ બાલબોધગ્રંથમાં જુએ। યોગના આઠે અંગોનું સવિસ્તર વર્ણન કરવામાં આવ્યું છે.

છે કે કેટલાક પોતાના હૃદયરૂપી કમલમાં રહેનાર ભગવાનને શંખ ચક્રવાળા પ્રભુને એક પ્રદેશ માત્ર સ્વરૂપવાળા પુરુષનું ધારણાવડે ધ્યાન ધરે છે. આ પ્રમાણે ધ્યાનથી યોગયુક્ત ભાવવાળામાં રહેલા ભગવાન્‌ના લીલાયુક્ત ગુણો વરસાદના જેવા છે. વરસાદનું જલ ચોમાસામાંજ આવે છે. નહિ કે સર્વ ઋતુમાં અને પોતાના ઋતુમાં સર્વને શાન્તિ આપે છે. તલાવ વિગેરે ભરે છે. તેથી તે વરસાદના જલનો અમુક વખતેજ ઉપયોગ થાય છે. એવું સર્વ લોકમાં પ્રસિદ્ધ છે. તેવી રીતે આ યોગી આઠ અંગ કહ્યાં તે પ્રમાણે કરવામાં મચી જાય છે, તેથી તેનામાં ધ્યાન વિગેરેથી આવેલા ભગવાનના ગુણો ગ્રહણ કરવા બહુ જ અશક્ય હોવાથી તે કોઇ વખત કોઇક અધિકારીને જ કૃતાર્થ કરે છે. યોગી બીજાને ઉપદેશ દઇ શકતો નથી માટે આ ભાવને વૃષ્ટિના જલની સરખાવટ ખરી છે. એમ નહિ સમજવું કે વૃષ્ટિથી જેમ બીજ ઉત્તમ થાય છે, તેમ આ ભાવ સંસારને ઉત્પન્ન કરનારો છે. કેમકે આ યોગી હોવાથી તેને સંસારની વાસના પ્રત્યાહાર વિગેરેથી નાશ થઇ ગએલી જ છે, તેથી એવી સંભાવના પણ ન કરવી. આ સંસાર કુયોગીને લાગુ પડે છે.

હવે પરસેવાના જલ જેવો હલકો બારમો ભાવ કહે છે.

**મૂલમ્—तपोज्ञानादिभावेन स्वेदजास्तु प्रकीर्तिताः ॥८॥**

**અર્થઃ**—શરીર વિગેરેને બહુ જ કષ્ટ આપી કરેલું તપ, અને (ઇશ્વરને માનનારા) સાંખ્ય, જ્ઞાન વિગેરેથી યુક્ત જે ભાવ હોય, તે તો પરસેવાના જલ જેવો છે.

**વિવેચન**—શરીર, ઇન્દ્રિયો વિગેરે બહુ જ તપાવવી પડે, પાંચ અગ્નિના તાપો સહન કરવા પડે, તેમ જ દરેક ઇન્દ્રિયોને શોષવી નાખે, એવાં ચાંદ્રાયણ વિગેરે કર્મ કરે ત્યારે તપ થાય છે.

આ તપવાળા અને સાંખ્ય શાસ્ત્રમાં કહેલા જ્ઞાન વાળાનો ભાવ પરસેવાના જલ જેવો છે.

અહિંઆં વિચાર થશે કે તપ–અને જ્ઞાનવાળાના ઉત્તમ ભાવને એક આચમન–કે સ્પર્શ પણ ન થઇ શકે, કોઇના ઉપયોગમાં પણ ન આવે, એવા હલકા પરસેવા જોડે સરખાવ્યો કેમ હશે ? ખરેખર વિચાર કરતાં આ પરસેવાના જલની માફક નકામો જ છે. કોઇને ઉપયોગી જ નથી, તપથી સર્વ ઇાન્દ્રયોનું શોષણ થવાનું. એટલે, હાથ-પગ–કાન, ચક્ષુ, વિગેરે ઇન્દ્રિયો ભગવાનની ભક્તિ કરવામાં અસમર્થ થવાની જ. નહિ દર્શન, કે કથામૃતનું શ્રવણ, નહિ ગુણગાન, કે નહિ સેવા, કંઇ બનવાનું નહિ"–તો પછી પરસેવા કરતાં નકામો જ એ ભાવ.

શ્રીમદ્ભાગવતમાં કહે છે કે હે ઉદ્ધવજી ! સત્ય--ધર્મ કે તપ સાથે જ્ઞાન વિગેરે ગમે તે પણ મારી ભકિત રહિત આત્માને પવિત્ર કરવા સમર્થ નથી. +વળી સાતમા સ્કંધમાં ધન, કુળ, રૂપ, તપ, શાસ્ત્ર, જ્ઞાન, તેજ, પ્રભાવ, પરાક્રમ, બુદ્ધિ, યોગ વિગેરે જે કંઇ હોય તે જો પ્રભુના આરાધનમાં ઉપયોગી ન આવ્યાં, તો પછી કેવલ શ્રમ જ છે. નકામાં જ છે. જુઓ ગજેન્દ્રમોક્ષ કર્યો તેમાં હાથીએ ઉપર ગણાવેલાંમાંથી કંઇ-પણ કર્યું ન હતું, તોપણ ભગવાન્ તેની ભકિત જોઇને જ પ્રસન્ન થયા હતા. ત્યારે વિચાર કરવાનો કે ભકિત શિવાય કંઇપણ ભગવાનને પ્રસન્ન કરવા સમર્થ નથી, અને તેમાં એકાદશઇન્દ્રિયને ભગવાનમાં જોડવાની ખાસ જરૂર છે, તો પછી તે ઇન્દ્રિયને સૂકવી દેનારા તપવાળાના ભાવને પરસેવાના જલ જેવો કોઇને ઉપયોગી નથી એ જે કહેવામાં આવ્યું તે હવે સમજાયું હશે. ॥ ૮ ॥

---

+ मन्ये धनाभिजनरूपतपःश्रुतौजस्तेजःप्रभावबलपौरुषबुद्धियोगाः ॥ नाराधनाय हि भवन्ति परस्य पुंसो भक्त्या तुतोष भगवान् गजयूथपाय ॥ પ્રલ્હાદજીનું વચન.

હવે કીર્તન કરનારાના ઉત્તમ તેરમા ભાવને કહે છે.

मूलम्–अलौकिकेन ज्ञानेन ये तु प्रोक्ता हरेर्गुणाः ।
कादाचित्काः शब्दगम्याः पतत्शब्दाः प्रकीर्तिताः॥९॥

અર્થ—ભગવત્કૃપાથી થએલા જ્ઞાનવડે જે પ્રભુના ગુણો કહેવામાં આવે, તે ગુણો કોઇ વખત મળતા, શબ્દથી જણાતા, પડતા ધોધવાના જલ જેવા છે. (કેમકે આ ગુણો કોઇ વખત મળતા અને ભગવદ્ જ્ઞાનના શબ્દોથી જ જણાતા છે. અને ઉત્તમ ગ્રહણ કરવા લાયક છે.

વિવેચન—ભગવાનની કૃપાથી જે જ્ઞાન થાય છે, અથવા મોટા પુરૂષોના અનુગ્રહથી જે જ્ઞાન થાય છે, તે જ્ઞાન અલૌકિક ભગવાનના ગુણોને પ્રકાશ કરનારૂં છે. આ ભક્તને શરણાગતિ સિદ્ધ થએલી હોય છે, તેથી સામા શ્રોતાને અધિકાર પોતે સમજી જાય છે. પરંતુ શ્રોતાનો આવા ભાવવાળા જવલ્લે કોઇ વખત મલે છે. નહિ કે હંમેશાં. અને મલ્યા પછી આ ભક્ત છે. એવું તેના શબ્દ ઉપરથી જણાય છે. તેથી પડતા ધોધવાના જલની સરખાવટ બરોબર છે, કેમકે ધોધવાનું જલ પર્વતમાં બહુ જ દૂર હોવાથી મહેનતથી મળે છે, અને ક્યાં આગળ છે. તેના પડતાં થતા શબ્દથી જણાય છે. અને તે પર્વતમાં છે, છતાં નિર્મલ, ચોખ્ખું અને ઠંડુ હોય છે. તેવી રીતે આ ભક્તમાંના ગુણો ઉતમ–નિર્મળ–અને શબ્દથી જણાય એવા હોય છે આવા ભાવવાળામાં રહેલા ભગવાનના ગુણો ગ્રહણ કરવા લાયક છે, પરંતુ તે મહામહેનતે મલે એવા છે.

હવે ચૌદમો હલકો ભાવ કહેવાય છે.

–देवाद्युपासनोद्भूताः पृष्याभूमेरिकेद्भताः ॥

**અર્થ**—-ભગવાનની વિભુતિરૂપ દેવોની ઉપાસનાથી ઉત્પન્ન થએલા ગુણો પૃથ્વી ઉપર ટીપાં બાઝેલા ઝાકળના જલના જેવા છે.

**વિવેચન**—આ સિદ્ધાન્ત ધ્યાનમાં રાખવો કે "પૂર્ણાનન્દ ભગવાન્ શ્રીપુરુષોત્તમ શીવાય સર્વે ગણિતાનન્દ છે." એટલે ભગવાન્ કરતાં તેમનો આનન્દ ન્યૂન છે. અને શ્રીપુરુષોત્તમ કરતાં તે સઘળા દેવતાઓ ઉતરતા દરજાના છે. એમ ગીતાજીના વચનથી સિદ્ધ થાય છે. તેથી સર્વે બીજા દેવ દેવતા સગુણુહોઇ ભગવાન્ની વિભૂતિઓ છે, આ વિભૂતિઓમાં અગ્નિ,-બ્રહ્મા,-વિષ્ણુ,શંકર,-મણુપતિ,પિતૃગણુ વિગેરે સર્વેનો સમાવેશ થાય છે. આ દેવોની ભક્તિવાળા આ જ પરબ્રહ્મ છે એમ માની ભ્રમિત થઇ તે તે વિભૂતિનું યજન કરે છે પણ એમને ગીતાજીના વચનનું ભાન નથી કે * "જે જે ઐશ્વર્યયુક્ત કે લક્ષ્મીયુક્ત વૃદ્ધિ પામેલું હોય તે સઘળું મારા તેજના અંશથી થએલું છે, આ ભગવાન્ના વચનથી માલૂમ પડશે કે બ્રહ્માદિ દેવોનું તેજ પણ ભગવાન્ને લીધે જ છે, તેથી અન્ય ભગવાન્ની વિભૂતિઓની ઉપાસના કરનારનો ભાવ પૃથ્વી ઉપર ટીપાં બાઝેલા જલના જેવો જ નિરુપયોગી છે. કારણ કે તેઓ **देवान् देवयजो यान्ति मद्भक्ता यान्ति मामपि ॥** ગીતાજી ॥ તેઓ દેવનું યજન કરનારા હોવાથી ભગવાન્ તેમની તે સગુણ દેવોમાં જ ગતિ કરે છે. ભક્તને પૂર્ણાનન્દનો લાભ પુરુષોત્તમથી જ થાય છે. માટે અન્ય દેવોની ઉપાસનામાં રહેલા સામાન્યનો ભાવ કંઇ ઝાકલના જલની માફક ઉપયોગી નથી. ઝાકલના જલને વેદમાં બુદ્ધિના આવરણરૂપ અને અ-

---

* यद्यद्विभूतिमत्सत्वं श्रीमदूर्जितमेव वा ।
तत्तदेवावगच्छत्वं मम तेजोंऽशसंभवम् ॥

જ્ઞાન કરનારૂં કહ્યું છે, તેમ આ દેવોની ઉપાસના કરનારાનો ભાવ પણ ખરેખર અજ્ઞાન ઉત્પન્ન કરનારો છે તેથી ઝાકળના જલના જેવા બરોબર નિરુપયોગી જ છે.

હવે ઝરણાના જલ જેવો પંદરમો ભાવ કહે છે.

मूलम्—साधनादिप्रकारेण नवधा भक्तिमार्गतः ॥१०॥
प्रेमपूर्त्या स्फुरद्धर्माः स्यंदमानाः प्रकीर्तिताः ॥

અર્થ—સાધનના પ્રકારથી (મર્યાદામાર્ગીય) નવ પ્રકારની ભકિતથી ભગવાન્‌માં જે પ્રેમ ઉત્પન્ન થયા પછી જે ધર્મો સ્ફુરાયમાન્ થાય, તે ધર્મો ઝરણાના જલ જેવા છે.

વિવેચન—એક એવો નિયમ છે કે વેદમાં કહેલાં સાધનો પૂર્વક જે વેદનિયમ પ્રમાણે વિહિત ભકિત કરવામાં આવે, તે મર્યાદા ભકિત કહેવાય છે, અને જે કોઇપણ સાધનને પ્રભુ પ્રસન્ન કરવામાં અશક્ય સમજી, શ્રીપ્રભુમાં સ્નેહનો અખંડિત પ્રવાહ કરી, શ્રીપ્રભુ શિવાય ઇતર સ્ફુરતા રહિત, દીનતા પૂર્વક, પ્રેમલક્ષણા ભકિત કરે તે પુષ્ટિભકિત જાણવી. આ ભકિતનું દાન પ્રભુ પોતે જ કરે છે.

આ બે ભકિતમાંથી આ શ્લોકમાં મર્યાદાભકિતનું નિરૂપણ કરે છે. વર્ણાશ્રમના ધર્મો વિગેરે સાધનો કરતાં કરતાં *શ્રવણ, કીર્તન, સ્મરણ, પાદસેવન, અર્ચન, વન્દન, દાસ્ય, સખ્ય, આત્મનિવેદન, આ પ્રમાણે નવ પ્રકારની ભકિત થાય, અને આ ભકિતથી જે ભગવાનના ધર્મો સ્ફુરે તે ઉત્તમ છે. તેનો ભાવ ઝરણાના જલ જેવો છે.

આ સાધનવાળી ભકિત કરનાર ભકતને જેવાં સાધન હોય તેવો જ

---

* "श्रवणं कीर्तनं विष्णोः स्मरणं पादसेवनम्
अर्चनं वन्दनं दास्यं सख्यमात्मनिवेदनम्"

પ્રેમ ઝરણાનું જલ વરસાદ આવે ત્યારે વધે છે, નહિ તો થોડું થાય છે. પરંતુ નિર્મલ અને સ્નાન વિગેરેમાં ઉપયોગી હોય છે. તેવી રીતે થાય છે. તે સાધન પણ નિષ્કામ હોય જ્યારે નવ પ્રકારની ભક્તિથી પ્રભુમાં પ્રેમ થવાં જે તેમનામાં ભગવાનના ધર્મો સ્ફુરે તે ઝરણના જલની માફક ગ્રહણ કરવા લાયક છે.

હવે સ્થિર જલને અનુસરીને સોળમો ભાવ કહે છે.

मूलम्–यादृशास्तादृशाः प्रोक्ता वृद्धिक्षयविवर्जिताः ॥११॥
स्थावरास्ते समाख्याता मर्यादैकप्रतिष्ठिताः ॥

**અર્થ**—ઉપર બતાવેલા સાધનો પ્રમાણે વર્તનારા અને શાસ્ત્રોમાં જે ધર્મો કહ્યા છે, તે ધર્મો કરનારા, વધતા કે ઘટતા ધર્મો પાળ્યા શીવાય પોતાની મર્યાદામાં જ રહેનારાનો ભાવ સ્થિર રહેનારા જલના જેવો છે.

**વિવેચન**—ઉપર વર્ણાશ્રમ વિગેરે સાધનપૂર્વક નવ પ્રકારની મર્યાદામાર્ગીય ભક્તિથી જે ધર્મો થાય, તે ધર્મોમાં વધારો ન થાય કે ઘટાડો ન થાય. અને કેવલ શાસ્ત્રોક્ત મર્યાદામાં જ રહીને જ શ્રવણ, કીર્ત્તન વિગેરે કર્યા કરે, તે સ્થિર જલના જેવા છે, સ્થિર જલ જેમ એક સ્થળમાં રહીને ત્યાં જ આગળ રહેલાઓને જ ઉપકાર કરનારૂં થાય છે, બીજાસ્થાને જઇને ઉપકાર કરનારૂં નથી. તેમ આ પોતાની મર્યાદામાં જ રહેનારા ભકતો પોતાની પાસે સંબંધ રાખનારાઓને જ ઉપયોગી થાય છે. અને વળી મર્યાદામાં જ સ્થિર થઇ ગએલા હોવાથી તેઓને ઉતમ પ્રેમરસ ( પુષ્ટિ ) નું ભાન નથી હોતું, તેથી આ મર્યાદામાં જ ઉત્તમ છે. આ ભક્તના ભાવને સંસારનો તાપ કે કુતર્ક કોઇ પણ બાધ કરી શકતું નથી. ॥

હવે નદીના સરખો સત્તરમો ભાવ કહે છે.

मूलम्–अनेकजन्मसंसिद्धा जन्मप्रभृतिसर्वदा ॥१२॥
संगादिगुणदोषाभ्यां वृद्धिक्षययुता भुवि
निरंतरोद्गमयुता नद्यस्ते परिकीर्तिताः ॥ १३ ॥

અર્થ—પહેલાંના ઘણા જન્મોમાં તપ વિગેરે કરવાથી શુદ્ધ થએલા અને જન્મ થયો ત્યારથી ગુણ–દોષવાળા, સંગથી ભાવમાં વૃદ્ધિ તથા ક્ષયવાળા, હંમેશાં અને ચાલતા પ્રવાહયુક્ત જે ગુણો છે તે ગુણો નદીના જલ જેવા છે.

વિવેચન—ઘણા જન્મોમાં તપ–ધ્યાન વિગેરેથી શુદ્ધ થએલા, પાપ રહિત થએલા. આ જન્મમાં આરંભથી જ સંગના ગુણ દોષથી વૃદ્ધિ તથા ક્ષય થનારા અર્થાત્ સત્સંગ થાય ત્યારે ભાવ વધે અને દુઃસંગ થાય ત્યારે ભાવ ઘટે, અને દેશ–કાલ–કર્મ, વિગેરે શુદ્ધ હોય તો ગુણ વધે અને દુષ્ટ હોય તો ઘટે, એવી રીતે નદી જેમ ચોમાસામાં વધે અને અન્ય ઋતુમાં ઘટી જાય તેવી રીતે આ ગુણો રહેલા છે. આ ગુણો નદી જેમ નિર્મલ અને જલ પાન–સ્નાન વિગેરે સુખકારક છે. તેવી રીતે સુખકારક છે. પરંતુ જ્યારે દુઃસંગથી ક્ષયવાળા ગુણ થાય છે, ત્યારે નદી જેમ થોડા જલવાળી હોવાથી નિર્મલ જલ વગરની થઇ જાય છે તેમ આ દુઃસંગમાં નિર્મલ નહિ હોવાથી ગ્રહણ કરવા લાયક નથી.

હવે સિન્ધુને અનુસરી અઢારમો ભાવ કહે છે.

मूलम्–एतादृशाः स्वतंत्राश्चेत् सिन्धवः परिकीर्तिताः ॥

અર્થ—ઉપર કહેલા તે જો વૃદ્ધિ કે ક્ષય વગરના સ્વતંત્ર ગુણવાળા હોય તો મહા નદી સિન્ધુ જેવા છે

વિવેચન—ઉપર સત્તરમા ભાવમાં કહી ગયા કે સારા અને

દુષ્ટ સંગ પ્રમાણે તેમનો ભાવ વૃદ્ધિ અને ક્ષય પામે છે, એવો વૃદ્ધિ અને ક્ષય પામનારો જેમનો ભાવ ન હોય તે ખરેખર સિન્ધુ નદી એટલે મોટામાં મોટી નદીઓ જેમ વૃદ્ધિ કે ક્ષય વગરની હોય છે, અને નિર્મલ હોઇ અગાધ જળવાળી હોય છે, તેવી રીતે આ ભાવ પણ નિર્મલ અને અગાધ ગુણવાળો હોય છે. તેથી ગ્રહણ કરવા લાયક છે.

**હવે ઉત્તમ ઓગણીસમા ભાવને સમુદ્રસાથે સરખાવે છે**

**मूलम्–पूर्णा भगवदीया ये शेषव्यासाग्निमारुताः ॥ १४ ॥**
**जडनारदमैत्राद्यास्ते समुद्राः प्रकीर्तिताः ॥**

**અર્થ**—શેષ, વ્યાસ, અગ્નિ, વાયુ, જડભરત, નારદજી, અને મૈત્રેયજી, વિગેરે પૂર્ણ ભગવદીયો જે પ્રસિદ્ધ છે, તે સમુદ્ર જેવા છે.

**વિવેચન**—આ શ્લોકની અંદર પહેલા બતાવેલા અઢારમા ભાવ કરતાં ઉત્તમ ભાવવાળાનું નિરૂપણ કરે છે. શ્લોકમાં ભગવદીયોની ગણતરી કરતાં પહેલાં શેષજી કહે છે, કે જે શેષ ભગવાનની શય્યારૂપ થઇ સેવા કરે છે. બીજા વ્યાસજી, શ્રીભગવાનની જ્ઞાનકળાનો અવતાર છે, ભગવાનની લીલાનું વર્ણન કરનાર છે. અગ્નિએ અગ્નિપુરાણ કહેલું છે. આ અગ્નિ શબ્દથી અગ્નિસ્વરૂપ શ્રીમહાપ્રભુજી પણ સમજવા. કે જે સર્વ રૂપમાં શ્રીકૃષ્ણ જ છે. મારુત એમણે વાયુ પુરાણ કહેલું છે અને હનુમાનજી એવો અર્થ કરતાં તેમણે શ્રી રઘુનાથજીના ગુણગાન ગાયા છે. જડભરતે રહુગણને ઉપદેશ આપ્યો છે. નારદજી હમેશાં ભગવાનના ગુણગાનમાં જ તત્પર રહે છે. મૈત્રેય કે જેઓ ભગવદ્ધર્મના વક્તા છે અને તેના ઉદ્ધવજી વિગેરે પણ ભગવદીયમાં ગણાય છે. તેઓનો ભાવ સમુદ્રના જળ જેવો અસંત ગંભીર, ક્ષોભ પામે નહિ એવો, અને રત્નો જેમ સમુદ્રમાં છે તેમ આ-

મની અંદર ભાવ રૂપ રત્ન ઉત્તમ રીતે રહેલું છે. તેથી તેવાઓનો સંગ કરવાથી ઉત્તમ ફળ મળે છે.

**હવે સમુદ્રોના જુદા જુદા ભેદના દાખલા આપી જુદા જુદા ભગવદીયોનું સ્વરૂપ બતવેલા છે.**

मूलम्—लोकवेदगुणैर्मिश्रभावेनैके हरेर्गुणान् ॥१५॥
वर्णयंति समुद्रास्ते क्षाराद्याः षट् प्रकीर्तिताः ॥
गुणातीतया शुद्धान् सच्चिदानंदरूपिणः ॥१६॥
सर्वानेव गुणान् विष्णोर्वर्णयंति विचक्षणाः ॥
तेऽमृतोदाः समाख्यातास्तद्वाक्पानं सुदुर्लभम् ॥ १७ ॥

**અર્થ**—લોક વેદ અને ગુણોએ કરીને મિશ્રભાવથી સર્વ દુઃખોને હણનારએવા ભગવાનના ગુણોનું જે વર્ણન કરે છે. તે ક્ષારસમુદ્ર વિગેરે છ સમુદ્રના જેવા તેમને વર્ણવેલા છે. અને પ્રભુ ત્રણ ગુણોથી અતીત છે, અને શુદ્ધ સચ્ચિદાનંદરૂપ ભગવાનના સ્વરૂપને સમજીને જે ભગવાનના સર્વ ગુણોનું વર્ણન કરે છે. તેઓને અમૃતના જળજેવા કહેલ છે. તેવાનું વાણીરૂપી અમૃતનું પાન કરવું, એ બહુ જ દુર્લભ છે.

**વિવેચન**—આ શ્લોકના વિવેચનમાં શ્રીકલ્યાણરાયજીની ટીકામાં બહુજ ઉત્તમ અભિપ્રાય દર્શાવે છે. કેટલાએક ભગવદીઓ ભગવાનના ગુણોને વાલ્મીક રામાયણમાં જેમ વર્ણન કર્યા છે તેમ વર્ણન લોક મિશ્રભાવથી કરે છે. કેટલાએક વેદમિશ્ર ભગવાનના ગુણોનું વર્ણન કરે છે. દ્રષ્ટાંત તરફ દ્રષ્ટિ કરતાં શિવજીએ રામચંદ્રજીના ગુણો વેદમિશ્ર ભાવથી કહેલા છે. અને કેટલાક સત્વાદિ ગુણમિશ્ર ભગવાનના ગુણોનું

વર્ણન કરે છે. દાખલા તરીકે જુઓ વિષ્ણુપુરાણમાં-મનુસ્મૃતિમાં—વગેરેમાં ભગવાન્‌ને ગુણમિશ્ર ભાવથી વર્ણવ્યા છે. હવે સાત સમુદ્રની સરખાવટ કરે છે. રામકૃષ્ણ મનુષ્ય છે, બળવાળા છે, એવા ભાવથી ગુણગાન કરનારા ખારા સમુદ્રની માફક નકામા છે. ભગવાને વરાહ અવતાર ધારણ કરી પૃથ્વીનો ઉદ્ધાર કર્યો છે, તેથી અનુમાન કરે કે જગતથી ભગવાન્‌ને જુદા માની શરીર ધારણ કરનારા ભગવાન્ છે એવું માની ભગવાન્‌ના ગુણોનું વર્ણન કરનારા દહીના પાણીના સમુદ્ર જેવા નકામા છે. ભગવાન્ કર્ત્તા નથી, તેથી માયાના ગુણો વડે જ સર્વ કરે છે, એવા માયાવાદ પ્રમાણે ગુણોનું વર્ણન કરનારા મદિરાના સમુદ્રની માફક નકામા છે. મદિરાની માફક સ્વરૂપ ભૂલાવનારા છે, ભગવાન્ સર્વના ઇશ્વર છે, સર્વ કરવા સમર્થ છે, એમ જાણી ભગવાન્‌ના ગુણોનું વર્ણન કરનારા ક્ષીરસાગરના જેવા ઉત્તમ છે. ક્ષીર એટલે દુધની માફક શરીરને (ભાવને) પોષણ કરનારા છે. ભગવાન્ પરાક્રમ વાળા છે. ભકતોને પરાક્રમી કરે છે એવું જાણી ગુણગાન કરનારાનો ભાવ ઘીના સમુદ્રની માફક કહેલો છે. વળી ભગવાન્‌ની પાસે લક્ષ્મિજી છે માટે તેમનું ભજન કરવાથી ભોગ ને મોક્ષ મળશે, એવું જાણી ગુણ ગાન કરનારા શેરડીના રસના ( ઇક્ષુ સમુદ્ર ) જેવા છે, ભગવાન્ શરણે ગયેલાને ઉદ્ધાર કરનાર છે, માટે શ્રીકૃષ્ણ પરમાત્મા જ સેવવા જોઇએ એવું જાણી ભગવાન્‌ના ગુણગાન કરનારા શુદ્ધ મીઠા જળના સમુદ્ર જેવો તેમનો ભાવ છે. આ ભાવ સંસારની નિવૃત્તિને કરનારો છે, આ પ્રમાણે સાત સમુદ્રની જોડે સાત પ્રકારના ગુણગાન કરનારાઓની સરખાવટ કરીને હવે પૂર્ણ ભગવદીય જે ઉત્તમોત્તમ કહેવાય છે જેનાથી કોઇ અધિક નથી તેનું વર્ણન કરે છે.

જે ભગવદીયો ભગવાન્‌ને ત્રણ ગુણોથી પણ અતીત જાણે છે અર્થાત્ જેમના ઉપર સત્વાદિ ત્રણ ગુણો જોર કરી શકતા નથી. ભગ-

વાન્ ક્ષર અને અક્ષરબ્રહ્મથી પણ ઉત્તમ પ્રસિદ્ધ શ્રીપુરુષોત્તમ છે. ભગવાનની સર્વ લીલાઓ અલૌકિક છે, ભગવાન્‌નાં નામ રૂપ—અને ધર્મ પણ ગુણાતીત હોઇ સત્‌ચિદાનંદરૂપ છે. ભગવાન્ શુદ્ધ-નિત્ય-પૂર્ણાનંદ, કર્તુ-અન્યથા કર્તું સમર્થ અને સર્વ રીતે શરણ કરવા લાયક તેજ છે, એમ સમજી જે ભગવદીયો પોતાના ઉત્તમ પ્રેમથી ભગવાન્‌નું ગુણગાન કરનારા હોય તે અમૃત સમુદ્રના જેવા છે. આવા ભગ. વદીયનાં વચનામૃત સાંભળવા કયા મનુષ્યનું મન ન તલસે? તેમજ આમનું વંચનામૃત સાંભળતાં જ હૃદયના પાપરોગનું નિવારણ કરે, તેતો સ્વાભાવિકજ છે, સાક્ષાત્ ભગવાન્‌નું દર્શન કરાવવામાં સમર્થ થાય છે.

**આવા ભગવદીયોનું વચન દુર્લભ છે તેમ છતાં અજામિ- લની માફક કોઇક વખત સંભળાય છે એમ કહે છે.**

**मूलम्—तादृशानां क्वचिद्वाक्यं दूतानामिव वर्णितम्**
**अजामिलाकर्णनवद्बिन्दुपानं प्रकीर्त्तितम् ॥ १८ ॥**
**रागाज्ञानादिभावानां सर्वथा नाशनं यदा**
**तदा लेहनमित्युक्तं स्वानन्दोद्गमकारणम् ॥ १९ ॥**

**અર્થ**—ગયા શ્લોકમાં બતાવેલા ઉત્તમ ભગવદીયોનું વચન જેમ વિષ્ણુના દૂતોદ્વારા અજામિલે સાંભળ્યું હતું તેવી રીતે એક જળના બિન્દુનું પાન થાય, એમ કોઇ વખતે સંભળાય છે. જ્યારે રાગ—અને અજ્ઞાન વિગેરે દુષ્ટ ભાવોનો નાશ થાય છે, ત્યારે તેવા ભગવદીયોનું સાંભળેલું વચન સ્વાદિષ્ટ લાગે છે, અને આનંદ કરનારૂ થઇ પડે છે.

**વિવેચન**—ભગવાનને જ્યારે ભગવદીયોદ્વારા ઉદ્ધાર કરવાની ઇચ્છા થઇ હોય ત્યારે જ આવા દુર્લભ ભગવદીયોનું વચનામૃત આ-

પણ કાનમાં પડે. અજામિલના પાપમાં પાર ન હતો, પરંતુ ભગવાનને તેનો ઉદ્ધાર કરવાની ઇચ્છાથી સ્વદૂતોદ્વારા ભગવદ્દજ્ઞાન કરાવ્યું હતું. તેવી જ રીતે કોઇ વખત ભગવદ્દઇચ્છા થતાં જળના બિન્દુની માફક સ્વેચ્છાથી બોલેલું ભગવદીયવચન સાંભળતાં જ સંસારિક પદાર્થોમાંથી આસક્તિ દૂર કરી, આ જન્મ કે ઇતર જન્મમાં પણ ભગવત્પ્રાપ્તિ-રૂપી ફળ આપે છે જ. આ ભગવદીયના વચનથી જ્યારે કામ ક્રોધ વિગેરે વિકારો નાશ પામે ત્યારે તેના વાક્યરૂપી અમૃતનું પાન તે જ વખતે ભગવાન્‌ના ગુણોને ઉત્પન્ન કરે છે. તેથી તેને આ શ્લોકમાં લેહન શબ્દથી સ્વાદવાળું કહેલું છે. માટે જે અજ્ઞાનનિવૃત્તિ થયા પછી જ તેવા ભગવદીયના વચનનો અનુભવ થાય છે, અને પરમાનંદને સિદ્ધ કરી આપે છે, માટે તેને અમૃતના સમુદ્રની જોડે સરખાવટ કરી છે. તે ખરેખર યોગ્ય જ છે. કેમકે તેમનું વચન ભગવાન્‌માં આસક્તિ અને વ્યસન સુધીનો પ્રેમ વધારી આપતાં કૃતાર્થ કરે છે માટેજ ભગવાન્ કહે છે કે " मयि संजायते भक्तिः कोन्योऽर्थोस्यावशिष्यते " મારામાં ભક્તિનું વ્યસન થયા પછી કોઇપણ કર્તવ્ય બાકી રહેતું નથી.

**આ પ્રમાણે ઓગણીશમા ભેદનું નિરૂપણ કરી એક સર્વથી જુદોજ વિશમો ભાગ આ શ્લોકમાં કહે છે.**

**मूलम्–उद्धृतोदकवत् सर्वे पतितोदकवत्तथा**
**उक्तातिरिक्तवाक्यानि फलं चापि तथा ततः ॥ २० ॥**

**અર્થ**—ઉપર ઓગણીશ પ્રકારના ભાવો બતાવ્યા, તેનાથી જે જુદા ભાવ છે તે જલાશયમાંથી પાત્રમાં લીધેલા જળ જેવા અને પૃથ્વીપર પડેલા જળજેવા છે. ફળ પણ તેવું જ છે.

**વિવેચન**—કુવા કે તલાવ વિગેરેમાંથી કોઇ વાસણમાં જુદુ જલ

લીધું હોય, તે જલ જેમ પાત્રની શુદ્ધિ કે અશુદ્ધિ ઉપર આધાર રાખી શુદ્ધિ કે અશુદ્ધિવાળુ થાય છે. તેજ રીતે ઉપર કહેલા ભાવો જે અલ્પ હોય છે, તે ભાવ રાખનારની શુદ્ધિ કે અશુદ્ધિ ઉપર આધાર રાખે છે, અને કોઈ ઠેકાણે ગુણ કે કોઈ ઠેકાણે દોષને ઉત્પન્ન કરે છે.

હવે ગ્રંથનો ઉપસંહાર કરે છે.

मूलम्–इति जीवेन्द्रियगता नाना भावं गता भुवि
रूपतः फलतश्चैव गुणा विष्णोर्निरूपिताः ॥२१॥

**અર્થ**—એવી રીતે રૂપ અને ફળથી જીવ અને ઈંદ્રિઓમાં રહેલા હોવાથી નાના પ્રકારના ભાવવાળા ભગવાન્‌ના ગુણોનું નિરૂપણ કર્યું.

**વિવેચન**—ભગવાન્‌ના ગુણો તો એક સમાન જ છે, એમાં કંઇ વધઘટ છે જ નહિ, પરંતુ પૃથ્વી ઉપર જુદા જુદા પ્રકારના જીવ હોવાથી અને સત્વ વિગેરે ગુણોને અનુસરતા ભાવોને મળીને રહેલા હોવાથી તે પ્રભુના ગુણોમાં ભેદ પડેલો છે, માટે આ વિશ પ્રકારના ભાવવાળા ભગવાન્‌ના ગુણોનું નિરૂપણ કરવું પડયું છે. તેથી આત્મનિવેદન કરેલા પુષ્ટિમાર્ગીય ભક્તોએ સંગ કરવો તે આ જલભેદ નામના ગ્રંથમાં બતાવેલા ભાવો પ્રમાણે પરીક્ષા કરી ઉત્તમ ભાવવાળાનો જ સંગ કરવો, એ જ આ ગ્રંથનો નિષ્કર્ષ છે—આ પ્રમાણે પરીક્ષા કર્યા વગર સંગ કરવામાં આવે તો દુઃસંગ થવાનો પ્રસંગ આવે છે. તેથી પરિક્ષા કરી સત્સંગ કરવો એ જ સતધા ઉચિત છે.

इति श्रीमद्वल्लभाचार्यविरचितो जलभेदः समाप्तः

"नमः श्रीआनन्दकन्दनन्दनन्दनमुकुन्दाय"

# श्रीपञ्चपद्यानि

આ પંચપદ્ય નામનો ગ્રંથ રચવાનું શ્રીમહાપ્રભુજીને શું પ્રયોજન હશે ? જુઓ ભક્તિવર્ધિની શ્લોક પહેલા અને બીજામાં ભક્તિની વૃદ્ધિ માટે સ્નેહરૂપી બીજની દઢતા કરવાની જરૂર લાગતાં શ્રવણ અને કીર્તન કરવાથી બીજભાવ દઢ થશે એમ આજ્ઞા કરી છે. માટે તે કીર્તન અને શ્રવણનું સ્વરૂપ જાણવું જોઈએ એ ચોક્કસ છે. હવે કીર્તન કરનારાનું સ્વરૂપ જલભેદ વિગેરે ગ્રંથોમાં દર્શાવવામાં આવ્યું, પરંતુ શ્રવણ કરનારાનું સ્વરૂપ બતાવવું બાકી હોવાથી આ ગ્રંથની ખાસ જરૂર પડી છે. શ્રીહરિરાયજી સ્વવિચાર જણાવે છે કે જલભેદ વિગેરે ગ્રંથોમાં બતાવેલા કીર્તન કરનારાના વચનદ્વારા તેમના ભાવને ગ્રહણ કરનારા શ્રોતાઓના બે પ્રકાર છે, પુષ્ટિમાર્ગીય અને બીજા મર્યાદામાર્ગીય–આ બેમાં પુષ્ટિમાર્ગીય શ્રોતાઓ મુખ્ય છે, અને મર્યાદા માર્ગના ઉત્તમ–મધ્યમ અને અધમ આ ત્રણ પ્રકારના છે. આ પ્રમાણે ચાર પ્રકારના શ્રોતા (શ્રવણ કરનારાઓનું) નિરૂપણ કરતાં પ્રથમ પુષ્ટિમાર્ગીય શ્રોતાનું નિરૂપણ કરે છે.

**मूलम्–श्रीकृष्णरसविक्षिप्ता मानसा रतिवर्जिताः ॥**
**अनिर्वृता लोकवेदे ते मुख्याः श्रवणोत्सुकाः ॥१॥**

**અર્થ**—શ્રીકૃષ્ણ ભગવાનના રસવડે જેમનું મન+વિ-

---

+ વિક્ષિપ્ત એટલે વિહ્વલ. સાંભળતાં સાંભળતાં હર્ષથી ઉભરાઈ જવું તે.

ક્ષિપ્ત થઇ ગયું છે. અને ભગવાનની સાથે જેમને બોલવું, ક્રીડાકરવી વિગેરે વ્યવહારો થયા નથી; લોક અને વેદમાં જેઓને સ્વસ્થતા થઇ નથી; અને શ્રવણમાં ઉત્સાહ વાળા એવા ભકતો શ્રવણમાં મુખ્ય અધિકારી છે.

વિવેચન—શ્રીમહાપ્રભુજીની આજ્ઞા છે કે સંગ કરવો તે પરીક્ષા કર્યા શીવાય ન કરવો. તો પ્રભુના ગુણનું શ્રવણ કરવું હોય તો તેમાં બોલનાર ( વકતા ) ની ખાસ જરૂર પડે છે. તોતે વકતાની પરીક્ષા જલભેદ વિગેરેમાં બતાવી આપી છે. અને વકતાએ પણ શ્રવણ કરનારની પરીક્ષા કરી શ્રવણ કરાવવું એ જ યોગ્ય છે. માટે શ્રવણ કરનાર મુખ્ય કયા ? તે આ શ્લોકમાં જણાવવામાં આવે છે.

સદાનન્દ–પરમ શોભાયુકત રસિક પુરુષોત્તમના ભજનના આનંદનો રસ એવો છે કે ભકતના હૃદયમાં જતાં પ્રેમથી ઘેલું બનાવી દે છે. આ ભકિતરસથી જે ભકતનું મન હર્ષથી ઉભરાઇ ગયું હોય એવા પુષ્ટિમાર્ગીય શ્રોતાને સ્વાર્થનું ભાન રહેતું નથી. અને ભગવાનના વિરહથી હે કૃષ્ણ ? હે મહાભુજ ? આપ કયાં છો ? એમ બોલવા મંડી પડેલા ભકતોની આકુળ વ્યાકુળતા જોઇ હૃદયસ્થ ભગવાન્ બહાર પ્રકટ થઇ ભકત સાથે ભકતેચ્છા મુજબ આલાપ ( વાતચિત ) અને લીલાઓ કરે છે–ત્યારે ભકતના પૂર્ણ મનોરથ થાય છે. આ અવસ્થા સુધી જેનો અધિકાર હજી આવેલો નહિ હોવાથી જેને ભગવાન્ સાથે આલાપ વિગેરે કંઇ થયું નથી, પરંતુ ભગવાન્માં પૂર્ણ સ્નેહ હોવાથી સર્વ પ્રકારનો ત્યાગ કરી દઇ ભગવાન્ શીવાય બીજી વસ્તુમાં આ ભકતનું ચિત્ત સ્વસ્થ ( સ્થિર ) થતું નથી, તો પછી લૌકિક સાધારણ વિચારોમાં અને વેદના અગાધ અને અશકય કર્મોમાં આનું મન સ્થિર ન જ થાય એ સ્વભાવિક છે, આ બધો

વિચાર કર્યો; પરંતુ શ્રવણ એટલે શું એ જાણવું અવશિષ્ટ (બાકી) છે, તેથી તેની વ્યાખ્યા સાંભળો

**ભગવાનનાજ ગુણગાનથી ભરેલાં અને સાંભળેલાં પદ અને વાકયોનો મોટાઇ અને તેનું તાત્પર્ય મનમાં સ્થિર કરી સાંભળવું, એજ શ્રવણ;**

જોકે પ્રકટ દર્શન નહિ થએલા ભગવાન્ સાથે પૂર્ણ લીલાસ્વાદ થયેલો નહિ હોવાથી વિરહી ભકતને પ્રેમપૂર્ણ હોવાથી, તેમના ગુણોનું શ્રવણ કરવામાં બહુજ પ્રેમવાળા થઇ ગુણગાનથી શ્રવણ કરી, અને ગુણગાન કરીને પણ વિરહની મર્યાદા જાળવે છે. આ પ્રમાણેના સર્વ ઉત્તમ ગુણોવાળા શ્રવણ કરનારા પુષ્ટિમાર્ગીય ભકતો મુખ્ય છે.૧

હવે મર્યાદામાર્ગીય શ્રોતા-સાંભળો; તે ત્રણ પ્રકારના છે. તેમાં મધ્યમ સ્વરૂપ પહેલું કહેવાય છે.

मूलम्-विक्लिन्नमनसो ये तु भगवत्स्मृतिविह्वलाः ॥
अर्थैकनिष्ठास्ते चापि मध्यमाः श्रवणोत्सुकाः ॥२॥

**અર્થ**—ભગવાન્માં સ્નેહવાળું જેઓનું મન છે; અને ભગવાન્ના સ્મરણથી ( લીલાયુકત ભગવાન્નાં દર્શન કરવા સારૂં જેનું મન વ્યાકુલ થાય છે ) આવા ઉત્તમ ગુણવાળો છતાં એની નિષ્ઠા સાધારણ પુરુષાર્થો સિદ્ધ કરવામાં હોય છે, તેથી તે મધ્યમ કહેવાય છે.

**વિવેચન**—એક વાત ધ્યાનમાં રાખવી કે મર્યાદામાર્ગીય ભકતને શ્રવણ વિગેરેમાં સાધનની અપેક્ષા છે; પુષ્ટિમાર્ગીયને નથી. પુષ્ટિમાર્ગીયની શ્રવણ વિગેરે ક્રિયા કેવળ પુરુષોત્તમના સ્નેહમાં રહેલી છે. બીજા કશાની અપેક્ષા રાખતી નથી, ત્યારે મર્યાદામાર્ગીયની કોઇ કામનામાં કે પછી મોક્ષાદિક પુરુષાર્થમાં હોય છે, તે પણ સાધ-

નના જોર પ્રમાણે ફળે છે. જો કે મર્યાદાભક્તને પણ ભગવત્ ચરિત્ર રસનું શ્રવણ પ્રેમવાળું લાગે છે; હર્ષ પ્રગટ થાય છે; લીલાયુક્ત પ્રભુનાં દર્શન કરવા ઇચ્છા કરે છે; આવા ઉત્તમ ગુણોયુક્ત હોય તો તે ઉત્તમ મર્યાદામાર્ગીય જ કહેવાય, પરંતુ તેની સાથે મોક્ષાદિક વિગેરે ફળ મેળવવા સારૂં બુદ્ધિ દોડે છે, તેથી મધ્યમ મર્યાદા માર્ગીયની પંક્તિમાં આવે છે. તેને વાસ્તે જુઓ ભાગવતના પાત્રનો વિચાર કરીએ. પરિક્ષત્ રાજાના વૈરાગ્યનો પાર ન હતો, પરંતુ મારે મોક્ષ મેળવવો છે, એવી ફળની આકાંક્ષાથી અને સર્પ કરડશે અને હું મરી જઈશ માટે સાત દિવસમાં શ્રવણ કરી લઉં. આવા કારણસર શ્રવણમાં પ્રેમ થએલ હોવાથી વિદુર, ઉદ્ધવજી કરતાં ઉતરતા દરજામાં મધ્યમ કહેવાય છે. પુષ્ટિમાર્ગીયને ભગવદ્દર્શન અને તેમની સાથે લીલાસ્વાદ ભજનાનન્દ શીવાય મોક્ષની પણ ઇચ્છા નથી. પરીક્ષિતની માફક ચરિત્ર સાંભળવા અમુક પવિત્ર સ્થાન જ જોઇએ, એવો તેને નિયમ પણ નથી. સાક્ષાત્ તીર્થને પણ પવિત્ર કરનાર પુષ્ટિમાર્ગીય ભક્ત છે; તેને તીર્થની શી અપેક્ષા ?

માટે ઉત્તમ અધિકારી થવામાં પ્રથમ શ્લોકના કહેલા વિચારમાં [1]અવગાહન કરવું. નહિ તો "મર્યાદામાર્ગીયમાં ગંગાજીના તટપર શ્રી ભાગવતમાં તત્પર થવું." આ મહાપ્રભુનું વચન આચરવું. ॥ ૨ ॥

**હવે મર્યાદામાર્ગીય અધમ અધિકારી સાંભળો.**

**मूलम्–निःसंदिग्धं कृष्णतत्त्वं सर्वभावेन यो विदुः ॥**
**ते त्वावेशात्तु विकला निरोधाद्वा न चान्यथा ॥३॥**
**पूर्णभावेन पूर्णार्थाः कदाचिन्न तु सर्वदा ॥**
**अन्यसक्तास्तु ये केचिदधमाः परिकीर्तिताः ॥४॥**

---

૧ વિચારો પાળવા.

**અર્થ:—સંદેહ વગર શ્રીકૃષ્ણના તત્વને સર્વરૂપ ભગવાન્ છે, એવા ભાવવડે સમજે, અને કોઇ વખતે નિરોધથી પૂર્ણ ભાવવાળા થઇ વિકલ થઇ જાય—પછી મનમાં કંઇ નહિ; આવી રીતે અપૂર્ણ ભાવવાળા; પૂર્ણ ભાવથી પૂર્ણ અર્થવાળા કોઇ વખત થઈ જાય છે. હમેશાં પૂર્ણ ભાવવાળા હોતા નથી, અને કેટલાક બીજામાં આસકિતવાળા હોય તે તો અધમાધિકારી છે.**

**વિવેચન**—પુષ્ટિમાર્ગીય ભક્ત સર્વ શિરોમણિ છે. એ વાતનું વિસ્મરણ ન થવું જોઇએ. મર્યાદામાર્ગીય અધમપંક્તિના શ્રોતાનું નિરૂપણ આ બે શ્લોકમાં છે આ શ્રોતા સંદેહ વગર શ્રીકૃષ્ણ પરમાત્માને દીનબન્ધુ-પરમ કૃપાલુ, છગુણ્યુક્ત આનંદાકારથી સાકાર, વ્યાપક વિગેરે ધર્મોયુક્ત સ્વરૂપવાળા જાણે છે. સર્વ ઠેકાણે ભગવત્ સ્વરૂપ છે એવું જ્ઞાનનું ભાન થાય છે; વિગેરે સર્વ ઉત્તમ કારણોથી યુક્ત હોય છે, પરંતુ કોઇ સમયમાં ભાવવાળા ને કોઇ સમયમાં ન્યુન ભાવવાળા હોય છે, હમેશાં પુષ્ટિમાર્ગીય ભક્તની માફક એક સરખા સ્નેહરસવાળા હોતા નથી. મર્યાદામાર્ગીય આ અધમ પંક્તિના શ્રોતાને જો ભાવના વખતે કે કંઇ ભગવાનના ઉત્તમ ગુણો સાંભળતાં નિરોધ (સ્નેહ રસમાં જોડાવવું) થઇ જાય છે, પરંતુ તેમને હંમેશાં તે સ્નેહ રહેતો નથી, એ જ સ્નેહનું સાધારણપણું દર્શાવી આપે છે. પુષ્ટિમાર્ગીય ભક્તનો ભાવ જેમ શ્રીગંગાનો પ્રવાહ સમુદ્રમાં અવિચ્છિન્ન રીતે વહ્યા કરે છે, તેવી રીતે સ્નેહરસ એક સરખો અવિચ્છિન્ન ભગવાન્માં રહ્યા કરે, એ જ તેની ઉત્તમતા છે. જુઓ ગોપીજનોનો ભાવ. તેમને ભગવાન્ શીવાય કંઇ બીજી સ્ફુર્તિ હતી જ નહિ. માટે મર્યાદામાર્ગીય કરતાં પુષ્ટિમાર્ગીય ભક્ત વિલક્ષણ છે. એવું સહ જ સમજાય છે.

મર્યાદામાર્ગીય જ્ઞાનને જ મુખ્ય પદ આપે છે–તેથી જ્ઞાનના આવેશ આગળ ભક્તિનો આવેશ રહેતો નથી. પુષ્ટિમાર્ગીય એક એવો નિયમ છે કે *જ્ઞાન એ સ્નેહ રસીક અને વિરહથી વિકલ ભકતને બાધક છે, સદા સર્વદા એક ધારા રસાવેશવાળાને સ્વરૂપના જ્ઞાનનો ઉદય થવો અયોગ્ય છે. તેથી જ ગોપીજનો પણ હૃદયમાં બીરાજતા પ્રભુને પણ ખોળવા મંડી પડયાં હતાં વળી શ્લોકમાં કહે છે કે અન્યાસકત હોય છે. એટલે ઘર વિગેરેમાં આસક્તિવાળા અને ભોળા ભકતોને સંભળાવી આજીવિકા કરવા ગુણોનું શ્રવણ કરનારા શ્રોતાઓને મર્યાદામાં અધમ પંકિતમાં કહેલા છે તે યોગ્ય છે. ॥ ૪ ॥

मूलम्—अनन्यमनसो मर्त्या उत्तमाः श्रवणादिषु ॥
देशकालद्रव्यकर्तृमंत्रकर्मप्रकारतः ॥ ५ ॥

**અર્થ**—દેશ, કાલ, દ્રવ્ય, કર્મ, કર્તા, અને મંત્ર વિગેરે પ્રકારોથી શ્રવણ વિગેરે ભકિત કરવામાં એકાગ્ર ચિત્તવાળાઓ ઉત્તમ ગણાય છે.

**વિવેચન**—બહારની જ્ઞાન દશામાં પણ જેને ભગવાન્ શીવાય બીજો કોઇ ભાવ નથી એવા મનવાળા શ્રોતાઓ ઉત્તમ છે.

જેને હૃદયમાં જ્ઞાનદષ્ટિ છે તેને તો દેશ, કાલ, દ્રવ્ય વિગેરે સર્વ ભગવદ્રૂપ જ ભાસે છે, તે તો ઉત્તમ ભગવદ્ભકત જ છે. પરંતુ બહારની પણ દશામાં જેને દેશ, કાલ, વિગેરેમાં ભગવાન્ શીવાય બીજો ભાવ નથી. આ પ્રમાણે અંતઃકરણમાં દેશકાલ, વિગેરેમાં શાસ્ત્રોથી ભગવદ્બુદ્ધિ થઇ છે. એવો શ્રવણ કર્તા મર્યાદામાં ઉત્તમ ગણાય છે.

" इति श्रीमदाचार्यविरचितानि पंचपद्यानि समाप्तिमगमन् "

---

*"ज्ञानं गुणाश्च तस्यैवं वर्तमानस्य बाधकाः" (सं०नि०)

नमः श्रीकृष्णाय.

# श्रीसंन्यासनिर्णय.

न हि संन्यासः संन्यासः सम्यङ्न्यासस्तु स स्मृतः ।
येन न्यासेन न्यस्तानां विनियोगो भवेत् प्रभोः ॥

शास्त्री. चो. ह.



અન્તઃકરણ પ્રબોધ નામના ગ્રંથનો ઉપક્રમ વાંચો! તેનાથી સ્પષ્ટ માલૂમ પડશે કે શ્રીમહાપ્રભુજીને શ્રીપુરુષોત્તમે ત્રણ આજ્ઞાઓ કરી હતી. આ ત્રણ આજ્ઞાઓમાં પહેલી બે દેહ અને દેશ ત્યાગ કરવા રૂપી આજ્ઞા શ્રીમહાપ્રભુજીથી પાળી શકાઇ ન હતી. ત્યારે પોતે પશ્ચાત્તાપ કરવા લાગ્યા. તેમાં ત્રીજી સંન્યાસ ગ્રહણ કરવાની આજ્ઞા થઇ.

મનમાં વિચાર કરવા લાગ્યા કે પ્રભુની પહેલી બે આજ્ઞાઓનું પાલન મારાથી ન થઇ શક્યું * તેથી ભગવાન્ અપ્રસન્ન તો નહિ થયા હોય? ના. જો અપ્રસન્ન તો થયા હોય તો ત્રીજી આજ્ઞા કરે નહિ. માટે અપ્રસન્ન તો થયા નથી. પરંતુ પહેલી બે આજ્ઞાનું પાલન ન થઇ શક્યું, એ પશ્ચાત્તાપનો ત્યાગ ક્યારે થાય કે આ ત્રીજી આજ્ઞાનું પાલન થાય ત્યારે જ. આ ત્રીજી આજ્ઞા સંન્યાસ ગ્રહણ કરવાની છે.

---

* એક રીતે વિચાર કરતાં શ્રીમહાપ્રભુજીએ બન્ને આજ્ઞાનું પાલન પણ કર્યું છે. ૧ પહેલી આજ્ઞા દેશ ત્યાગ કરવાની છે. દેશ એટલે દાન કરવું તે દાનનો ત્યાગ કરવો એવો આજ્ઞાનો અર્થ છે. ભાગવતની સૂક્ષ્મ ટીકા રૂપી જે આપણને દાન કરતા હતા તેનો ત્યાગ કર્યો એટલે એ આજ્ઞાનું પાલન થઇ ચુક્યું.

માટે સંન્યાસનો જ વિચાર શ્રીમહાપ્રભુજી આરંભે છે. કેમકે સંન્યાસના બહુ પ્રકાર છે. તેમાં આ કલિયુગમાં કેવો સંન્યાસ ગ્રહણ કરવો જોઇએ? કયો સંન્યાસ ફલ આપનારો છે? એવું જ્યાં સુધી પોતાના ભક્તો સમજ્યા ન હોય ત્યાં સુધી તેઓને અવળા ત્યાગ ઉપર ચઢી જવાનો સંભવ રહે છે. અને પશ્ચાત્તાપ પણ થાય કે આ સંન્યાસ ન લીધો હોત તો સારૂં. માટે જ્ઞાનમાર્ગના અને ભક્તિમાર્ગના સંન્યાસનું કેવું સ્વરૂપ છે? તે સમજાવવા સારૂં આ ગ્રંથ રચી શ્રીમહાપ્રભુજીએ પરમ કૃપા કરી છે.

વળી આ દુનિયામાં જોશો તો માલૂમ પડશે કે કોઇ ત્રિદંડ ઝાલી સંન્યાસી બની ભગવાં પહેરે છે. પરંતુ પુરતુ જ્ઞાન અને જોઇએ તેવાં સાધન તેઓની પાસે નહિ હોવાથી છેવટે પશ્ચાત્તાપમાં પડે છે. આવાં દુઃખ દૈવી સૃષ્ટિને ન આવે એવા વિચારથી શ્રીમહાપ્રભુજી સંન્યાસ નિર્ણય ગ્રંથ સરૂ કરે છે.

मूलम्—पश्चात्तापनिवृत्यर्थं परित्यागो विचार्यते
स मार्गद्वितये प्रोक्तो भक्तौ ज्ञाने विशेषतः ॥१॥
कर्ममार्गे न कर्तव्यः सुतरां कलिकालतः ।
अत आदौ भक्तिमार्गे कर्तव्यत्वाद् विचारणा ॥२॥

અર્થ—( કલિયુગમાં ન બની શકે એવા સંન્યાસને

---

* ૨. હવે બીજી આજ્ઞાનો વિચાર કરીએ. દેહ એટલે વૃદ્ધિ થવી. આ વૃદ્ધિનો ત્યાગ કરવો એવી આજ્ઞાનો ભાવાર્થ છે. જુઓ ત્યારે શ્રીમહાપ્રભુજીના ગ્રંથ લખનારા માધવભટ્ટકાસ્મીરી હતા ખરા! હા. તેમનાથી ગ્રંથની વૃદ્ધિ થતી હતી તે વૃદ્ધિ બંધ થઇ એટલે આ આજ્ઞાનું પાલન થઇ ચુક્યું છે. ( આ બન્ને અર્થ યૌગિક છે. )

ભૂલથી ગ્રહણ કરી અને ) પાછળથી પશ્ચાત્તાપ કરવો પડે છે, તેવી ભૂલ ન થાય એટલા સારૂં સંન્યાસનો વિચાર કરાય છે. આ સંન્યાસ વિશેષ કરીને ભક્તિ અને જ્ઞાન આ બે માર્ગમાં રહેલો છે ॥૧॥ આ કલિયુગ હોવાથી કર્મમાર્ગમાં સંન્યાસ લેવો યોગ્ય નથી. અને ભક્તિમાર્ગમાં આ સંન્યાસ લેવાની વિશેષ જરૂર હોવાથી ભક્તિમાર્ગના સંન્યાસનો વિચાર કરાય છે.

**વિવેચન**—ગ્રંથના ઉપક્રમમાં બતાવ્યા મુજબ ન ગ્રહણ કરવા લાયક સંન્યાસ ગ્રહણ કરી દે તો પાછળથી પસ્તાવવું પડે છે. આવો પશ્ચાત્તાપ ભક્તિમાર્ગીયને ન થાય, એટલા સારૂં આ સંન્યાસના વિચારો સ્પષ્ટ બતાવાય છે- **સંન્યાસ એટલે શું ? અહંતા મમતાત્મક સર્વ વસ્તુઓનો ત્યાગ કરવો તે.**

**સંન્યાસ બે માર્ગમાં રહેલો છે.**—જ્ઞાનમાર્ગમાં અને ભક્તિમાર્ગમાં, ભક્તિમાર્ગનો વિચાર કરીએ. **ભક્તિમાર્ગમાં**—તો જેને ભક્તિ ઉત્પન્ન થઇ હોય અને ભક્તિની મોટાઇ જાણવા સારૂં શ્રવણ વિગેરેમાં જે ભક્ત જોડાય છે, તે ભક્તની આરંભદશા ગણાય છે. આ આરંભદશામાં સંન્યાસ એટલે ત્યાગ લેવાનો છે. અને શ્રવણ કરતાં કરતાં આસક્તિ થાય, આસક્તિ પછી વ્યસન સુધીની સિદ્ધ દશા થાય. તે અવસ્થામાં તો ગોપિકાઓની માફક સર્વ ત્યાગ કરી પ્રભુ રૂપ થઈ જાય છે. એટલે સિદ્ધદશામાં પણ સંન્યાસ છે જ. એમ સ્પષ્ટ થયું.

**હવે જ્ઞાન માર્ગના સંન્યાસનો વિચાર કરીએ**—આ જ્ઞાન માર્ગમાં તો જ્યારે બહુ જ વૈરાગ્ય થાય, અને પૂર્ણ જ્ઞાન પ્રાપ્ત થાય અને કંઇ જાણવાની ઇચ્છા થાય ત્યારે જ સંન્યાસનો અધિકારી થાય

છે. માટે જ એક ભગવાનનું વચન યાદ રાખવું કે. (પૂર્ણ વૈરાગ્યવાળો જ્ઞાનનો અધિકારી છે. અને આ સંસારની કામનાવાળો હોય તે કર્મનો અધિકારી છે, અને જેને પૂર્ણ વૈરાગ્ય નથી અને સંસારમાં આસક્તિ પણ નથી, એવો ભક્તિમાર્ગનો અધિકારી છે.) કર્મમાર્ગના અધિકારીને સંન્યાસ કરવાનો નથી. કેમકે કર્મમાં આસક્તિ હોય તેને સંન્યાસ ન જ હોય? એટલું જ નહિ પણ કલિયુગમાં તો કર્મમાર્ગમાં સંન્યાસ લેવાનો નિષેધ જ કર્યો છે. શ્રી કલ્યાણરાયજી કહે છે કે—કર્મમાર્ગી અગ્નિહોત્રાદિ કર્મ કરે ત્યારે તેને સંન્યાસ લેવાનો વખત જ કયાં રહે છે! જો કે વશિષ્ટ જેવા બ્રહ્મજ્ઞાની પણ કર્મ કરતા અને સંન્યાસ ધર્મ પાળતા. પરંતુ હાલ એવી રીતે કર્મમાર્ગમાં સંન્યાસ લેવાનો શાસ્ત્રમાં વિચાર જ નથી. સંન્યાસ થયો ત્યારે દ્રવ્ય વિગેરે કયાંથી લાવે!

આ પ્રમાણે કર્મમાર્ગમાં વૈરાગ્યવિગેરેનો અભાવ હોવાથી તેમાં સંન્યાસનો નિષેધ છે. તેથી ભક્તિમાર્ગ અને જ્ઞાનમાર્ગ આ બે માર્ગનાજ સંન્યાસનોજ વિચાર કરવાનો રહ્યો.

*** જ્ઞાનમાર્ગીય સંન્યાસ લેનારાને આ નિયમો પાલવાના છે.**

**(નારદ પરિવ્રાજકોપનિષદ) (ઉપદેશ ૭).**

સંન્યાસીના નિયમ કેવા પ્રકારના છે એવું નારદે પુછવાથી બ્રહ્મા કહેવા લાગ્યા જે વર્ષામાં એક સ્થલે રહે, આઠમાસ એકલો ફરે, એક જ સ્થાને ન રહે, પોતાને જતા રોકે તેના માને, નદી ના તરે, ઝાડે ન ચઢે, દેવના ઉત્સવનાં દર્શન ન કરે, હંમેશાં એક જ સ્થલે ના ખાય, દેવાર્ચન ન કરે, પોતાની જાત શીવાય બીજું સર્વ ત્યજી મધુકર (ભમરાના જેવી) વૃત્તિથી આહાર લઇ, શરીરે શુષ્ક

* આજકાલ ભગવાં વસ્ત્ર પહેરી કેટલાક સંન્યાસી ભક્તિમાર્ગીયોને સતાવે છે. તે સંન્યાસીને આ ધર્મોનું સ્મરણ કરાવવું.

થઇ, ખાઈ પી ખેદ ના વધારવો, ધીને રૂધિરવત્ તજવું. એક ઠેકાણે અન્ન ખાવું એ માંસ બરોબર જાણવું. ચંદનનું લેપન એ અશુદ્ધના લેપન બરોબર જાણવું, ખારા ખાટા સ્વાદિષ્ટ પદાર્થોને અન્ત્યજવત્ દૂરથી તજવા, વસ્ત્રને ઉચ્છિષ્ટ ( એંઠા ) વાસણ જેવું જાણે; શરીરે તેલ ચોળવું એ સ્ત્રી સંગ બરોબર છે. સ્પૃહાને ગોમાંસ બરોબર જાણે, જાણીતા પીછાણવાળા દેશને ચણ્ડાલની વાડી બરોબર છે; સ્ત્રી તો સર્પવત્ જાણે; સુવર્ણને ઝેર બરોબર જાણે; સભા સ્થલને સ્મશાન ભૂમી બરોબર જાણે, રાજધાની કુંભીપાક નરક બરોબર જાણવી જોઇએ, પ્રપંચવૃત્તિ તજવી, સ્વદેશ તજવો, જાણીતો દેશ તજવો. વિસ્મૃત પદાર્થને પુનઃ મળવાથી જેમ આનંદ થયો હોય તેમ પોતાના આત્માના આનંદનું સ્મરણ કરવું, શરીરનું અભિમાન તજવું, દેશનું વિસ્મરણ કરવું. સ્વશરીર શબ હોય તેમ તેને તજવા લાયક જાણવું, કેદમાંથી નિકળેલા ચોરની માફક પુત્રાદિક સગાંનું સ્થલ તજવું, અને દૂર જઇ રહેવું, સર્વે કર્મમાંથી મુક્ત થવું, કામ; ક્રોધ; લોભ; મોહ, મદ; માત્સર્યાદિક; ને તો બાલી મુકવાં, ત્રિગુણાતીત થવું, છ પ્રકારની ઉર્મી, છ પ્રકારના ભાવ વિકારથી શૂન્ય રહેવું. સાચું બોલવું, પવિત્ર, અદ્રોહી, ગામમાં એક રાત્રી, નગરમાં પાંચ રાત્રી, ક્ષેત્રમાં પાંચ રાત્રી; તીર્થમાં પાંચ રાત્રી રહેવું પણ એકજ સ્થળે સ્થાન ના જમાવવું.

શાસ્ત્રમાં—સંન્યાસના ચાર ભેદ છે. કુટીચક, બહૂદક, હંસ, અને પરમહંસ, આ ચારે જાતના સંન્યાસને આઠ ગ્રાસથી વધારે અન્ન લેવા અધિકાર નથી એવું ભિક્ષુકોપનિષદ્‌માં કહ્યું છે. કુટિચકને ઊર્ધ્વતિલક કરવાનું છે. બહૂદકને ત્રિપુણ્ડ અને ઊર્ધ્વપુણ્ડ કરવાનું છે, ત્રિપુણ્ડ હંસનામના ભેદવાળાને કરવાનું છે અને પરમ હંસને તો કેવળ ભસ્મ જ ચોળવાની છે.

ઉપર પ્રમાણે જ્ઞાનમાર્ગીય સંન્યાસ છે તે કલિમાં થવો અશક્ય છે. અને ભુલથી લેવામાં આવે તો પાછળથી પસ્તાવું પડે છે, પ્રભુની સાન્નિધ્ય જવામાં આ સન્યાસ બાધકરૂપ છે, એવું જ્ઞાનમાર્ગીય સંન્યાસનું સ્વરૂપ જાણવાથી સમજાઇ જાય છે.

ભક્તિમાર્ગીય સંન્યાસ કેવી રીતે ગ્રહણ કરવાનો છે? આ પ્રશ્નનું ઉત્તર આપવા સારૂં શ્રી મહાપ્રભુજી પોતે ભક્તિમાર્ગના પ્રકટ કર્તા હોવાથી, અને વિચારમાં પણ પહેલો ભક્તિમાર્ગ કહેલો હોવાથી પહેલાં ભક્તિના સન્યાસનો વિચાર આરંભે છે.

**मूलम्—श्रवणादिप्रवृत्यर्थं कर्तव्यत्वेन नेष्यते**
**सहायसंगसाध्यत्वात् साधनानां च रक्षणात् ॥ ३ ॥**

**અર્થ**—શ્રવણ વિગેરે નવ પ્રકારની ભક્તિની સિદ્ધિ કરવાના વિચારથી સંન્યાસ લેવો એ યોગ્ય નથી. કેમકે શ્રવણ વિગેરે ભક્તિ વક્તા વિગેરેના સહાયથી અને કેટલાક સંગથી બની શકે એવી છે, અને તે ભક્તિ સારૂં સાધનોની પણ જરૂર પડે છે, તેથી શ્રવણ વિગેરે બની શકે નહિ, માટે શ્રવણ વાસ્તે સંન્યાસ લેવાની જરૂર નથી.

**વિવેચન**—જ્ઞાનમાર્ગનો સંન્યાસ અને ભક્તિમાર્ગનો સંન્યાસ, આ બે સંન્યાસમાં જ્ઞાનમાર્ગનો સંન્યાસ કરવો અને પાળવો એ બહુ જ મુસ્કેલ છે, આચરી શકાતોજ નથી.

જ્યારે જ્ઞાનમાર્ગીય સંન્યાસગ્રહણ કરે ત્યારે એકલા, નિસ્પૃહ—કોઇના પણ સંગ વગર વૈરાગ્ય યુક્ત મૂઢની માફક ફરવું. એવો શાસ્ત્રનો નિયમ છે. જ્ઞાન અને વૈરાગ્ય જો ન હોય તો સંન્યાસ સ્થિર થતો નથી. છેવટે દુઃખી થાય છે.

હવે ભક્તિમાર્ગની આરંભદશામાં તો શ્રવણ, કીર્તન, સ્મરણ પાદસેવન, અર્ચન, વંદન, દાસ્ય; સખ્ય, અને આત્મનિવેદન. આ નવ પ્રકારની ભક્તિ કરવી પડે છે. આ પ્રમાણે ગુણગાન અને શ્રવણાદિકમાં પોતાના સરખા ભાવવાળા વક્તાની જરૂર પડે છે, વક્તા હોય ત્યારેજ શ્રવણ થઇ શકે, ત્યાર વિના શ્રવણ વિગેરે થાય નહિ. આ પ્રમાણે શ્રવણ વિગેરે કરવા વક્તાનો સંગ કરવો પડે છે, અને સંન્યાસીને તો સંગ વગર ફરવાનુંજ કહ્યું છે. તેથી સંન્યાસમાં શ્રવણાદિક બની શકતું નથી. વળી સંન્યાસમાં કોઇપણ સાધન રાખ્યા શીવાય ફરવાનું કહ્યું છે. શ્રવણ વિગેરેમાં શ્રવણ કરેલી કથામૃતને સ્થિર કરવા પુસ્તક પણ પાસે રાખવું પડે છે. અને સેવાનાં સાધનો તો રાખવાંજ પડે છે. જો સંન્યાસના નિયમ પ્રમાણે એકલા ફરવામાં આવે તો સેવા શ્રવણ વિગેરે કંઇ ન બને એ તો સ્વભાવિક છે. પરંતુ એકલા જ હોવાથી ભક્તિમાર્ગથી વિરૂદ્ધ જાતનું શ્રવણ કરવાનો પ્રસંગ આવે છે. જેમકે માયાવાદીઓ બ્રહ્મવાદમાંજ બુદ્ધિ ફેરવી નાંખે, અને ભક્તિ માર્ગના શ્રવણ વિગેરે આરંભદશામાંજ ખલેલ પહોંચાડે.

આ પ્રમાણે જૂદા જૂદા માર્ગવાળાના મતથી બુદ્ધિ ભ્રમિત થાય છે તેથી જો સંન્યાસ લેવામાં આવે તો ભક્તિમાર્ગનું શ્રવણ સિદ્ધ થતું નથી. વળી સંન્યાસમાં પ્રણવજપ કરવો, એવો નિયમ હોવાથી તેમાં જ બધો વખત જાય છે. તેથી ભક્તિમાર્ગીય શ્રવણ, કીર્તન વિગેરે કરવાનો વખત મળતો નથી. માટે શ્રવણાદિક સારૂં. સન્યાસ ગ્રહણ કરવો યોગ્ય નથી, એમ શ્રી મહાપ્રભુજીનો ખાસ મત છે. ॥ ૩ ॥

ત્રિદંડી સન્યાસીને ચોમાસાના ચાર માસમાં એક સ્થળમાં રહેવાનું છે. તેથી સંન્યાસીથી પણ શ્રવણાદિક થઇ શકે એમ છે. છતાં તમે એમ કેમ કહો છો કે શ્રવણાદિકને સારૂં સંન્યાસ લેવો નહિ ?

આ શંકાનું સમાધાન કરે છે.

મૂલમ્—अभिमानान्नियोगाच्च तद्धर्मैश्च विरोधतः ॥
गृहादेर्बाधकत्वेन साधनार्थं तथा यदि ॥ ४ ॥
अग्रेपि तादृशैरेव संगो भवति नान्यथा ॥
स्वयं च विषयाक्रान्तः पाखंडी स्यात्तु कालतः ॥ ५ ॥

**અર્થ**—અભિમાન થાય છે અને શ્રવણાદિક હંમેશાં એક સ્થળમાં બેશી કરવાનું હોવાથી શ્રવણ વિગેરેને અને સંન્યાસના ધર્મોને પરસ્પર વિરોધ છે. વળી ભગવદ્ભક્તિ કરવામાં ગૃહ વિગેરે બાધ કરનારાં છે, એવું સમજી સાધન કરવા સારૂ ત્યાગ કરવામાં આવે તો ત્યાગ કર્યો પછી તેવા અસન્માર્ગીયો સાથે સંગ થાય છે, અને વખત બારીક હોવાથી પોતે પણ પાખંડી બને છે.

**વિવેચન**—સંન્યાસીને કેવી રીતે વર્તવું તેના સામાન્ય ધર્મો પહેલા શ્લોકમાં કહ્યા છે. તેમાં અણધાર્યો સાત જ ઘેર ભીક્ષા માગી લાવેલા અન્નને પણ ધોઇને ખાવું પડે છે, એટલી બધી નિરપેક્ષતા રાખવી એવો નિયમ છે.

આ સંન્યાસીઓ એક જ સ્થળમાં રહે તો તેઓને કોઇ સાથે વાદ કરવાનો અને કોઇ સાથે સામા સામી ઉત્તર પ્રત્યુત્તર કરવાનો સમય આવે, અને ઇન્દ્રિયો ક્ષોભ પામે. આમ ઇન્દ્રિયો નિયમમાં રહેતી નથી. ત્યારે "આત્મામાંજ આનંદ માનવો" એવી ભગવાનની આજ્ઞાનું ઉલ્લંઘન કરે છે. આમ થતાં ઉત્તમ આશ્રમમાં છું. એવું અભિમાન થાય છે, માટે સંન્યાસના ધર્મથી શ્રવણાદિક ધર્મો બહુ જ જુદી જાતના છે.

હમેશાં ભગવાનનું શ્રવણ-કીર્તન કરવું એવો નિયમ પાળવા

સારૂ એક ઠેકાણે રહેવું પડે છે. તેથી સંન્યાસના ધર્મથી વિરોધ આવે છે. ભગવાને કહ્યું છે કે—एकश्चरेन्महीमेतां निःसंगः संयतेन्द्रियः॥ आत्मक्रीड आत्मरत आत्मवान् समदर्शनः ॥ "સંન્યાસ ધર્મ પાળનારા એ સંગ વગર, ઇન્દ્રિયો નિયમમાં રાખી, પોતાના આત્મામાં જ ક્રીડા કરે—આત્મામાં જ પ્રીતિ રાખવી, ધૈર્યવાળો થઇ સર્વમાં સમાન દૃષ્ટિ રાખે, આ પ્રમાણે કાઇનો પણ સંગ કરવાનો નહિ કહેલો હોવાથી સંન્યાસવાળાથી શ્રવણાદિક કંઇ પણ બનતાં નથી. માટે પરસ્પર વિરોધ આવે છે.

શંકા—ભક્તિ કરવા સારૂં અમારે ગૃહનો ત્યાગ કરવો છે. ગૃહમાં રહેવાથી વિષયાસક્તિ થાય છે, તેથી અમારે ગૃહ ત્યાગ કરવામાં શો બાધ છે ?

સમાધાન—વ્યસન સુધીના અધિકાર શીવાય ગૃહ ત્યાગ કરવામાં આવશે તો સાધારણ માણસોનો સંગ થશે. કેમકે શ્રવણ વિગેરે ભક્તિ કરવા સારૂં સંગ કરવાની તમોને ફરજ પડશે—અને અધિકાર નહિ હોવાથી તમોને જલભેદમાં બતાવવામાં આવેલા સાધારણ ભાવવાળા વક્તાનો સંગ થશે. એટલે તમારો ભાવ પણ સામા વક્તાના ભાવ કરતાં પણ ઓછો થઇ જશે, ત્યારે વધેતો શાનો ? આ પ્રમાણે જ્યારે સારો પૂર્ણ ભગવદીયોનો સંગ ન મળે ત્યારે છેવટે દુઃસંગથી વિષયમાં બુદ્ધિ પરોવાશે અને અન્યમતના વિચારો મગજમાં ભરાઇજતાં પાંખડી થવાનો પ્રસંગ આવશે, માટે ભક્તિ વિગેરે ઘરમાંજ રહી કરવી, કેમકે સેવા વિગેરેનાં સાધનો ઘરમાં રહ્યા શીવાય મળી શકતાં નથી. માટે સેવામાં દૃઢ આગ્રહરાખી રહેવું, કે જેથી પરમાત્મા સર્વ પ્રકારનાં સેવામાં આડાં આવતાં વિઘ્નોનો નાશ કરશે. ॥ ૫ ॥

કલિયુગમાં ભગવાનના શ્રવણ અને કીર્તન એવાં છે કે સર્વ દોષોને નિવૃત કરનારાં છે, તેથી ગૃહત્યાગ કર્યા પછી

શ્રવણ અને કીર્તન કરીશું તો અમોને શો બાધ છે? આ શંકાનું સમાધાન કરે છે.

मूलम्—विषयाक्रान्तदेहानां नावेशः सर्वथा हरेः ।
अतोऽत्र साधने भक्तौ नैव त्यागः सुखावहः ॥६॥

અર્થ—જેઓનો દેહ વિષયોથી વીંટાઇ ગયો છે, તેવા વિષય વાળાને શ્રીહરિનો આવેશ કદાપિ થતો નથી, તેથી આ કલિયુગમાં શ્રવણ વિગેરે સાધનો કરવા સારૂં ત્યાગ કરવો એ કદાપિ સુખને આપતો નથી.

વિવેચન—વિચાર કરો કે ભક્તિની આરંભદશામાં ભક્તનો ભાવ એટલો બધો સ્થિર નથી હોતો કે તેને વિષયો બાધ ન કરી શકે? જોકે વ્યસન સુધીની અવસ્થા વાળા ભક્તને તો કોઇપણ કાલ કે કર્મ બાધ કરવા સમર્થ નથી. પરંતુ આરંભદશામાં, જો દુઃસંગ થાય તો વિષયવાળા થાય છે. અને શ્રવણ કીર્તન, પણ છૂટી જાય છે. તેમ ભગવાનમાં ચિત્તપણ રહેતું નથી માટે આરંભદશામાં શ્રવણ કીર્તન વિગેરે કરવા સારૂં ગૃહત્યાગ ન કરતાં ઘરમાં રહી સત્સંગ કરવા સારૂં જલભેદમાં બતાવ્યા પ્રમાણે કોઇ સારા વકતાનો આશ્રય કરી સેવામાંજ તત્પર રહેવું. તનુજા વિત્તજા સેવા સાથે શ્રવણાદિક પણ ચાલુ રાખવાં. આ પ્રમાણેનું સર્વ ઘરમાં રહે ત્યારેજ બને છે. અને તેનાથીજ ભગવાનમાં આસક્તિ અને વ્યસન સુધીની અવસ્થા પ્રાપ્ત થાય છે. માટે જ્યાં સુધી શ્રવણ અને કીર્તન વિગેરેથી સાધન અવસ્થામાં રહેવું હોય ત્યાં સુધી ઘરનો ત્યાગ કરવો નહિ. એવી શ્રી મહાપ્રભુજીની આજ્ઞા છે. તેમ છતાં ઘર ત્યાગ કરવામાં આવશે તો સુખી નહિ થાય. ॥ ૬ ॥

શંકા—આ પ્રમાણે જ્યારે સાધન દશામાં ઘરનો ત્યાગ ન કરવો એમ કહ્યું તો ક્યારે ત્યાગ કરવો? આ શંકાનું સમાધાન નીચેના શ્લોકથી કરે છે.

मूलम्—विरहानुभवार्थं तु परित्यागः प्रशस्यते ॥
स्वीयबंधनिवृत्त्यर्थं वेषः सोऽत्र न चान्यथा ॥७॥

અર્થઃ—ભગવાનના વિરહનો અનુભવ કરવા સારૂં ત્યાગ કરવો હોયતો, તે ત્યાગ ઘણા દરજે સારો છે, આ ત્યાગ કરવામાં જે કષાય (ભગવાં) લૂગડાં વિગેરે જે વેષ રાખવો પડે છે, તે પોતાના સંબંધીઓ પુનઃ સંસારમાં આશક્તિ ન કરાવે તેટલા સારૂં જ તે વેષ ધારણ કરવાનો છે. આ શીવાય બીજું પ્રયોજન નથી.

વિવેચન—ભગવાનના વિરહનો અનુભવ કરવા સારૂ ત્યાગ કરવો એ ઘણે દરજે સારૂ છે, વિરહના અનુભવમાં નીચે પ્રમાણે ત્રણ કારણો જડી આવે છે.

૧—વિરહનો અનુભવ કરવો, ૨-વિરહ થયો હોય તે સમયનો અનુભવ કરવો. ૩-અને વિરહ થયા પછી ગોપીજનોની માફક અનુભવ કરવો.

૧—આ ત્રણમાં પહેલાનો વિચાર કરીએ. અગ્નિમાંથી જેમ તણખા જુદા પડે છે, તેવી રીતે ભગવાન્‌માંથી જીવો જુદા પડયા છે ત્યારથી આરંભી ભગવાનનો વિરહ આ જીવોને છે. પરંતુ જ્યારે સેવા કરતાં કરતાં ભગવાન્‌માં આસક્તિ થાય છે, ત્યારે જીવને ભાન આવે છે કે મને ભગવાનનો વિરહ છે, આ વિરહનું ભાન થયું કે તેનો અનુભવ કરવા ઘરનો ત્યાગ કરવો, એ ઉત્તમ છે.

૨—"વિરહના સમયનો અનુભવ કરવો." એનો વિચાર આરંભાય છે. ભગવાને પુષ્ટિસૃષ્ટિ પોતાના અંગમાંથી સેવાસારૂ પ્રકટ કરી છે. હવે મર્યાદાના ભાગવાળા પુષ્ટિ જીવોને કોઇ વખત અહંકારાદ વિગેરે

થાય તો તેને સારૂ શાપ વિગેરેથી ભગવાન્ પોતાનો વિયોગ કરાવે છે. ત્યારે તેનો અહંકાર ઉતરી જાય છે. જ્યારે ભગવાન્‌ને એમ ઇચ્છા થાય કે અમુક જીવને મારો વિયોગ મટાડવો છે. ત્યારે ભગવાન્ યોગ માયા વડે તેને વિરહ ઉત્પન્ન કરીને પોતાના સ્વરૂપદર્શનનું અન્તર્ધાન કરે છે. ત્યારે આ ભક્ત વિહ્વલ થઇ જાય છે અને શ્રીકૃષ્ણને અર્થે તલસે છે. આવી અવસ્થામાં ભીતર અને બહાર વ્યાપીને રહેવા ભગવાન્‌ને પ્રકટ થઇ સાક્ષાત્કાર કરાવે છે.

આવી વિરહાવસ્થા સારૂ ઘરનો ત્યાગ કરવો એ યોગ્ય છે.

૩—હવે વિરહ પછી અનુભવ થાય છે, તે તો ગોપિકાઓને થયો હતો. દાખલા તરીકે "એક નિર્ધન માણસ હોય તેને ધન મળ્યું હોય અને તે પાછું જતું રહે, ત્યારે તેનું ચિત્ત જેમ ધનચિંત્તામાં જ વળગેલું રહે, તેવી રીતે હે ગોપિકાઓ! તમોને દર્શન આપી જે હું અન્તર્ધ્યાન થઇ ગયો તેનું કારણ એ જ કે તમારૂં ચિત્ત મારામાં જ દૃઢ થાય અને વિરહના અનુભવથી તમારાં પ્રારબ્ધકર્મ નાશ પામે, હે ગોપીજનો! તમે મારે માટે લોક-વેદ અને સગાંવહાલાંનો પણ ત્યાગ કર્યો છે. તેથી હું પરોક્ષ રીતે તમારૂં ભજન કરવા સારૂ અન્તર્ધાન થયો હતો." આમ ભગવાન્ કહે છે.

આવી રીતે જેમ ભગવાન્‌ના વિરહનો અનુભવ કરવા સારૂ ગોપીજનોએ સ્વજન, ઘર, વિગેરેનો ત્યાગ કર્યો હતો તેવી રીતે ભગવાન્‌ના વિરહનો અનુભવ કરવા સારૂ ઘરનો ત્યાગ કરવો યોગ્ય છે.

શંકા—આ પ્રમાણે ભક્તિમાર્ગનો ત્યાગ સમજાયો, પરંતુ જ્ઞાનમાર્ગના સંન્યાસીની માફક ભગવાં લૂગડાં વિગેરે વેષ ધારણ કરવાનું કહ્યું નહિ, એનું કારણ શું?

સમાધાન—એક રીતે વિચાર કરતાં ભક્તિમાર્ગના ભક્તને ભગવાં લૂગડાં, દંડ ધારણ વિગેરે વેશ રાખવાની જરૂરજ નથી. કેમકે

આ ભક્તને જ્યારે ભગવાનનો વિરહ થાય છે ત્યારે ઘર વિગેરેમાંથી આસક્તિ છોડી ભગવાનમાં જ આસક્તિ રાખે છે. તેથી તેને કોઇ ઉપર આસક્તિ થતી જ નથી એવી રીતે ભક્તિવર્ધિનિમાં કહ્યું છે.

તેમ છતાં પણ સ્ત્રી, પુત્ર, કે કોઇ સંબંધી પોતાના ભાવને નાશ કરવા તૈયાર થાય. અને પુનઃ સંસારમાં આસક્ત કરે, વિગેરે અનેક હરકતો કરે ત્યારેજ કંઇ એવો વેષ ધારણ કરવો પડે. અને કોઇ હરકત કરનાર ન હોય તો વેષ ધારણ કરવાની જરૂર નથી. ॥ ૭ ॥

હવે આ નીચેના શ્લોકમાં પુષ્ટિમાર્ગીય ત્યાગ અને મર્યાદામાર્ગીય ત્યાગ કોણે કોણે કર્યો છે તે જણાવે છે.

मूलम्—कौंडिन्यो गोपिकाः प्रोक्ता गुरवः साधनं च तत्॥
भावो भावनया सिद्धः साधनं नान्यदिष्यते ॥८॥

અર્થ—કૌંડિન્ય ઋષી અને શ્રીગોપીજનો, આ બન્ને અનુક્રમે મર્યાદામાર્ગના અને પુષ્ટિમાર્ગના ત્યાગ સંબંધી ગુરુઓ છે. તેમ તેમણે જે સાધન કરેલાં છે તે જ સાધન ગ્રહણ કરવાં અર્થાત્ ભાવના વડે જ ભાવ સિદ્ધ થાય છે તેજ ભાવરૂપી સાધન ગ્રહણ કરવું, બીજું સાધન ગ્રહણ કરવું નહિ

વિવેચન—ગયા શ્લોકોમાં જે ત્યાગ કરવાનો કહ્યો છે, તેવો ત્યાગ કરનારા કૌંડિન્ય ઋષિ અને ગોપીજનો આ ત્યાગના અધિપતિ છે એવું વર્ણન કરે છે. કૌંડિન્યનું આખ્યાન એવું છે કે કૌંડિન્યે અનંતજીનો દોરો લીધો હતો. તે દોરો અગ્નિમાં પડવાથી બળી ગયો. એટલે તેમને દરિદ્રતા થઇ અને ધન, દ્રવ્ય, વગરના થયા. આવી અવસ્થામાં વૈરાગ્યવાળા થઇને તે અનન્તજીનાં દર્શન કરવા તેમને ખોળવા

સારૂં ઘરનો ત્યાગ કરી બહાર નીકળી પડયા. તે પોતે ખાતા નથી, પીતા નથી, અને તેમનું ધ્યાન કરીને તેમનો જપ કરવા લાગ્યા, અને તેમનો વિરહ થતાં વડ, આંબા, પશુ, હરિણ વગેરેને પૂછવા લાગ્યા કે તમે અનન્તજી જોયા છે? બધાં પાસેથી "અમે જોયા નથી" એવો જવાબ મળતાં પોતે આકુળ વ્યાકુળ થઇ ગયા, નિસાસો નાંખી પૃથ્વી ઉપર પડયા. અને હે અનન્ત! હે અનન્ત! એમ વિરહના ઉચ્ચાર કરવા લાગ્યા. ત્યારે ભગવાન પોતે વૃદ્ધબ્રાહ્મણનું રૂપ લઇ આવીને કહેવા લાગ્યા કે ચાલો બતાવું. આમ હાથ ઝાલી તેમને પાતાલમાં લઇ ગયા અને પોતાના આત્માનું દર્શન કરાવ્યું, ત્યારે અનન્તજીની સ્તુતિ કરવા લાગ્યા. અને ભગવાને પ્રસન્ન થઇને તેમને વરદાન આપ્યાં.

આ દૃષ્ટાન્ત ઉપરથી સાર લેવાનો કે આ કૌંડિન્યે ઘર વિગેરેનો ત્યાગ કર્યો તેમાં તેમને ભગવાં લુગડાં કે દંડ વિગેરે કંઇપણ ધારણ કરવું પડયું ન હતું. તેમ વિરહદશામાં ભગવાનનું ધ્યાન કરવાથી સાક્ષાતકાર થયો હતો. તેમ આ ત્યાગ કરવામાં તેમને કોઇ પ્રકારની વિધિ પણ કરવી પડી ન હતી.

વળી જુઓ શુદ્ધપુષ્ટિમાર્ગીય સંન્યાય ગોપિજનોનો હતો. આ શુદ્ધ સંન્યાસનું ખરેખરૂં માન તે ગોપિજનોને જ ઘટે છે, ભગવાનમાં આસક્તિ થતાં જ તેઓએ ઘર-ધન-દ્રવ્ય-પૂત્ર-પતિ વિગેરે સર્વનો ત્યાગ કરી દીધો હતો. ભગવાન્ શીવાય લૌકિકમાં તેમને ભાન પણ ન હતું. આવી ત્યાગ અવસ્થાવાળા ગોપીજનો સાથે રાસ ક્રીડા પણ કરી. અને રાસમાં ગોપીજનોને મદ થયેલો જોઇને પોતે અન્તર્ધાન થઇ ગયા, પછી ગોપીજનોને વિરહનો પાર ન રહ્યો ત્યારે પોતે પ્રકટ થયા, અને ગોપીજનોને કહેવા લાગ્યા કે, જેમ ધન વગરનાને ધન મળે, અને તે

ધન નાશ પામે, ત્યારે તેનું ચિત્ત જેમ ધનની ચિન્તામાં જ વળગેલું રહે છે. તેવી રીતે મારે માટે લોક, વેદ, અને સંબંધીઓનો ત્યાગ કરી આવેલાં હે ગોપીજનો! તમારી ચિત્તવૃત્તિ મારામાં જ રહે તેટલા સારૂ હું અન્તર્ધાન થયો હતો, તમે મને બહુજ પ્રિય છો.

આવી રીતે ગોપીજનોનો ત્યાગ ભગવાને વખાણ્યો છે. આ ત્યાગમાં તેમણે ભગવાંવસ્ત્ર કે કંઇપણ વેષ રાખ્યો ન હતો, તેમ છતાં તેમને અસાધારણ ઉત્તમોત્તમ પૂર્ણાનન્દ રસયુક્ત ફલ મળ્યું હતું.

આ પ્રમાણે કૌંડિન્ય ઋષિ મર્યાદામાર્ગનો ત્યાગ કરવામાં અધિપતિ છે. અને શ્રીગોપીજનો શુદ્ધપુષ્ટિમાર્ગીય ત્યાગના ગુરુ છે, ગુરુ કહેવાનો અભિપ્રાય કંઇ ગોપીજનો શ્રીરસિક ગોકુલેશની માફક બ્રહ્મસંબંધ મંત્રનો ઉપદેશ આપનાર નથી. પરંતુ તેમણે કરેલો વિરહભાવ, ભગવાનમાં પૂર્ણભાવ, અને તેમણે વિરહમાં કરેલાં આચરણ, અને આ સર્વ સિદ્ધ થવા સારૂ શુદ્ધપુષ્ટિમાર્ગીય કરેલો ત્યાગ આ ત્યાગનું પ્રથમ માન તે ગોપીજનોને જ ઘટે છે, તેથી તે ગુરુ છે. માટે તેમના જેવાં આચરણ-વિરહ-અને તેમના જેવો ત્યાગ કરી રસિક શ્રીકૃષ્ણના રસાસ્વાદને મેળવવા પુષ્ટિમાર્ગીય ભક્તનાં મન જે હજી પણ તલસે છે, એજ ગોપીજનોનું ગુરુપણું બતાવી આપે છે, કૌંડિન્ય મર્યાદામાં રહેલા હોવાથી તેમનો વિરહભાવ અને અનંતજીને ખોળવા સારૂ કરેલો ત્યાગ એ કંઇક પુષ્ટિત્યાગને સમાન લાગે છે, તેથી તેમને તે મર્યાદાના ત્યાગના ગુરૂ આલેખ્યા છે.

**વિરહ દશામાં જે ગોપીજનોને અને કૌંડન્યને વિકલપણું (પ્રભુઘેલછા) અને બુદ્ધિની અસ્થિરતા થઇ હતી, તે ઉત્તમફલને આપનારૂં છે. માટે તે પ્રાકૃત નથી એમ નીચેના શ્લોકથી કહેછે.**

मूलम्–विकलत्वं तथाऽस्वास्थ्यं प्रकृतिः प्राकृतं न हि ॥
ज्ञानं गुणाश्च तस्यैवं वर्तमानस्य बाधकाः ॥९॥

અર્થ—જ્યારે પ્રભુનો વિરહ થાય છે ત્યારે ઘેલા-પણું અને બુદ્ધિની અસ્થિરતા થઈ જાય છે, એ વિરહનો સ્વભાવ જ છે. માટે એ શરીરના વિકારથી ઘેલા થઈ જાય છે એમ ન માનવું. આવા વિરહવાળા ભક્તને ભગવાન તો સર્વ ઠેકાણે રહ્યા છે, એવું જ્ઞાન થવું તે અને ભગવાનના ગુણો બાધ કરનાર છે.

વિવેચન—ગોપીજનોને જ્યારે ભગવાનનો વિરહ થયો ત્યારે તે જેમ ઘેલાં બની ગયાં હોય એમ તેઓ વૃક્ષને અને પશુ-જેવા અજ્ઞાન-અવાચક વસ્તુઓને પણ ભગવાનની ભાળ પૂછવા સારૂ મંડી પડયાં હતાં. આ ઘેલાપણું તે વિરહનો સ્વભાવ છે. અને પરમ ફલ રૂપ છે, આ ઘેલાપણું રસિક શ્રીકૃષ્ણના પૂર્ણાનન્દ રસના સ્વાદને ચખાડનારૂં છે. તો પછી તેને સાધારણ સામાન્ય ઘેલચ્છાપણું કેમ કહી શકાય? આ વિરહઘેલચ્છાની અવસ્થા જ્ઞાનીઅવસ્થા કરતાં શતધા શ્રેષ્ટ પદ ધરાવે છે.

આવા વિરહવાળા ભક્તને એવું ભાન ન થવું જોઇએ. કે ભગવાનતો સર્વમાં રહેલા છે. તો મારે ખોળવા શા સારૂ પડે? કેમકે આવું ભાન થાય તો તેને વિરહથી થએલી ભગવાન્ મેળવવાની તીવ્રતા કમી થઇ જાય છે.

શુદ્ધાદ્વૈતનો તો સિદ્ધાન્ત એવો છે કે સર્વ જગત્માં ભગવાન્ વ્યાપી જ રહેલા છે. પરંતુ લાકડામાં રહેલો અગ્નિ જેમ ખપમાં નથી આવતો, પણ અગ્નિસાથે જોડી દીધેલા લાકડાના અગ્નિથી પાક

વિગેરે સર્વ કાર્ય સિદ્ધ થાય છે. તેવી રીતે સર્વમાં વ્યાપ્ત થઇ રહેલા પ્રભુ જ્યારે આધિદૈવિક વ્યુહરહિત પુષ્ટિસ્વરૂપાવસ્થામાં રસપ્રચુર,, ગોપીજનના હૃદયમાં રહેલા દ્વિભૂજ પ્રભુ પ્રકટ થાય, ત્યારે જ સુખ-કારી થઇ પડે છે. માટે સર્વમાં વ્યાપક થઇ પ્રભુ રહેલા છે, એવું ભાન આ વિરહી ભક્તને ન થવું જોઇએ એ હવે સ્પષ્ટ થયું.

વળી ભગવાનના ગુણોનું સ્મરણ આ ભગવાનના વિરહવાળા ભક્તને થતું નથી. વિરહથી પ્રભુના સ્મરણ શીવાય બીજી સ્મરણ શક્તિ તો રહેતી નથી. ગુણગાનથી વિરહની શાન્તિ થઇ જાય છે. જ્યારે ભગવાન્ મથુરાજી ગયા ત્યારે ગોપીજનોએ ભગવાનના ગુણગાનથી વિરહશોક ત્યાગ કર્યો હતો. માટે ગુણોનું સ્મરણ કરવાથી વિરહા-વસ્થા શાન્તિ પામતાં જે શ્રીકૃષ્ણને પ્રાકટય કરવાની તીવ્ર લાલસા થઇ હોય તે શાન્ત પામે છે, અને ઉત્તમ લીલાસ્વાદમાં હાની થાય છે, માટે આ ફલરૂપ વિરહમાં ઉપર કહેલા બે પ્રકારના ભાન થાય તે બાધરૂપ છે. ॥ ૯ ॥

જ્ઞાન માર્ગમાં ફલની પ્રાપ્તિમાં વિલંબ થાય છે. અને ન્યૂન ફલ મળે છે. વળી ભકિતમાર્ગમાં તો તુરત ફલ પ્રાપ્ત થાય છે. અને ઉત્તમોત્તમ ફલ મળે છે. તેનું કારણ શું ? એનો જવાબ નીચેના શ્લોકથી આપે છે—

मूलम्—सत्यलोके स्थितिर्ज्ञानात् संन्यासेन विशेषितात् ॥
भावना साधनं यत्र फलं चापि तथा भवेत् ॥ १० ॥
,,—तादृशाःसत्यलोकादौ तिष्ठंत्येव न संशयः ॥
बहिश्चेत्प्रकट स्वात्मा वह्निवत्प्रविशेद्यदि ॥ ११ ॥
तदैव सकलो बन्धो नाशमेति न चान्यथा ॥

**અર્થ**-મર્યાદામાર્ગના સંન્યાસથી જે જ્ઞાન વધ્યું હોય તેનાથી તો સત્ય લોક સુધી જ જવાય છે, તેમાં જ સ્થિતિ થાય છે, અને જેમને ભાવના રૂપી ઉત્તમ સાધન છે તેમને ફલ પણ ઉત્તમ જ મળે છે. ॥ ૧૦ ॥ જ્ઞાનમાર્ગના સંન્યાસીઓ સત્યલોકમાં રહે છે એ નિશ્ચય છે, અને ભક્તિમાર્ગમાં તો જેમ કાષ્ટમાં અગ્નિ રહેલો છે, તે જ્યારે મથન કરે ત્યારે બહાર પ્રકટ થઇને કાષ્ટને પણ અગ્નિરૂપ કરી દે, તેવી રીતે સર્વ ઠેકાણે વ્યાપીને રહેલા ભગવાન્ બહાર પ્રકટ થઈને પાછા ભીતર પ્રવેશ કરે, ॥ ૧૧ ॥ ત્યારે જ સર્વ બંધનાશ થઈ જાય, ત્યાર શીવાય બંધનાશ થતો નથી.

**વિવેચન**—જ્ઞાનમાર્ગીય સંન્યાસ લેનારની ગતિ તો બ્રહ્મલોક સુધી છે. ભક્તિમાર્ગીયની ગતિ શ્રીપુરૂષોત્તમ રૂપી ઉત્તમ ફલને આપનારી છે. મર્યાદામાર્ગના ફલ સંબંધમાં કહે છે કે—

**वेदान्तविज्ञानसुनिश्चितार्थाः संन्यासयोगाद्यतयः शुद्धसत्वाः ॥**
**ते ब्रह्मलोके तु परांतकाले परामृतात् परिमुच्यन्ति सर्वे ॥**

**અર્થ**—"વેદાન્તના ઉત્તમ જ્ઞાનથી જેઓએ અર્થનો નિશ્ચય કરેલો છે. અને સંન્યાસ યોગથી શુદ્ધ અન્તઃકરણવાળા થએલા જ્ઞાની સંન્યાસીઓ બ્રહ્મલોકમાં જાય છે. અને જ્યારે બ્રહ્માજીનો મોક્ષ થાય છે. ત્યારે આ સંન્યાસીનો આત્યંતિક મોક્ષ થાય છે" આ પ્રમાણે તૈત્તરીય શ્રુતિમાં જ્ઞાનવાળાની સત્ય લોક સુધીગતિ કહેલી છે. અને જ્ઞાન તે મનની સ્થિરતા શીવાય રહી શકતું નથી. માટે જ્ઞાનમાર્ગમાં મનની સ્થિરતાની ખાસ જરૂર છે. ભક્તિ માર્ગમાં વિરહાવસ્થા ભૂષણરૂપ હોવાથી વિરહમાં જ્ઞાન પણ ઢંકાઇ જાય છે. અને મનની

અસ્થિરતા થઇ જાય છે, અને પૂર્ણ વિરહરસ પ્રકટ થાય છે, ત્યારે ફલરૂપ રસાત્મકપૂર્ણ પુરૂષોત્તમ પ્રકટ થાય છે, માટે ભક્તિમાર્ગમાં જ્ઞાન માર્ગ કરતાં ફલ ઉત્તમ છે. ભક્તિમાર્ગમાં ભાવ રૂપી સાધન જ ઉત્તમ છે તો તેનું ફલ પણ ઉત્તમ જ હોય એમાં શી નવાઇ?

આવી રીતે સત્યલોક સુધીજ જ્ઞાની સ્થિતિ કરે છે. અને જ્ઞાન મેળવવામાં જેવું સાધન હોય તેવું જ ફલ મળે છે, માટે આ જ્ઞાન માર્ગમાં ફલ મેળવામાં વિલંબ થાય છે. અને જ્ઞાનીને જ્ઞાનાભિમાન હોવાથી સત્યલોક સુધી જ તેની સ્થિતિ થાય છે.

ભક્તિમાર્ગમાં કોઇ સાધનની જરૂર નથી, ભાવ એજ સાધન છે. આધકાધિક તીવ્ર ભાવ થતાં પ્રભુ પ્રાપ્તિમાં કંઇ પણ વિલંબ થતોજ નથી. આ વિષય સમજાય તેટલા સારૂ શ્લોકમાં એક દૃષ્ટાન્ત આપ્યું છે કે—જેમ લાકડામાં અગ્નિ જોડાઇને છુપો રહેલો છે, એમ જાણીએ છીએ તેથી કંઇ રંધાતું નથી કે કંઇ ઉપયોગ થતો નથી. પરંતુ જ્યારે તેજ લાકડાને સામા સામી મંથન કરીએ ત્યારે ( અરણીના ) લાકડાનો અગ્નિ બહાર પ્રકટ થઇને પાછો લાકડામાં જોડાય છે ( પેસે છે ) ત્યારે લાકડાને અગ્નિરૂપ બનાવી દે છે. તેવી રીતે પરમાત્મા પુરુષોત્તમ સર્વ ઠેકાણે વ્યાપીને રહ્યા છે, એવું સમજીને બેશી રહેવાથી કંઇ શ્રીપુરુષોત્તમની પ્રાપ્તિરૂપી કાર્ય સિદ્ધ થતું નથી. પરંતુ ઉપર કહેવા મુજબ ભગવાનની વિરહભાવનાથી પરમાત્માને મળવાની ઇચ્છા બહુજ પ્રકટ થઇ જાય, ગોપીજનોની માફક વિકલ બની જાય, ત્યારે અને, શ્રી કૃષ્ણ ! એ પ્રમાણે ઉચ્ચાર કરી બોળવા મંડી પડે છે. આ પ્રમાણે લાકડાને મથન કરીએ તેમ આ તીવ્ર વિરહરૂપી મથનથી જ્યારે અન્તઃકરણમાં રહેલા પરમાત્મા બહાર પ્રકટ થઇને પાછા દેહ, ઇન્દ્રિય, મન, બુદ્ધિ વિગેરેમાં અને જ્ઞાનમાં જ્ઞાનરૂપે પ્રવેશ કરી દે છે, ત્યારે અલૌકિક આનંદ રૂપ દેહની પ્રાપ્તિ આ ભક્તને થાય છે.

પૂર્ણ પુરૂષોત્તમ સાથે યથેચ્છ લીલાસ્વાદ તે ભોગવે છે રસિક શ્રી કૃષ્ણના ઉત્તમોત્તમ રસનો અનુભવ કરે છે, માટે ભક્તિમાર્ગીય આ ઉત્તમ ફલ જ્ઞાનીના લય રૂપ સાધારણ ફલની જોડે સરખાવવું, એ અયોગ્ય છે. તેથી વિરહના તીવ્રભાવથી સિદ્ધ થએલું ફલ હંમેશાં ઉત્તમ છે એ સિદ્ધાન્ત ભૂલાવો ન જોઇએ. ॥ ૧૦-૧૧.

### ભગવાનના ગુણો-વિરહી ભક્તને જીવન રાખવામાં સાધનરૂપ થાય છે, એમ કહે છે.

**मूलम्–गुणास्तु संगराहित्याज्जीवनार्थं भवन्ति हि ॥ १२ ॥**

**અર્થ**—પ્રભુનો સંગ થવામાં વિલંબ થયેલો હોય એવા વિરહી અવસ્થાવાળાઓને ભગવાન્ સિવાય જીવન રહી શકતું નથી. તે જીવન ટકાવી રાખવા સારૂ ભગવાનના ગુણો ઉપયોગી થઈ પડે છે.

**વિવેચન**—શ્રીમહાપ્રભુજીએ કહેલા સેવાના પ્રકાર પ્રમાણે સેવા કરતાં કરતાં પ્રેમ વધી પ્રભુમાં આસક્તિ થાય છે. આસક્તિ પછી પ્રભુપ્રેમનો પાર ન રહેવાથી પ્રભુમાં વ્યસન થાય છે. આ પ્રમાણે જ્યારે ભક્તને પ્રભુનું વ્યસન લાગે છે; ત્યારે ભક્તને પ્રભુ સાથે રમણ કરવાની અને પ્રભુનાં પ્રકટ દર્શન કરવાની ઇચ્છા પ્રકટે છે, ત્યારે પ્રભુના પૂર્ણ વિરહવાળી અવસ્થામાં તેને નિરાંત રહેતી નથી. પ્રભુને ભોગવવા ઘેલો બની જાય છે. વિરહના તાપથી જીવન પણ ટકાવવા અસમર્થ થાય છે. આવી અવસ્થામાં હોય તેમ છતાં પણ પ્રભુનો સંબંધ થવામાં વાર લાગે તો જીવન પણ જતુ રહેવા સંભવ થાય છે, તેથી આ જીવન ટકી રહે તેટલા સારૂ ભગવાનના સાંભરી આવતા ગુણોને પુનઃબોલી જીવન ધારણ કરી રાખે છે. કેમકે ષડ્ગુણસંપન્ન સાક્ષાત્ પૂર્ણ પુરૂષોત્તમના ગુણો શ્રીપુરૂષોત્તમની માફક રસ

વાળા જ છે, માટે જ તે અલૌકિક રસવાળા લાગતા ભગવાનના ગુણો વિરહથી તપી ગયેલા ભક્તને જીવન ધારણ કરવામાં ઉપયોગી થાય છે. ભાગવતમાં ગોપીજનો પણ એવું જ કહે છે કે "तव कथामृतं तप्तजीवनं" હે ભગવાન્ ! તમારી કથા (ગુણગાન) રૂપી અમૃતનું પાન તમારા વિરહથી તપી ગયેલા ભકતોને જીવન ધારણ કરવામાં સહાયવાળું થાય છે. જેમ તમારામાં ઐશ્વર્ય, વીર્ય, યશ, શ્રી, જ્ઞાન, વૈરાગ્ય. છએવા ગુણો રહ્યા છે અને પરમાનન્દ ફલને આપો છો. તેવી રીતે તમારૂં ગુણગાન છ ગુણો વાળું છે અને પરમાનન્દ ફલ આપે છે.

આ પ્રમાણે ગોપીજનોનાં વચનથી જ સિદ્ધ થાય છે કે ભગવાનના ગુણો વિરહથી તપી ગએલા ભકતને જીવન ધારણ કરવામાં સહાયવાળા થાય છે. માટે જ્ઞાન કરતાં ભગવદ્‌ગુણગાન જ આ વિરહાવસ્થાવાળાને વિશેષ ઉપયોગી છે. ॥ ૧૨ ॥

શંકા-ભગવાન્ સર્વ રીતે સર્વ કરવા સમર્થ છે ત્યારે ભગવાન્ પોતાના ભકતને આ વિરહમાંથી શાન્ત કેમ નથી કરતા ? એનું સમાધાન કરે છે.

मूलम्–भगवान् फलरूपत्वान्नात्र बाधक ईष्यते ॥
स्वास्थ्यवाक्यं न कर्तव्यं दयालुर्न विरुध्यते ॥ १३ ॥

અર્થઃ—ભગવાન્ ફલ છે. તેથી તેમનાં દર્શન થાય તેવા ભકિતમાર્ગમાં બાધરૂપ વર્તતા કથી, તીવ્ર વિરહ થાય ત્યારે જ ભગવાન્ દર્શન આપે છે તો ભગવાન્ આ વિરહદશા શાન્ત કરી સ્વસ્થ કરે તો ભક્તને ઉત્તમ ફલ પ્રાપ્ત થતું અટકે, માટે દયાળુ ભગવાન્ ભકતને સ્વસ્થતા કરી ઉત્તમ ફલમાં વિરુદ્ધ થતા નથી.

વિવેચન—આ શ્લોકનું રહસ્ય ગૂઢ છે. શ્રીગોકુલનાથજી આ

શ્લોકનું રહસ્ય જણાવતાં કહે છે કે, " રસિક શ્રીકૃષ્ણ આ માર્ગના ફલરૂપ છે, આ ફલ મેળવવામાં પૂર્ણ ભાવની જરૂર હોય છે, આ ભાવ એવો હોય છે કે તે જ્યારે બહુ વધે છે ત્યારે પ્રભુનો વિરહ ઉત્પન્ન કરે છે, અને તેથી વિરહક્લેશ થાય છે, અને ક્લેશ થતાં ભગવાન્ પ્રકટ દર્શન આપે છે " ત્યારે જો આવા વિરહક્લેશને જ શાન્ત કરી દે તો પછી તેને પ્રભુ મેળવવાની આર્તિ (ઇચ્છા) ઉડી જાય તો પ્રભુપ્રાપ્તિરૂપી ઉત્તમ ફલ મળતું નથી. તેથીજ દયાળુ પરમાત્મા વિરહથી ઘેલા બની ગયેલા ભક્તના વિરહક્લેશને દૂર કરતા નથી. દૂર કરે તો તેની ઇચ્છા પ્રકટ થઇને શાન્ત થઇ જાય તો પોતે જ તેના ફલમાં આડા આવ્યા કહેવાય ! માટે આ વિરહક્લેશ તે ભક્તને ભૂષણ છે. જે દૂષણરૂપ હોય તે તો ભગવાન્ નિવારણ કરવા સમર્થ છે. માટે ભક્તના આગ્રહ ઉપર આધાર રાખી તેના ફલમાં વિઘ્ન કરતા નથી.

નારદજી પૂર્વજન્મમાં દાસીના પુત્ર હતા, તે વખતે તેમની મા ગુજરી ગયા પછી ભગવાનને મેળવવા યત્ન કર્યો ત્યારે નારદજીને એક વખત દર્શન આપી અન્તર્ધાન થઇ ગયા. તેથી નારદજી ફરીથી ખોળવાસારૂ વળગ્યા. ત્યારે આકાશવાણીથી કહ્યું કે " આ જન્મમાં હું મળનાર નથી. બીજા જન્મમાં તમે મારા પાર્ષદ થશો. " આ પ્રમાણે નારદજી દાસીપુત્ર હોવાથી તેમનું અન્તઃકરણ શુદ્ધ ન હતું, તેથી આ જન્મમાં તેમને ઉત્તમ ફળ આપવાની ઇચ્છા ન હોવાથી ભગવાને તેના વિરહમાં વચનથી શાન્તિ કરી. "

આ ઉપરથી સમજવાનું કે જેને ફલ આપવા ઇચ્છા ન હોય તેના વિરહમાં વિક્ષેપ કરે છે. પરંતુ ગોપીજનોની માફક જેને ફલ આપવા ઇચ્છા હોય છે તો તેના પ્રારબ્ધકર્મ પુણ્ય અને પાપનો ક્ષય થવા સારૂ તેના વિરહતાપમાં વૃદ્ધિ કરે છે. ગોપીજનોને પણ ભગવાને કહ્યું

હતું કે તમારો ભાવ મારામાં સ્થિર થાય તેટલા સારૂ હું અન્તર્ધાન થઇ ગયો હતો, માટે વિરહાવસ્થાજ ભગવાન્ મેળવવામાં કારણરૂપ હોવાથી ભગવાન્ આ ભક્તના વિરહતાપને શાન્ત કરતા નથી. ૧૩

આ પ્રમાણે ભક્તિમાર્ગીય સંન્યાસના સાધન અને ફ્લનો
વિચાર કર્યો હવે આ ભક્તિમાર્ગીય સંન્યાસ તે
શાનાથી થાય છે, તેનો વિચાર કરે છે.

मूलम्—दुर्लभोयं परित्यागः प्रेम्णा सिद्ध्यति नान्यथा ॥
ज्ञानमार्गे तु संन्यासो द्विविधोऽपि विचारितः ॥ १४ ॥
ज्ञानार्थमुत्तराङ्गश्च सिद्धिर्जन्मशतैः परम् ॥

અર્થ—આ ભક્તિમાર્ગીય સંન્યાસ બહુ જ દુર્લભ છે. કેમકે તે પ્રેમથી જ સિદ્ધ થાય છે. પ્રેમ સિવાય સિદ્ધ થતો જ નથી. જ્ઞાનમાર્ગનો સંન્યાસ બે પ્રકારનો કહ્યો છે. એક વિવિદિષા સંન્યાસ અને બીજો વિદ્વત્સંન્યાસ, આમાં જ્ઞાનને માટે અને છેલ્લું અંગ સિદ્ધ થાય તેટલા સારૂં મથે છે તે પણ સેંકડો જન્મ પછી તેની સિદ્ધિ થાય છે, તુરત સિદ્ધિ થતી નથી.

વિવેચન—આપણે પહેલાં નારદજીના પૂર્વજન્મના દાખલાથી દર્શાવી ગયા કે જે શુદ્ધપુષ્ટિમાર્ગીય હોતા નથી, તેમને ફ્લમાં વિલંબ થાય છે અને શુદ્ધપુષ્ટિમાર્ગીય હોય છે તેને ફ્લમાં વિલંબ થતો નથી, પરંતુ શુદ્ધપુષ્ટિમાર્ગીય ત્યાગ કરવો એ મહાકષ્ટથી બની શકે એવો છે, પણ પ્રભુપ્રેમથી તે સુલભ છે. તપ, હોમ વિગેરે અનેક સાધનો મર્યાદામાં બતાવ્યાં છે, પરંતુ પુષ્ટિમાર્ગના સંન્યાસમાં કંઇ સાધન બતાવ્યું નથી, કારણ કે કેવલ પ્રભુમાં પ્રેમ, અને પ્રેમથી

થએલી આસક્તિ જ્યારે વધે છે, ત્યારે ભક્તિમાર્ગનો સંન્યાસ સિદ્ધ થાય છે, બીજી રીતે સિદ્ધ થતો નથી. આ રીતે ભગવાનમાં પ્રેમ થવો એ મહાન્ ભાગ્ય અને દૈવી જીવ શીવાય બની શકતું નથી. જ્યારે ગૃહ સ્ત્રી, પુત્ર દેહ પ્રાણ વિગેરે સર્વ પ્રભુને સ્વમાર્ગના આચાર્યદ્વારા અર્પણ કરે, ત્રણ પ્રકારની સેવામાં પ્રવૃત્ત રહે અને ગુરૂ ને દેવમાં પૂર્ણશ્રદ્ધા રાખે ત્યારેજ પ્રેમ થાય છે. અને પ્રેમથી સર્વ વસ્તુ સિદ્ધ થાય છે અને તુરત ફલ પ્રાપ્ત થાય છે. ફલમાં વિલંબ થતો નથી. જ્ઞાનમાર્ગમાં સંન્યાસ બે પ્રકારના છે વિવિદિષા એટલે જાણવાની ઇચ્છાવાળો સંન્યાસ અને વિદ્વત્સંન્યાસ એટલે જ્ઞાન પ્રાપ્ત થયેલો સંન્યાસમાં તો જ્યારે પૂર્ણ વૈરાગ્ય થાય ત્યારે અધિકાર થાય છે. અને અધિકાર પછી પણ ઘણા જન્મોને અન્તે જ્ઞાની ભગવાનને પામે છે. આ પ્રમાણે ભગવાન્ પોતે જ કહે છે. વળી આ ઘણા જન્મમાં પણ કેવલ જ્ઞાન હોય તો તે મુક્તિ આપનારૂં નથી, પરંતુ હજારો જન્મના અન્તમાં જ્યારે ભગવાનની શરણાગતિ થાય ત્યારે જ મોક્ષ થાય છે એમ માનવું.

जन्मान्तरसहस्रेषु तपोज्ञानसमाधिभिः ।
नराणां क्षीणपापानां कृष्णे भक्तिः प्रजायते ।

હજારો પૂર્વજન્મમાં તપ, જ્ઞાન, અને સમાધિથી જ્યારે ક્ષીણ પાપ થએલા એવા પવિત્ર મનુષ્યોને જ શ્રીકૃષ્ણમાં ભક્તિ થાય છે, અને ત્યારે જ મુક્તિ થાય છે. ભક્તિ તો મોટા પુરુષોના અનુગ્રહથી થાય છે મોટાનો અનુગ્રહ પણ ભગવાનની પૂર્ણ કૃપા શીવાય થતો નથી, અને જેના ઉપર ભગવાનની કૃપા થાય તેને ભક્તિ પ્રાપ્ત થાય છે. અને તુરત મુક્તિથી પણ અધિક ઉત્તમોત્તમ ભગવાનની લીલાનો સ્વાદ અને પૂર્ણાનન્દ મળે છે એ વાત ભૂલાવવી ન જોઇએ.

હવે નીચેના શ્લોકમાં જ્ઞાનનાં સાધન ગણાવે છે.

મૂલમ્—ज्ञानं च साधनापेक्षं यज्ञादिश्रवणान्मतम् ॥ १५ ॥
अतःकलौ स संन्यासः पश्चात्तापाय नान्यथा ।
पाषंडित्वं भवेच्चापि तस्माज्ज्ञाने न संन्यसेत् ॥ १६ ॥
सुतरां कलिदोषाणां प्रबलत्वादिति स्थितिः ।

અર્થ—જ્ઞાનને સાધનની અપેક્ષા રહે છે, કારણકે નિષ્કામ પુરુષો પણ યજ્ઞ કરે છે ( એવું સાંભળવામાં આવ્યું છે ) માટે કળિયુગમાં વિવદિષા નામનો સંન્યાસ પશ્ચાત્તાપ કરે છે, અને જ્ઞાનદશાનો સંન્યાસ કરવામાં આવે તો પાખંડીપણું થાય છે, માટે આ કલિકાલ દોષવાળો હોવાથી જ્ઞાન માર્ગનો સંન્યાસ લેવો એ અયોગ્ય છે. એમ વિદ્વાનોનો નિર્ણય છે.

વિવેચન—જ્ઞાનને સાધનની અપેક્ષા રહે, છે કેમકે વેદમાં કહેલાં યજ્ઞ વિગેરે કર્મો કરે અને નિત્યકર્મ પણ કરે ત્યારે ચિત્ત શુદ્ધ થાય છે ।ચિત્ત શુદ્ધ થયા પછી વેદાન્તનું જ્ઞાન યથાર્થ મેળવે અને તેમાં સારી રીતે વેદાર્થ સમજે ત્યારે જ્ઞાનમાં પણ અનેક પ્રકારના શાન્તિ વિગેરે નિયમો પાળવા પડે છે. આ પ્રમાણે જ્ઞાન થયા પછી પણ વૈરાગ્યની તીવ્રતા હોય ત્યારે વિધિ પ્રમાણે ભગવાં લૂગડાં વિગેરે વેષવાળો જ્ઞાનમાર્ગીય સંન્યાસ લઇ શકે છે.

વળી આ સંન્યાસ પહેલાં વર્ણાશ્રમના ધર્મો બરાબર પાળવા પડે છે. તે દેશ, કાલ, દ્રવ્ય વિગેરે સાધનો જોઇએ તેવાં શુદ્ધ મળી નહિ શકતાં હોવાથી, વર્ણાશ્રમના ધર્મો પાળી શકાતા નથી તેથી કર્મ પણ થઇ શકતાં નથી તો ચિત્ત શુદ્ધ થાય જ ક્યાંથી ? અને જ્યાં સુધી ચિત્ત શુદ્ધિ થાય નહિ ત્યાં સુધી જ્ઞાન થતું નથી, માટે

આ કલિયુગમાં જ્ઞાનમાર્ગનો સંન્યાસ લે તો પાછળથી પસ્તાવું પડે છે, અને જ્ઞાનમાં સાધન નહિ મળવાથી છેવટે પાખંડી પણ થાય છે, અને ભ્રષ્ટ થાય છે. આ કલિયુગના દોષો એવા બળવાન્ છે કે ચિત્તશુદ્ધ થતી નથી, તેથી જ્ઞાન મેળવવામાં બહુ જ હરકત થાય છે. તેમ છતાં દેખાદેખી સંન્યાસ લઇ લે તો પાછળથી પસ્તાવું પડે છે, માટે આ કલિયુગમાં ભગવાં લુગડાં વિગેરે વેષ ધારણ કરનારો જ્ઞાનમાર્ગીય સંન્યાસ લેવો ન જોઇએ, એવો શાસ્ત્રનો નિયમ છે. આ પ્રમાણે કર્મમાર્ગમાં તો સંન્યાસ લેવાની મના પહેલાં કહી ગયા. જ્ઞાનમાર્ગના નિયમ પ્રમાણે પણ ઉપર કહેવા મુજબ જ્ઞાન સિદ્ધ થતું નથી તેમાં પણ સંન્યાસ લેવાથી પસ્તાવાય છે, ભક્તિમાર્ગમાં તો શ્રવણ અને કીર્તન વિગેરે કરવા સારૂ અને સેવાનાં સાધનો મળી આવે તેટલા સારૂ ખાસ ઘરમાં રહેવાની જરૂર છે. તેથી સંગ વગર ફર્યા જ કરવાનો જ્ઞાનમાર્ગીય સંન્યાસ લેવો ભક્તને પાલવતો નથી. આ પ્રમાણે કર્મ, જ્ઞાન અને ભક્તિ આમ ત્રણ પ્રકારના જે મુખ્ય માર્ગો છે. તે ત્રણેમાં પણ વિધિ સંન્યાસ લેવાની મના છે, માટે સંન્યાસ કરવો તો ભક્તિમાર્ગીય સંન્યાસ કરવો જે સંન્યાસનું ખરેખરૂ માન ગોપીજનોને ઘટે છે તેવો સંન્યાસ ઉત્તમ છે.

સર્વથી ઉત્તમ પુષ્ટિમાર્ગના ભક્તને તો હમેશાં ત્યાગ જ રહેલો છે. સ્ત્રી પુત્ર, ગૃહ દેહ અને આત્મા વિગેરે સર્વ વસ્તુ ભગવાનને સોંપી દીધી છે, એવા ભક્તને ભગવાં પહેરી વેષ ધારણ કરી બીજા સંન્યાસની શી જરૂર છે? વળી જ્યારે આ ભક્તને પ્રભુમાં વ્યસન થાય છે ત્યારે તેને પ્રભુ શીવાય બીજું ભાન જ રહેતું નથી તો પછી એક પાખંડરૂપ સામાન્ય સંન્યાસ લેવાની શી જરૂર છે? માટે ભક્તિમાર્ગીય સંન્યાસ કરવો એ હજાર દરજ્જે શ્રેષ્ઠ છે.

શંકા—તમે ગયા શ્લોકમાં જ્ઞાનમાર્ગનો સંન્યાસ કરવાથી પાછળથી પસ્તાવવું પડે છે એવું સાબીત કરી ગયા તે કબુલ છે, પરંતુ

ભક્તિમાર્ગના સંન્યાસમાં પણ જ્ઞાનમાર્ગના સંન્યાસની માફક દોષો આવશે તો તેનું શું કરશો? આ શંકાનું સમાધાન નીચેના શ્લોકથી કરે છે.

मूलम्—भक्तिमार्गेऽपि चेद्दोषस्तदा किं कार्यमुच्यते ॥ १७ ॥
अत्रारंभे न नाशः स्यात् दृष्टान्तस्याप्यभावतः ।
स्वास्थ्यहेतोः परित्यागाद्बाधः केनास्य संभवेत्॥१८॥

અર્થ—ભક્તિમાર્ગમાં તો પ્રભુમાં પ્રેમ થયા પછી ત્યાગ કરવામાં આવે છે, તેથી તેનો નાશ થતો નથી. તેમ ભક્તિમાર્ગનો ત્યાગ કરી કોઇનો નાશ થયો છે, એવો દાખલો પણ મલતો નથી. આ ભક્તિમાર્ગીયને પ્રભુનો વિરહ હોવાથી તેને ચિત્ત સ્વસ્થ પણ હોતું નથી. તો પછી તેને બંધ તો કયાંથી જ થાય?

વિવેચન—ભક્તિમાર્ગમાં જે ત્યાગ કરવામાં આવે છે તે ત્યાગને કલિયુગના દોષો બંધ કરી શકતા નથી. કેમકે આ ભકત પ્રભુને સારૂં જ સર્વ ત્યાગ કરે છે. અને પ્રભુમાં તેનો પ્રેમ બહુ જ હોવાથી તેને દેશકાલ વિગેરે કોઇ પણ પ્રકારના દોષો બાધ કરી શકતા નથી. નારદજીના પૂર્વજન્મમાં વિચાર કરીએ તો તેમણે ભક્તિમાર્ગમાં આરંભ દશામાં જ ત્યાગ કર્યો હતો. તે વખતે જોકે તેમના અન્તઃકરણના મલો ધોવાયા ન હતા તોપણ તેમનો નાશ થયો ન હતો. આવી રીતે ભક્તિમાર્ગના ત્યાગનો આરંભ કરનારનો નાશ થતો નથી. એવું દૃષ્ટાન્ત મળે છે, પરંતુ ભક્તિમાર્ગીય ત્યાગ કરનારાનો નાશ થયો છે એવો દાખલો કોઇ ઠેકાણે સાંભળવામાં આવ્યો નથી. જ્ઞાનમાર્ગનો ત્યાગ કરનાર ત્યાગ કરતી વખતે પકવ (મલરહિત) હોતો નથી. ભક્તિમાં

તો ત્યાગનો આરંભ કરનાર ભક્ત અલૌકિક ભગવાનના પ્રેમવાળો હોવાથી તે અત્યંત પકવ થએલો હોય છે. વળી પ્રભુમાંજ તેનો પ્રેમ હોવાથી તેને દુઃસંગ થવાનો પ્રસંગ આવતો જ નથી. તેથી તેનો નાશ થતો નથી. ભરતજીએ મર્યાદામાર્ગનો ત્યાગ કર્યો હતો તેમાં તેમને હરણ વિગેરે જાતિમાં અવતાર લેવો પડયો હતો, વિગેરે દુઃખ થયાં હતાં. છેવટે પ્રભુપદ પામ્યા. પરંતુ પ્રભુમાં જ પ્રેમવાળા અને ભક્તિમાર્ગીય ત્યાગ કરનારા ભક્તનો કંઇ નાશ થયો છે એવો દાખલો જડી આવતો નથી. વળી આ ભક્તે તો સ્વસ્થતા (સ્થિરતા) નાં સર્વ કારણો છોડી પ્રભુ વાસ્તે વિહ્લલ (ઘેલો)બની ગયેલો હોવાથી દુઃસંગ કે અન્નના દોષો વિગેરે કોઇપણ તેને બાધ કરી શકતા નથી. કારણ કે તે પોતાના સ્વરૂપમાં જ રહી પ્રભુમાં જ લીન થઇ ગયેલો હોય છે. માટે મર્યાદા માર્ગીય સંન્યાસવાળાની માફક ભક્તિમાર્ગના સંન્યાસ કરનારને કોઇ પણ બાધ થતો નથી. ૧૮

આવી રીતે ભક્તિમાર્ગીય ત્યાગનો બાધ કોઇપણ કરતું નથી તેમ ભગવાન્ પણ બાધ કરતા નથી, એવું કહે છે.

मूलम्—हरिरत्र न शक्नोति कर्तुं बाधां कुतोपरे ॥
अन्यथा मातरो बालान स्तन्यैः पुपुषुः क्वचित् ॥१९॥

અર્થ—આ ભક્તિમાર્ગીય ત્યાગ કરનારાને ભગવાન્ પણ અડચણ કરી શકતા નથી તો પછી બીજા દેશ કાલ, વિગેરે સાધારણો તો કયાંથીજ બાધ કરી શકે ? ભગવાન્ જ્યારે પોતાના ભકતોને બાધ કરે તો તે જેમ મા પણ પોતાના બાલકોને સ્તનપાન કરાવી ઉછેરે નહિ, એવું થાય—થયું કહેવાય.

**વિવેચન—સર્વ દુઃખોને હરણ કરનાર હોવાથી ભગવાન્ હરિ** કહેવાય છે. આ ભગવાને સેવા સારૂ દૈવી સૃષ્ટિ શ્રીઅંગમાંથી પ્રકટ કરી છે, આ દૈવી જીવો આત્મા સ્વાંત પ્રભુને અર્પણ કરીને તેમની સેવા, તેમના જ ગુણનું ગાન, તેમને જ સુખ થાય તેવી લાલસા અને તેમનામાં જ પ્રેમવાળા હોય છે. આવા સમર્પણ કરેલા જીવોએ કરેલા ત્યાગમાં જે પ્રતિબંધો (અડચણો) આવે છે તે પોતે નાશ કરે છે. તો પછી પોતે તેમાં અડચણ કેમ કરી શકે ? કેમકે જેમ બાળકને ઉત્પન્ન કરનારી માતાઓ બાળકને સ્તનપાન કરાવી (ધવરાવી) ઉછેરે છે ને રક્ષણ પણ કરે છે, તે કંઇ પોતાની પ્રજાને નાશ કરનારી થતી નથી, તેમ કાયામાંથી દૈવી સૃષ્ટિને ઉત્પન્ન કરી, અને શ્રીમદાચાર્ય રૂપે પુષ્ટિમાર્ગને પ્રકટ કરનારા તેમ રક્ષણ કરનારા પણ શ્રીકૃષ્ણ પ્રભુ જ છે. તે પોતે કદાપિ પણ પોતાના આ પુષ્ટિમાર્ગીય પ્રેમથી થએલા ભકતના ત્યાગમાં બાધ કરવા ઇચ્છા કરે નહિ, તો પછી સામાન્ય દેશ, કાલ, વિગેરેના હલકા દોષો શું બાધ કરવા સમર્થ થઇ શકે ? કદાપિ નહિ. માટે ભક્તિમાર્ગીય સંન્યાસ કરવો એ જ યોગ્ય છે. એમ શાસ્ત્રોનો પોકાર છે.

ઉપરના શ્લોકમાં કહ્યું કે ભગવાન્ પોતાની સૃષ્ટિમાં બાધ કરતા નથી. અને બીજા દેશ, કાલ, વિગેરે પણ બાધ કરી શકતાં નથી પરંતુ **બધાને મોહ કરવા મુકેલી માયા ભાકતમાર્ગને મોહ કેમ નહિ કરે ? આ શંકાનું સમાધાન કરે છે.**

**मूलम्—ज्ञानिनामपि वाक्येन न भक्तं मोहयिष्यति ।**
**आत्मप्रदः प्रियश्चापि किमर्थं मोहयिष्यति ॥ २० ॥**

**અર્થ:—માર્કંડેય પુરાણમાં કહે છે કે “માયા જ્ઞાની**

ઓને પણ મોહ કરે છે." પરંતુ ભકિતવાળાને પણ મોહ કરશે નહિ. કારણ ભગવાન્ આત્માને આપનાર છે અને પ્રિય છે. (તેમ ભગવાનને શરણે ગયેલા જીવને ભગવાન કેમ મોહ કરાવશે ?)

વિવેચન—માર્કંડેય પુરાણમાં કહ્યું છે કે "ज्ञानिनामपि चेतांसि देवी भगवती हि सा, बलादाकृष्य मोहाय महामाया प्रयच्छति" "છ ગુણવાળી ભગવાનની શકિત માયાદેવી જ્ઞાનીનાં મનને બળાત્કારે ખેંચી મોહ કરે છે" આ પ્રમાણે માયા દેવી જ્ઞાનીને મોહ કરવા સમર્થ થાય છે. પણ જ્ઞાની કરતાં ઉત્તમ ભકત, કે જે ભગવાનને બહુજ વહાલા છે, તેમને આ માયા કંઇ પણ મોહ કરી શકતી નથી. ગીતાજીમાં ભગવાને કહ્યું છે કે "મારી માયાને કોઇપણ તરવા શકિતમાન્ નથી. પરંતુ જેઓ મારે શરણ આવે છે તેઓ આ માયાને તરી જાય છે." આ પ્રમાણે ભકિતમાર્ગના નિયમ પ્રમાણે ત્યાગ કરીને પ્રભુને શરણે ગયેલા, તેમ આત્મા પણ પ્રભુને અર્પણ કરી દીધેલો હોવાથી ભકતો ભગવાનને બહુજ વહાલા છે. અને આ ભકતના હૃદયમાં ભગવાન્ વિરાજે છે, ભકતને વશ થઇ રહે છે, તો પછી ભગવાનની શકિત માયા વશ થઇ રહે, એ યોગ્ય જ કહેવાય. વળી આ ભકતની આસકિત પ્રભુ સિવાય બીજા પદાર્થમાં હોતી નથી, તેથી ભગવાનને તે ભકત પ્રિય હોવાથી સ્વરૂપાનંદ આપવા સારૂ માયા અને મર્યાદામાર્ગના ધર્મો બાધ ન કરી શકે તેટલા સારૂ ચારે તરફથી તેનું રક્ષણ કરે છે. દાખલા તરીકે ગોપીજનોને વિરહતાપ મટાડવા સારૂ ઉદ્ધવજીએ જ્ઞાનોપદેશ કર્યો, પરંતુ ભગવાને સ્વરૂપાનન્દથી તેમનું રક્ષણ કરેલું હોવાથી તેમના તે જ્ઞાનધર્મો વિરહતાપ આગળ ટકી શકયા નહિ, ત્યારે ઉદ્ધવજી આ ગોપીજનોનો ભગવાનમાં હદ વગરનો

પ્રેમ જોઇને પોતે કહેવા લાગ્યા કે "આ વ્રજભક્તોના ચરણરજને હું વારંવાર નમસ્કાર કરૂં છું. જેમણે હરિકથાથી ગાએલું ગીત ત્રણ ભુવનને પણ પવિત્ર કરે છે" આ પ્રમાણે તેમનાં વખાણ કર્યાં છે. માટે આ દૃષ્ટાન્ત ઉપરથી સમજવાનું કે જે ભગવાનને શરણે ગએલા છે તેમને ભગવાનનું રક્ષણ હોવાથી માયા વિગેરે કોઇપણ ત્યાગમાં બાધ કરી શકતું નથી.

હવે બે શ્લોકથી ઉપસંહાર કરે છે.

मूलम्–तस्मादुक्तप्रकारेण परित्यागो विधीयताम् ।
अन्यथा भ्रश्यते स्वार्थादिति मे निश्चिता मतिः ॥२१॥
इति कृष्णप्रसादेन वल्लभेन विनिश्चितम् ।
संन्यासवरणं भक्तावन्यथा पतितो भवेत् ॥ २२ ॥

અર્થ–માટે ઉપર કહેલા ભક્તિમાર્ગના પ્રકારથી ત્યાગ કરવો–જો આ પ્રમાણે ત્યાગ કરવામાં નહિ આવે તો સ્વાર્થમાંથી ભ્રષ્ટ થાય છે. ને પાછળથી પસ્તાય છે. એવો મારો ચોક્કસ મત છે ॥૨૧॥ આ પ્રમાણે શ્રીકૃષ્ણ પરામાત્માની કૃપાથી શ્રીવલ્લભાચાર્યજીએ નિશ્ચય કર્યો કે સંન્યાસ કરવો તો ભક્તિમાર્ગીય કરવો બીજો સંન્યાસ કરવાથી ભ્રષ્ટ થાય છે—પાપી બને છે.

વિવેચન—આ ગ્રંથમાં ભક્તિમાર્ગીય શીવાયના બીજા સંન્યાસોનું નિરૂપણ કર્યું છે. તે સઘળા દોષવાળા હોવાથી તે સંન્યાસનું ગ્રહણ કરવું નહિ અને કરશે તો પાછળથી પસ્તાવું પડશે. અને ભક્તિમાર્ગીય ત્યાગ ખાસ કરીને કરવો. કેમકે ભગવાનમાં ભાવ થાય તો તુરત ભગવાન્ જ તે ભક્તની લોક અને વેદમાંથી મતિ છોડાવી

દે છે, એટલે સ્વાભાવિક જ ત્યાગ થઇ જાય છે, અને ભગવાને પણ ઉદ્ધવજીને આજ્ઞા કરી છે કે પોતાના મનુષ્યોમાં, રહેલા સ્નેહને છોડી દઇ મારામાં જ મન પરોવીને (વિરહનો અનુભવ કરવા સારૂ) ઘરનો ત્યાગ કરવો—આ પ્રમાણે ગોપીજનોની માફક વિરહનો અનુભવ કરવા સારૂ જો ભક્તિમાર્ગીય સંન્યાસ કે જેમાં વેષની જરૂર નથી તે સંન્યાસ લેવો, જો આ સંન્યાસ લેવામાં નહિ આવે તો ખરેખર પુરુષાર્થની સિદ્ધિ, લીલા સ્વાદ કંઇ થનાર નથી. એવી મારી મતિ છે એવું શ્રીમહાપ્રભુજી કહે છે.

આ પ્રમાણે શ્રીકૃષ્ણ કૃપાથી પ્રભુને વહાલા હોવાથી શ્રીવલ્લભ નામ વાળા શ્રીઆચાર્યજીએ નિશ્ચય કરીને જ આ સંન્યાસનો નિર્ણય કરેલો છે. માટે આ ગ્રંથમાં કહેવા મુજબ ત્યાગ કરવો.

શ્રીભગવાને શ્રી આચાર્યજીને ત્રીજી આજ્ઞા સંન્યાસ લેવાની આપી હતી, તેથી પોતે વિધિ પ્રમાણે સંન્યાસ ગ્રહણ કરી કાશીમાં પધાર્યા ત્યાં એક માસ સુધી અનશન (ખાવું નહિ તે) વ્રત કર્યું. આઠ દિવસ મૌન રાખ્યું. તેથી દેશત્યાગની અને દેહત્યાગની જે બે આજ્ઞાઓ હતી તે બે પક્ષ વ્રત કર્યાથી સિદ્ધ થઇ, દેહ અને દેશનો ત્યાગ કર્યો. ત્યાર બાદ અષાઢ સુદ—૨ ને દીવસે પોતે આસુરવ્યામોહ કર્યો.

॥ इति श्रीमदाचार्यविरचितः संन्यासनिर्णयः समाप्तः ॥



॥ श्रीकृष्णाय नमः ॥

# ॥ निरोधलक्षणम्* ॥

નિજજન ઉપર કૃપાવંત શ્રીમદ્વલ્લભાચાર્યજીને પ્રમાણ કરીને તેઓશ્રીનો આ દાસ (શ્રીપુરૂષોત્તમજી) નિરોધલક્ષણ ગ્રન્થનો વિચાર કરે છે.

શ્રીમદ્વલ્લભાચાર્યજી સંન્યાસનિર્ણય ગ્રન્થમાં ભક્તિમાર્ગીય ત્યાગ પ્રભુના વિરહના અનુભવને માટે કર્તવ્ય છે એમ સૂચવે છે; કૌંડિન્ય ઋષિ અને શ્રીગોપિકાઓ એ બે ગુરૂ છે એમ કહે છે; બન્નેના સમય અને ફલ જુદા જુદા છે એમ બોધ કરે છે, અને તે પરથી અધિકારીઓને ભેદ સૂચવે છે; એ ભક્તિમાર્ગીય ત્યાગ માત્ર પ્રેમથી જ સિદ્ધ થાય છે એમ આજ્ઞા કરે છે; એ પ્રેમનું સાધન શું, એમ આકાંક્ષા થતાં આજ્ઞા કરે છે કે ભાવનાથી સિદ્ધ થયલો ભાવ જ માત્ર સાધન છે; અને ભાવભાવનાથી વિલક્ષણ (ઉચ્ચ) અધિકાર પ્રાપ્ત થતાં પ્રભુના ગુણગાનજ વિરહજીવન ટકાવી રાખે છે એમ આજ્ઞા કરે છે.

ત્યાં એમ આકાંક્ષા થાય છે કે કેવા અધિકારીને કેવી ભાવનાથી ઉત્પન્ન થયલો કેવા પ્રકારનો ભાવ સાધનરૂપે ઉપયોગી થઇ પડે છે? વળી પ્રભુના ગુણો પણ ત્યાં બાધક કહેલા છતાં કેવા અધિકારમાં કેવા પ્રકારે જીવન ટકાવી રાખવામાં સાધનભૂત થઇ પડે છે? એમ પણ આકાંક્ષા થાય છે, વળી ભક્તિવર્ધિની ગ્રન્થમાં શ્રીમદ્-

* આ ગ્રન્થનું વિવેચન શ્રીપુરુષોત્તમજીકૃત ટીકાને આધારે છે.

લ્લભાચાર્યજીએ આજ્ઞા કરી છે કે જે ભક્તને ભક્તિનો બીજભાવ દૃઢ થયો હોય અને જે ભગવાને આજ્ઞા કરેલી અને આપે વિચારેલી રીતિએ ભજન કરતો હોય એવા ભક્તે ભક્તિની પ્રવૃદ્ધિને માટે ગૃહત્યાગ કરીને શ્રવણ કીર્તનરૂપ સાધન કરવાં; જેનો બીજભાવ દૃઢ ન થયો હોય તેણે તો ઘરમાં રહીને પૂજા શ્રવણ વગેરે કરીને પ્રભુનું ભજન કરવું, અને એમ કરતાં કરતાં પ્રભુ તરફ સ્નેહ આસક્તિ અને વ્યસન થાય ત્યારે તે કૃતાર્થ થાય એમ કહ્યું. આગળ જતાં ત્યાગ કરવા વગેરેની આવશ્યકતા બતાવી. ત્યાં પણ ભક્તિવૃદ્ધિનું સ્વરૂપ શું, ભક્તિની વૃદ્ધિ થઇ છે એમ કેમ માલમ પડે, એમ આકાંક્ષા થાય છે. અને સેવાફલવિવરણમાં આજ્ઞા કરી કે જો આદ્ય ફલ (અલૌકિક સામર્થ્ય) પ્રાપ્ત થાય નહિ તો સેવા આધિદૈવિકી થઇ શકતી નથી, તેથી જ ફલ પ્રાપ્ત થયું નથી એમ સમજવું. ત્યાં પણ એમ આકાંક્ષા થાય છે કે સેવા આધિદૈવિકી કેમ થાય ?

એ પ્રમાણે ઉપર કહેલા ગ્રથોમાં આ સર્વે આકાંક્ષાઓ ઉત્પન્ન થાય છે તે પૂર્ણ કરવાને આપ એમ બોધ કરે છે કે જેવી રીતે ભગવાન્ અવતાર દશામાં ભક્તને દર્શન થાય એવા ગુણલીલાઓવડે પ્રપંચની વિસ્મૃતિ કરાવી પોતામાં આસક્તિ કરાવી નિરોધ ધીમે ધીમે ક્રમવાર કરાવે છે અને જીવોનો ઉદ્ધાર કરે છે તેમ હાલ અનવતાર દશામાં જ્યારે પોતે ભૂતલપર પ્રકટ બિરાજતા નથી ત્યારે પણ શ્રવણ કીર્તન વગેરેથી અનુભવમાં આવે એવી ગુણલીલાઓ વડેજ ધીમે ધીમે ક્રમવાર નિરોધ પ્રાપ્ત કરાવે છે અને જીવોનો ઉદ્ધાર કરે છે; માટે ત્યાગપૂર્વક શ્રવણથી ઉત્પન્ન થતી ભાવનાથી ભજતા ભક્તે, તેમજ ત્યાગપૂર્વક કીર્તનથી ભજતા ભક્તે, તેમ જ ઘરમાં રહીને સેવાપૂજા વગેરેથી ભજતા ભક્તે સર્વેએ પોતપોતાના અધિકાર પ્ર-

માણે ભક્તિની વૃદ્ધિરૂપ ઉપર કહેલો નિરોધ પ્રાપ્ત કરવાને પ્રયત્ન કર્યા કરવો.

તેમાં પણ જે ભક્ત ત્યાગપૂર્વક શ્રવણથી ઉત્પન્ન થતી ભાવનાથી ભજતો હોય તેણે પોતાપર પ્રભુની કેટલી કૃપા થઇ તેની પરીક્ષા કરવી, (પોતાના મનમાં વિચારથી સમજવું), પ્રભુના ગુણગાન ગાવા, પોતાની અવસ્થાની પરીક્ષા કરવી, એટલે પોતે કેટલે દરજ્જે પહોંચ્યો છે તેનો મન સાથે વિચાર કરવો, અને પોતાના અધિકાર પ્રમાણે પોતાના મનમાં પ્રભુપરત્વે ઉત્પન્ન થતા મનોરથોપરથી પોતાના નિરોધની ઉત્પત્તિ કયાં સુધી થઇ તેનો વિચાર કરવો.

જે ભક્ત કીર્તનવડે પ્રભુનું ભજન કરતો હોય તેણે કીર્તનથી પોતાને અનુભવમાં આવતા સુખવિશેષથી પોતામાં ભક્તિની વૃદ્ધિ કેટલી થઇ તેની પરીક્ષા કરવી, અને પ્રભુકૃપા પોતાપર કેટલી થઇ તેનો વિચાર કરવો.

જે ભક્ત ઘરમાં રહી પ્રભુનું ભજન કરતો હોય તેણે પોતે જે સેવા કરે છે તે આધિદૈવિકી પર્યંત પહોંચે તે માટે શ્રવણ કીર્તન ધ્યાન નિરંતર કર્યા કરવા.

આ સર્વનો ઉપદેશ કરવાને આપ નિરોધલક્ષણ ગ્રન્થનો આરંભ કરે છે. કોઇને એમ શંકા થાય કે આ નિરોધલક્ષણ ગ્રન્થ સંન્યાસનિર્ણય વગેરે બીજા ગ્રન્થોના શેષ-અંગરૂપ છે એમ ધારવાનું શું કારણ છે? જેમ બીજા ગ્રન્થો એક એકથી સ્વતન્ત્ર છે તેમ આ ગ્રન્થ પણ સ્વતન્ત્ર છે એમ શા માટે ન માનવું?

આ શંકાના સમાધાનમાં કહેવાનું કે આ ગ્રન્થમાં ગ્રન્થ કરવાની પ્રતિજ્ઞા નથી, તેથી કોઇપણ કારણને લીધે આ ગ્રન્થ કર્યો એમ તો આપણે માનવું પડશે; વળી સંન્યાસનિર્ણયમાં કહેલી ભાવના વગેરેનું સ્વરૂપ શું એમ આકાંક્ષા થાય છે, તેમ જ પ્રભુના ગુણગાન જીવનના હેતુરૂપ થઇ પડે છે તે કયે પ્રકારે

થાય છે, એમ આકાંક્ષા થાય છે, તેમજ ભકિતવાર્ધિનીમાં કહેલા ભકિતવૃદ્ધિ પદમાં ભક્તિવૃદ્ધિનું સ્વરૂપ શું એમ આકાંક્ષા થાય છે, તેમજ સેવાફલવિવરણમાં કહેલા અનાધિદૈવિકી પદમાં સેવા આધિદૈવિકી કેમ થાય એમ આકાંક્ષા થાય છે–તેમજ આ નિરોધલક્ષણ ગ્રન્થમાં શ્રીયશોદા વગેરેને થયલા દુઃખની આશંસા ગુણકીર્તન વગેરેનું જે વર્ણન છે તે અકસ્માત એટલે પ્રયોજન વગરનું થઇ પડે છે, માટે એ સર્વ શા માટે કહ્યું એમ આકાંક્ષા થાય છે, માટે આ નિરોધલક્ષણ ગ્રન્થ ઉપર લખેલા સંન્યાસનિર્ણય, ભક્તિવર્ધિની અને સેવાફલવિવરણ ગ્રન્થોમાં ઉત્પન્ન થતી આકાંક્ષાઓ પૂર્ણ કરે છે તેથી, અને આ ગ્રંથમાં દયાલુત્વ વગેરે શબ્દો છે તેનું વિશેષ જ્ઞાન કરાવે છે અને તે તે ગ્રન્થોમાંના *પ્રમેયનું પણ વિશેષ જ્ઞાન કરાવે છે તેથી, આ ગ્રન્થ સંન્યાસનિર્ણય વગેરે ગ્રંથોનો શેષભૂત છે એમ નિશ્ચય થાય છે.

કદાચિત્ કોઇ કહે કે ભક્તિવર્ધિનીમાં કહેલા કોઇ પણ શબ્દનું વિશેષ જ્ઞાન નિરોધલક્ષણમાં થતું નથી, માટે ભક્તિવર્ધિનીના શેષ તરીકે નિરોધલક્ષણ નથી, તો તે બરોબર નથી, કેમકે સંન્યાસનિર્ણયના પ્રમેયમાં જ ભક્તિવર્ધિનીનું પ્રમેય આવી જાય છે.

પરસ્પર આકાંક્ષા પૂરાતી હોવાથી જ શ્રીહરિરાયજીએ પણ 'શ્રીકૃષ્ણરસવિક્ષિપ્ત' એ પાંચ શ્લોક જો કે સ્વતંત્ર જણાય છે તો પણ જલભેદના અંગભૂત ગણેલા છે. તેથી એ પ્રમાણે અંગરૂપ ગણવામાં અને એકવાકયતાનો અંગીકાર કરવામાં કાંઇપણ બાધક નથી; તેથી આ નિરોધલક્ષણ ગ્રન્થનું સંન્યાસનિર્ણય ભક્તિ-

*પ્રમેય એટલે ગ્રન્થમાં જે વિષયનું પ્રતિપાદન કરેલું હોય તે વિષય.

વર્ધિની અને સેવાફલવિવરણના શેષરૂપે વ્યાખ્યાન કરવામાં આવે છે.

સંન્યાસનિર્ણયમાં સિદ્ધ કર્યું છે કે ત્યાગી ભક્તને ભાવના માત્રથી સિદ્ધ થયલો ભાવ જ સાધનરૂપ છે, ત્યાગીઓમાં પ્રથમ અધિકારીએ કરેલો ત્યાગ પ્રભુના વિરહના અનુભવને માટે જ હોય છે. અને વિરહ એ પ્રાકટ્યના તિરોભાવથી થયલા દુઃખરૂપ છે, એવા (વિરહી) અધિકારીને શ્રીકૃષ્ણમાં આસક્તિ હોવાથી ઘરમાં રહેલા મનુષ્યો બાધક અને અનાત્મરૂપ (પોતાની સાથે સંબંધવિનાના) ભાસે છે, તેથી પ્રપંચની કાંઇક વિસ્મૃતિ થઈ ભગવાનમાં આસક્તિ થાય છે, અને પછી વ્યસન થાય છે, ત્યારે ભગવાનના ગુણ અને લીલાનું પ્રાધાન્ય છુટી જઇ ભગવાનના સ્વરૂપમાં આસક્તિ થાય છે, અને ભગવાનના સ્વરૂપની પ્રાપ્તિ નહિ હોવાથી દીનતા થાય છે, ભગવાનનો પ્રાદુર્ભાવ તો જન્મપ્રકરણમાં કહ્યાપ્રમાણે ભક્તના દુઃખથી જ થાય છે એવું જ્ઞાન હોવાથી દુઃખની ઇચ્છા ઉત્પન્ન થાય છે, એવું દુઃખ અતિશય થાય તેજ ભક્તિની વૃદ્ધિરૂપ છે, કેમકે તે સ્થિતિમાં પ્રપંચની વિસ્મૃતિ અને ભગવાનમાં આસક્તિ અધિક થાય છે. તેથી ઉપર કહેલા દુઃખની ઇચ્છા અને તેની ભાવના એ આવા નિરોધનું કાર્યલક્ષણ+ સમજવું.

પ્રથમ શ્લોકમાં એવા નિરોધનાં કાર્યલક્ષણનું વર્ણન કરવામાં આવે છે:—

+ લક્ષણ એટલે વ્યાખ્યા, definition લક્ષણ બે પ્રકારનાં હોય છે, સ્વરૂપલક્ષણ અને કાર્યલક્ષણ. નિરોધનું સ્વરૂપ સમજાવે તે સ્વરૂપલક્ષણ, અને નિરોધમાં થતાં અનુભવો તથા પરિણામોનું વર્ણન જેમાં હોય તે નિરોધનું કાર્યલક્ષણ. દશમસ્કન્ધના શ્રીસુબોધિનીજીમાં નિરોધનાં સ્વરૂપલક્ષણ વિસ્તારથી સમજાવ્યાં છે. આ ગ્રંથમાં નિરોધનાં કાર્યલક્ષણનાં વર્ણન કરવામાં આવ્યાં છે.

मूलम्–यच्च दुःखं यशोदाया नन्दादीनां च गोकुले ॥
गोपिकानां तु यद् दुःखं तद् दुःखं स्यान्मम क्वचित् ॥१॥

શ્લોકાર્થ–ગોકુલમાં શ્રીયશોદાજીને અને શ્રી નન્દરાયજી વગેરેને (અને તેમના સમ્બંધવાળાં બીજાઓને પણ પરમ ફલને આપવાની ઇચ્છાવાળા પ્રભુએ) જે દુઃખ આપ્યું છે, પુનઃ (તેથી પણ ઉત્કૃષ્ટ) જે દુઃખ શ્રીગોપીજનોને આપ્યું છે તે દુઃખ મને કોઇક ઠેકાણે થાઓ.

વિવેચન—આ શ્લોકમાં શ્રીયશોદા શ્રીનન્દ તથા શ્રીગોપિકાઓ એ ત્રણના દુઃખનું વર્ણન કરેલું છે. તેથી જૂદા જૂદા ત્રણ પ્રકારના ભાવનું સૂચન કર્યું છે. વળી શ્લોકમાં ત્રણ 'ચ' છે. 'ચ' એટલે 'અને'; તેથી 'અને બીજા પણ દુઃખી ભકતો' એવો અર્થ થાય છે. તેથી ઉપર કહેલા ત્રણ પ્રકારના ભાવવાળા ભકતોના જેવા ભાવવાળા કંસ વગેરેથી દુઃખી થયલા, કાલથી દુઃખી થયલા, તથા અજ્ઞાનથી દુઃખી થયલા ભકતોનું પણ આ શ્લોકમાં સૂચન કર્યું છે એમ સમજવું. જેમ પ્રાકટય સમયમાં કંસ વગેરે અસુર હતા, તેમ હાલમાં પણ બીજા અસુરો ઘણા હોય છે, તેમ કાલ તથા અજ્ઞાન પણ હોય છે, 'કવચિત્' શબ્દ શ્લોકમાં છેલ્લો છે, તેનો અર્થ 'કોઇક સ્થલમાં' એમ થાય છે. કોઇ ખાસ નિશ્ચિત સ્થલ નથી કહ્યું, તેથી ભગવદ્ભાવવાળા જુદા જુદા દેશોમાં પર્યટનનું સૂચન થાય છે, તેથી એવા અધિકારીનું ત્યાગી પણું જણાઇ આવે છે. એમ આગળ પણ સમજી લેવું+

---

+ શ્લોકમાં 'સ્યાત્' એટલે 'થાઓ' એ આશાસૂચક છે. આશા દર્શાવતી વખતે લિઙ્ સૂત્ર પ્રમાણે આશાદર્શક ઉપસર્ગ હોય ત્યારે જ વિધ્યર્થ વપરાય, પણ સામાન્ય રીતે લોકમાં ઉપસર્ગ વિના પણ વિધ્યર્થ વપરાય છે, જેમકે 'જો દેવદત્ત આવ તો સારૂં કાર્ય થાય.'

આ શ્લોકનો ભાવાર્થ એમ થાય છે કે જે ભક્તો પ્રભુના બાલભાવમાં આસક્ત છે, જે ભક્તો પ્રભુના કિશોરભાવમાં આસક્ત છે, તથા જે ભક્તો પ્રૌઢ ભાવમાં આસક્ત છે, તે સર્વેનું દુઃખ જોઇને તે દુઃખનું નિવારણ કરવાને તેવા તેવા બાલ, કિશોર તથા પ્રૌઢ રૂપથી ભગવાન્ તે તે ભાવને અનુસાર સુખ આપવાને પ્રકટ થાય છે, માટે ભગવાનના પ્રકટ થવામાં એવું દુઃખ જ સાધનરૂપ છે. તેથી એવા ભક્તના હૃદયમાં એવા દુઃખની મૂર્ચ્છા ઉત્પન્ન કરનાર પ્રપંચવિસ્મૃતિપૂર્વક ભગવદાસક્તિરૂપ નિરોધ તેજ શ્રીકૃષ્ણને વિષે વ્યસનનું ફલ. તેથી એવા દુઃખની મૂર્ચ્છારૂપ નિરોધ એજ ત્યાગી ભક્તોમાં પ્રથમ (હીન) અધિકારીનું ભક્તિની વૃદ્ધિનું લક્ષણ સમજવું. ॥ ૧ ॥

હવે મધ્યમ અધિકારી જે ત્યાગ કરે છે તે વિરહ સમયમાં *આસક્તિભ્રમન્યાયપ્રમાણે ભગવાનના અનુભવ માટે હોવાથી તેવા અધિકારીની ભક્તિની વૃદ્ધિનું સ્વરૂપ તેવા નિરોધનું લક્ષણ કહીને દર્શાવે છે.

---

માટે વિધ્યર્થ પ્રયોગ વાપરવામાં દોષ નથી. જો એમ કહેવામાં આવે કે શાસ્ત્રવિરૂદ્ધ લોકનો એવો વપરાશ પ્રમાણ ન કહેવાય, વિધ્યર્થ તો પ્રાર્થના કે સમ્ભાવનામાં જ વપરાય, તો પ્રાર્થના અને સમ્ભાવનામાં પણ આશંસા તો છે જ, તેથા તે રીતે અર્થ કરવામાં પણ આશંસા જતી રહેતી નથી, માટે દોષ આવી શકતો નથી.

* શ્રીપુરુષોત્તમજીએ વેણુગીતપ્રકાશના અંતમાં આસક્તિભ્રમન્યાય આ રીતે સમજાવ્યો છેઃ-'आसक्तौ सत्यां यो भ्रम आवर्तः तन्न्यायेन। यथा समुद्रावर्ते पतितो नावर्तते,तथा आसक्तिभ्रमपतितो पीत्यासक्ते रससमुद्रत्वं भ्रमस्य चावर्तत्वं युज्यते। अत एवाक्रमभिज्ञेन केनचित् ' आवर्ते रससिन्धौ न प्रत्यावर्तेत किं मन्न

मूलम्–गोकुले गोपिकानां तु सर्वेषां व्रजवासिनाम् ।
यत्सुखं समभूत् तन्मे भगवान् किंविधास्यति ॥ २ ॥

શ્લોકાર્થ—વળી શ્રીગોકુલમાં શ્રીગોપીજનોને અને સર્વે વ્રજવાસીઓને જે સુખ થયું તે સુખ મારા ભગવાન શું મને આપશે?

વિવેચન—શ્લોકમાં 'તુ' શબ્દ મુકેલો છે તે ઉપલા શ્લોકમાં જે નિરોધનું લક્ષણ કહ્યું તેનાથી ભિન્નતા દર્શાવવાને માટે છે. આ ભક્ત અત્યંત વિપ્રયોગથી દુઃખી છે અને રસપ્રધાન છે, તેથી પ્રભુ-પ્રાકટ્યથી થતી અત્યંત આસક્તિજ તેની ભક્તિની વૃદ્ધિરૂપ છે; તેથી કોઇ પણ પ્રકારે પ્રભુના દર્શનથી જે સુખ થાય તેની આકાંક્ષા થવી એજ એવા ભક્તની ભક્તિની વૃદ્ધિરૂપ નિરોધનું લક્ષણ છે, અને એ અર્થ જણાવવાને શ્લોકમાં પહેલાં 'ગોપિકા' પદ મુકયું છે. બીજાઓને શ્રીગોપિકાઓના જેવો સર્વાત્મભાવ પ્રાપ્ત થયો ન હતો તેથી તેઓ

---

इति ।' तथा च एताः तन्न्यायेन तन्ममज्जुः, न तु मिथ्या-भ्रमपतिता इत्यर्थः ।'

અર્થઃ—આસક્તિ થવાથી જે ભ્રમ થાય છે તે પ્રમાણે. જે પ્રમાણે સમુદ્રના વમળમાં પડેલો ફરીથી ઉપર આવતો નથી; તે પ્રમાણે આસક્તિના વમળમાં પડેલો પણ પાછો નીકળતો નથી. અહીં આસક્તિ એ રસસમુદ્રને સ્થાને છે, અને ભ્રમ વમળને સ્થાને છે, તેથી કોઇક રસજ્ઞે કહ્યું છે કે રસસિંધુના વમળમાં પડેલો પાછો આવતો નથી તો પછી ડુબેલો તો ક્યાંથીજ પાછો આવે? તે પ્રમાણે આ શ્રીગોપીજનો પણ રસસમુદ્રરૂપ પ્રભુમાં ડુબ્યા, ત્યાંથી એમની પુનરાવૃત્તિ થાય નહિ. એઓ કાંઇ મિથ્યા ભ્રાન્તિમાં પડયા નથી.

શ્રીગોપિકાઓ કરતાં ન્યૂન ભાવવાળા હતા, તે કારણથી ' સર્વે વ્રજ-વાસી " શબ્દો પાછળ મુકયા છે.

શ્લોકમાં ' કિમ્ ' શબ્દ છે, તેનો અર્થ ' કરશે કે નહિ.' એમ વિકલ્પ સૂચવે છે 'કિમ, કિમૂત' શબ્દોનો અર્થ વિકલ્પમાં છે એમ કોષમાં કહ્યું છે. 'વિધાસ્યતિ' પદ ભવિષ્યકાલમાં છે, તે આશંસા દર્શાવે છે. ॥ ૨ ॥

હવે ઉત્તમ અધિકારીએ કરેલો ત્યાગ વિરહ પછી થતા સાક્ષાત્કારને માટે હોય છે. એવા ભકતને ભગવાનના સાક્ષાત્કાર પછી જ્યારે વ્રજવાસીઓની માફક પાછળથી વિરહ થાય છે ત્યારે તેને પ્રથમ અનુભવેલા લીલાસુખ વગેરેનું સ્મરણ થાય છે, અને આ વિરહ સમયે તે લીલા વગેરેથી મિશ્રિત અનુભવ થાય છે; તે વખતે ભગવાનનું સ્મરણ કરાવનાર જે નિરોધ તે તેની ભકિતની વૃદ્ધિરૂપ છે, તેથી એવા ભકતને પોતામાં એવા નિરોધને દર્શાવનાર લક્ષણ કહે છે:—

મૂલમ્—उद्धवागमने जात उत्सवः सुमहान् यथा ।
वृन्दावने गोकुले वा तथा मे मनसि क्वचित् ॥ ३ ॥

શ્લોકાર્થ:—શ્રીવૃન્દાવનમાં અને શ્રીગોકુલમાં ઉદ્ધવજી પધાર્યા ત્યારે મોટો ઉત્સવ થયો તેવો મારા મનમાં કોઇક વાર થાઓ.

વિવેચન—જેમ પ્રથમ શ્લોકમાં 'સ્યાત્' શબ્દ છે તેમ આ શ્લોકમાં પણ સમજી લેવો. એટલે ઉદ્ધવજીના પધારવાથી જેમ પ્રભુનું સ્મરણ ઉત્સવ વિગેરે થઇ રહ્યાં હતાં. તેવાં સ્મરણ ઉત્સવ વગેરેની ઇચ્છા થવી એજ પોતામાં તેની ભકિતની વૃદ્ધિને દર્શાવનાર નિરોધનું લક્ષણ છે, તેથી ઉપર કહેલા ભાવની આકાંક્ષા શ્રીવ્રજનાથના સ્વરૂપમાં આસકત ભકતોનેજ થાય છે, બીજા સ્વરૂપમાં આસકત ભકતોને થવી

નથી એમ સમજવું. તેમજ શ્રીવ્રજનાથસ્વરૂપમાં આસક્ત ભક્તોજ ભગવાનના પરમ અનુગ્રહવાળા હોય છે એમ પણ સમજવું. ત્રીજા શ્લોકમાં "વૃન્દાવન" પદ મુકયું છે તે અનુગ્રહવાળા ભક્તોમાં પણ અધિકતા સૂચવવાને મુકયું છે તેથી આવા પુષ્ટિમાર્ગ વિષેજ આ વિચાર છે, સર્વ માર્ગ વિષે આ વિચાર નથી.

ચાચા શ્રીગોપેશજીના મતપ્રમાણે શ્રીસુબોધિનીજી વગેરેમાં વર્ણવેલો નિરોધ આવશ્યક છે એમ સૂચવનાર મનોરથ આ ત્રણ શ્લોકમાં છે. શ્રીહરિરાયજીના મત પ્રમાણે નિરોધના નિમિત્તકારણભૂત ભાવના અને ગુણગાનમાં પ્રથમ ભાવનાનું નિરૂપણ આ ત્રણ શ્લોકમાં કર્યું છે; એ ભાવના બહુ દુર્લભ છે એમ બોધ કરવાને શ્રીમદાચાર્યચરણે પ્રાર્થના રૂપે તેનું વર્ણન કર્યું છે, શ્રીપુરુષોત્તમજી કહે છે કે મારા મતપ્રમાણે આ ત્રણ આશંસા ભક્તિની વૃદ્ધિ દર્શાવનાર લક્ષણ તરીકે કહેલી છે, તેથી ઉપલા બે મતોથી એટલો ભેદ સમજવો.

એ પ્રમાણે ત્યાગીઓમાં જે ભક્તો માત્ર શ્રવણથી ઉત્પન્ન થતી ભાવનામાં આસક્ત છે તેઓની ભક્તિની વૃદ્ધિરૂપ ભાવનાત્મક નિરોધ હોય છે, તેનું સર્વ પ્રકારે જ્ઞાન થવાને આશંસારૂપ કાર્યલક્ષણથી વર્ણન કર્યું. હવે જે ભક્તો ત્યાગી છે અને ઉપર કહેલી ભાવનાવાળા ભક્તો કરતાં ઉત્તમ છે, અને પ્રભુના ગુણગાનમાં આસક્ત છે તેમની ભક્તિની વૃદ્ધિરૂપ નિરોધ કેવો હોય તેનું જ્ઞાન કરાવનાર કાર્ય લક્ષણ ત્રણ શ્લોકથી કહે છે. તેમાં પ્રથમ ગુણગાન કરનારા ભક્તોમાં જે હીન અધિકારીઓ હોય તેઓમાં એ નિરોધ કેવા પ્રકારનો હોય છે તે દર્શાવનાર લક્ષણ કહે છે:—

मूलम्-महतां कृपया यावद्भगवान् दययिष्यति ।
तावदानन्दसन्दोहः कीर्त्यमानः सुखाय हि ॥४॥

શ્લોકાર્થ—મોટાઓની કૃપાથી જ્યારે ભગવાન્ દયા કરશે (ફલદાન કરશે) ત્યાંસુધી જેનું કીર્તન કરીએ છીએ એવા આનંદના સમૂહરૂપ પ્રભુ નિશ્ચય સુખરૂપ થાય છે.

વિવેચન—આ શ્લોકમાં 'યાવત્' (જ્યાંસુધી) 'તાવત્' (ત્યાંસુધી) એ શબ્દો છે, તેમાં 'યાવત્' પાછલી સ્થિતિનું વર્ણન કરે છે, અને 'તાવત્' પ્રથમ સ્થિતિ દર્શાવે છે; એટલે પ્રથમ આનન્દના સમૂહરૂપ પ્રભુ કીર્તનમાં સુખ આપે છે, અને પછી ભગવાન્ દયા કરે છે, અને ભક્તને સ્વસ્વરૂપમાં એકતાન કરી દેછે. શ્લોકમાં 'મહતામ્' શબ્દ છે તે પરોક્ષથી વ્રજભક્તોનો સૂચક છે, એટલે પુષ્ટિમાર્ગમાં વ્રજભક્તો જ મોટા છે. તેમની કૃપાથી ભગવાન સ્વરૂપમાં એકતાન કરી દે ત્યાંસુધી સ્મરણપૂર્વક પ્રભુના નામોનું કીર્તન કરવું. 'નામાનિ અનન્તસ્ય' એ શ્લોકમાં કહ્યા પ્રમાણે સ્મરણપૂર્વક વર્ણન કરવાથી શ્રીમદ્વૃન્દાવનેન્દુએ પ્રકટ કરેલા રસિક ભક્તોના આનન્દનો લીલારૂપ સમૂહ સુખ આપ્યા વિના રહેતો નથી. તેથી તે પ્રભુની લીલાના કીર્તન વડે જે સુખ થાય છે તે પોતાના વ્યસનના ઉત્કર્ષરૂપ નિરોધ દર્શાવનાર કાર્યલક્ષણ છે. કીર્તનમાં લજ્જા છુટી જવાથી અને પ્રપંચની વિસ્મૃતિ વધારે થવાથી આ અનુભવ થાય છે.

એ પ્રમાણે ગુણગાન કરનાર ભક્તની પૂર્વ દશા કરતાં અધિકતા અને ગુણગાનમાં આસક્તિ ઉપર કહેલા મોટાઓની કૃપાથી થાય છે. તેવો નિરોધ પોતાને પ્રાપ્ત થતાં તે દર્શાવનાર લક્ષણ કહે છે:-

मूलम्—महतां कृपया यद्वत् कीर्तनं सुखदं सदा ।
न तथा लौकिकानां तु स्निग्धभोजनरूक्षवत् ॥ ५ ॥

અર્થ:—જેવી રીતે મોટાઓની કૃપાથી ભક્તોએ કરેલું પ્રભુની લીલાનું કીર્તન સદા સુખ આપે છે, તેમ

લૌકિક જનોએ કરેલું લૌકિક વિષયનું કીર્તન સુખ આપતું નથી; જેમ કે જે પુરૂષે ઘીવાળું ભોજન કરેલું છે તેને લુખું ભોજન સુખ આપતું નથી તેમ.

વિવેચન—મોટા એટલે ઉપર કહ્યા પ્રમાણે વ્રજભક્તો સમજવા. કીર્તન એટલે ભક્તે કરેલું લૌકિક વિષયોનું કીર્તન. ન એટલે સુખ આપતું નથી. દૃષ્ટાન્ત આપતાં કહે છે કે ઘીવાળા ભોજન કરનારને જેમ લુખું ભોજન આનન્દ આપતું નથી, તે પ્રમાણે લૌકિક જનોએ કરેલું લૌકિક વિષયનું કીર્તન સુખ આપતું નથી, અને ભક્તોએ કરેલું અલૌકિક વિષયનું કીર્તન સુખ આપે છે, 'હર્ષથી રૂંવાટી ઉભી ન થાય, ચિત્ત દ્રવે નહિ, આનન્દના અશ્રુની ધારા વહે નહિ, એવી ભક્તિ થાય નહિ, ત્યાં સુધી હૃદય કેમ શુદ્ધ થાય?' એ શ્લોકમાં કહેલા ધર્મોથી આ સુખનો અનુભવ થાય છે. આવા સુખનો કીર્તનમાં અનુભવ થવો તે જ પૂર્વે કહેલા નિરોધ કરતાં પોતામાં ઉત્કૃષ્ટ નિરોધ દર્શાવનાર લક્ષણ સમજવું.

હવે એના કરતાં પણ વધારે ઉત્કૃષ્ટ અધિકાર પ્રાપ્ત કરતાં પૂર્વ કરતાં અધિક નિરોધ પોતાને પ્રા. થયો છે તે દર્શાવનાર લક્ષણ કહે છે.

મૂલમ્—ગુણગાને સુખાવાપ્તિર્ગોવિન્દસ્ય પ્રજાયતે ।
યથા તથા શુકાદીનાં નૈવાત્મનિ કુતોન્યતઃ ॥ ૬ ॥

અર્થ—મોટાઓની કૃપાથી ગોવિન્દના ગુણગાનમાં જે સુખની પ્રાપ્તિ થાય છે, તે શ્રીશુકદેવજી વગેરેના હૃદયમાં પણ થતી નથી. તો બીજી કોઇ રીતે તો ક્યાંથીજ થાય?

વિવેચન—'મહતાં કૃપયા' એ બે શબ્દો આ શ્લોકમાં પણ સમજી લેવા. મોટાઓની કૃપાથી ગોવિન્દના ગુણગાનમાં એટલે સર્વને

અનુસાર ભગવદ્‌ગુણોવાળા શબ્દો અને વાક્યોના કીર્તનમાં જેવી અતિશય સુખની પ્રાપ્તિ થાય છે, તેવી શુકદેવજી વગેરે જ્ઞાની ભક્તોના હૃદયમાં પણ થતી નથી, તો બીજે કોઇ પ્રકારે તો કયાંથીજ થાય? જ્ઞાન અને ભક્તિ (એ બન્ને શુકદેવજીમાં છે) એ એથી ન થાય તો તે વિનાના બીજા કોઇ હેતુથી તો કયાંથીજ થાય? એ પ્રમાણે ભગવાનના ગુણગાનથી એવા સુખની પ્રાપ્તિ થવી એ પહેલાના કરતાં પોતામાં ઉત્કૃષ્ટ નિરોધ દર્શાવનાર લક્ષણ સમજવું. એ પ્રમાણે ત્યાગીઓમાં જે કીર્તન કરનારાઓ અને ગુણગાન કરનારાઓ છે, તે બન્નેમાં મોટાઓની એટલે વ્રજભક્તોની કૃપા હેતુરૂપે અપેક્ષિત છે એમ સૂચવ્યું.

એ કૃપા અને તેના પરિણામરૂપ ગુણકીર્તનથી થતું સુખ કેમ પ્રાપ્ત થાય, એવી અપેક્ષા થતાં તેમાં ભગવાનની કૃપા જ હેતુરૂપ છે એમ પ્રકારભેદથી કહે છેઃ—

મૂલમ્—क्लिश्यमानान् जनान् दृष्ट्वा कृपायुक्तो यदा भवेत् ।
तदा सर्वं सदानन्दं हृदिस्थं निर्गतं बहिः ॥ ७ ॥

અર્થ—પોતાની પ્રાપ્તિને માટે નિજજનને ક્લેશ પામતા જોઈ જ્યારે પ્રભુ દયાવંત થાય ત્યારે હૃદયમાં રહેલા સર્વાંશ સમ્પૂર્ણ યશોદોત્સંગલાલિત કૃષ્ણપરમાત્મા બહાર પ્રકટ થાય છે.

વિવેચન—જનાન્ એટલે જન્મધર્મવાળા નિજજનને પ્રભુ પ્રાપ્તિ માટે દુઃખી થતા જોઇ જ્યારે પ્રભુ બહુ અનુગ્રહ કરે છે, ત્યારે હૃદયમાં રહેલા સર્વ સદાનન્દ બહાર પ્રકટ થાય છે. પહેલી પંક્તિમાં 'ભવેત્' શબ્દ છે તે બીજી પંક્તિમાં પણ યોજી લેવો.

છાન્દોગ્ય ઉપનિષદના દશમા પ્રપાઠકમાં કહ્યું છે કે 'अथ यदि-

यमस्मिन् ब्रह्मपुरे दहरं पुण्डरीकं वेश्म दहरोऽस्मिन्नन्तराकाशस्तस्मिन् यदन्तस्तदन्वेष्टव्यं तद्वाविजिज्ञासितव्यम् '। અર્થ:–આ બ્રહ્મ પુરમાં સૂક્ષ્મ કમલરૂપી ઘર છે, તેમાં સૂક્ષ્મ અંતરાકાશ છે, તેની અંદર જે છે, તેની શોધ કરવી જોઇએ, તેની જિજ્ઞાસા કરવી જોઇએ.

અહીં એમ શંકા થાય છે કે જીવનો શોધ કરવાનો વિચાર થાય છે કે બ્રહ્મ? જીવ બ્રહ્મ છે? તેનો શોધ કરવો? કે જીવથી જુદું કોઇ બ્રહ્મ છે તેનો શોધ કરવો? અણુભાષ્યના પ્રથમ અધ્યાયના ત્રીજા પાદમાં પાંચમા અધિકરણમાં આ વિષયનો નિશ્ચય કર્યો છે–દહર ( સૂક્ષ્મ ) બ્રહ્મ છે કેમ જે એ પ્રપાઠકમાં બ્રહ્મલોકમાં જવાનું કહ્યું છે,–" एवमेवेमाः सर्वाः प्रजा अहरहर्गच्छन्त्य एतं ब्रह्मलोकं न विन्दन्ति" અર્થ:–એ પ્રમાણે સર્વ પ્રજા દરરોજ બ્રહ્મલોકમાં જાય છે ( નિદ્રામાં ) પણ તેને જાણતા નથી. વળી એજ પ્રપાઠકમાં કહ્યું છે કે ' एष आत्मा अपहतपाप्मा सत्यकामः सत्यसङ्कल्पः ' અર્થ–એ આત્મા પાપ વગરનો સત્યકામ સત્યસંકલ્પવાળો છે. અહીં અપહતપાપ્મા, સત્યકામ સત્યસંકલ્પ વગેરે શબ્દો બ્રહ્મવાચક છે, જીવવાચક નથી. બ્રહ્મલોક શબ્દ જે ઉપરના વાક્યમાં છે તે પણ જીવવાચક હોઇ શકે નહિ. વળી ત્યાંજ કહ્યું છે કે ' अथ य आत्मा स सेतुर्विधृतिरेषां लोकानामसम्भेदाय ' અર્થ–જે આત્મા છે તે સેતુ છે, આ લોકનો ધારણકર્તા, વગેરે શબ્દો પણ જીવને લાગુ પડે નહિ. વળી એ પ્રકરણમાં કહેલા સર્વ ધર્મ બ્રહ્મમાંજ પ્રસિદ્ધ છે, આ સર્વ કારણોને લીધે ' દહર ' ( સૂક્ષ્મ ) બ્રહ્મ છે, આ દહરવિદ્યા કહેવાય છે.

કીર્તન કરનારા ભક્તોપર ભગવાનની કૃપા થતાં ભાવનાની પ્રબલતાથી દહર વિદ્યામાં કહેલા સર્વની અંદર રહેલા પ્રભુનું પ્રાક-

ટ્ય થાય છે, તેજ સમયે સાથે સાથે વ્રજભક્તો પણ પ્રકટ થાય છે. ત્યારે તેમની કૃપાથી એ નિરોધ ફલ આપે છે. માટે આ પણ ફલ આપનાર નિરોધનું લક્ષણ છે.

હવે કીર્તન કરનારાઓમાં એથી પણ વિશેષતાનું વર્ણન કરે છે.

मूलम्—सर्वानन्दमयस्यापि कृपानन्दः सुदुर्लभः ।
हृद्गतः स्वगुणान् श्रुत्वा पूर्णः प्लावयते जनान् ॥ ८ ॥

અર્થ—સર્વ આનન્દપ્રચુર પ્રભુનો પણ કૃપારૂપી આનન્દ અત્યન્ત દુર્લભ છે. હૃદયમાં રહેલા પ્રભુ પોતાના ગુણો ગવાતા શ્રવણ કરીને કૃપાથી પૂર્ણ થઇને નિજ ભક્તજનોને રસથી પૂર્ણ કરે છે. ( રસમાં પૂર્ણ ભીંજવી દે છે. )

વિવેચન—ઉપર કહેલી રીતે સર્વ સદાનન્દરૂપ પ્રભુ બહાર પ્રકટ થતાં જે સદાનન્દતા ભક્તને પ્રાપ્ત થાય છે તેથી કાંઇ સર્વાનન્દઘનરૂપ પ્રભુનો જે કૃપાનન્દ તે પ્રાપ્ત થતો નથી. પ્રભુની કૃપાથી મળતો આનન્દ તો બહુ જ દુર્લભ છે. કેમકે તે તો ભગવાન્ દાન કરે ત્યારે જ મળે. એ વાત બીજી પંક્તિમાં સ્પષ્ટ કહી છે. હૃદયમાં રહેલા ભગવાન પોતાના ગુણોનાં કીર્તન સાંભળીને 'પૂર્ણ' એટલે બહુ પ્રકારે ભક્તમાં પ્રવેશ કરીને અથવા 'પૂર્ણ' એટલે કૃપાથી પૂર્ણ થઇને નિજ જનને અન્દર અને બહારથી રસથી વ્યાપ્ત કરે છે. અહીં 'શ્રુત્વા' પદ છે તેથી એમ સુચન થાય છે કે ગુણોનું કીર્તન આધિક છે; તેથી ભક્તજનમાં ભગવાનની કૃપાથી જે ભગવદાનન્દ પ્રકટ થાય છે તેનાથીજ એ કીર્તન થઇ શકે છે. ભગવદાનન્દ પ્રકટ થયા વિના એ કીર્તન થઇ શકતાં નથી, માટેજ એ અતિદુર્લભ છે, અને તેથીજ એ ફલાત્મક નિરોધનું લક્ષણ છે. એ પ્રમાણે ભક્તિવૃદ્ધિનું

સ્વરૂપ અહીં સમ્પૂર્ણ થાય છે. તેથી ઉપર કહેલા ત્યાગીઓમાં સાધનાંશ સરખો હોવા છતાં 'छन्दत उभयाविरोधात्' એ ન્યાયથી જ્યાં ભગવાનને તે ભક્તોએ કરેલાં પોતાનાં ગુણગાન અને કીર્તન શ્રવણ કરવાની ઇચ્છા થાય છે. ત્યાં તે ભક્તોની ગુણગાન વગેરેમાં પ્રવૃત્તિ કરાવે છે જ્યાં એવી ઇચ્છા પ્રભુને થતી નથી ત્યાં તે ભક્તોને ભાવનામાત્રમાં પ્રવૃત્તિ કરાવે છે, એ પ્રમાણે મુખ્ય અધિકારીઓમાં વ્યવસ્થા સમજવી, આથી ભગવત્કૃપા આપણાપર કેટલી થઇ તેની પરીક્ષા કરવાનો પ્રકાર બતાવ્યો.

એ પ્રમાણે જુદા જુદા પ્રકારના નિરોધનાં લક્ષણો બતાવીને નિરોધનાં સાધનનો ઉપદેશ કરે છે:—

मूलम्—तस्मात् सर्वं परित्यज्य निरुद्धैः सर्वदा गुणाः।
सदानन्दपरैर्गेयाः सच्चिदानन्दता स्वतः ॥ ९ ॥

અર્થ—ભાવના કરતાં ગુણગાનથી ભગવાન્ વધારે પ્રસન્ન થાય છે તેથી સર્વનો પરિત્યાગ કરીને પ્રપંચવિસ્મૃતિપૂર્વક ભગવદાસક્તિવાળા થઇને, હૃદયમાં રહેલી લીલા સૃષ્ટિમાં એકતાન થઈને સર્વદા પ્રભુના ગુણોનું ગાન કર્યા કરવું, તેથી એની મેળે જ (બીજા કોઇ સાધનવિના) અક્ષરબ્રહ્મતા પ્રાપ્ત થાય છે.

વિવેચન—ભાવના કરતાં પણ ભગવાન્ ગુણગાનથી અધિક પ્રસન્ન થાય છે, તેથી માર્ગની રીતે પ્રમાણે પ્રેમથી સર્વ ગૃહાદિકનો વાસના સહિત ત્યાગ કરીને પ્રપંચવિસ્મૃતિ પૂર્વક ભગવાનમાં આસક્તિ રાખીને હૃદયમાં રહેલી લીલાસૃષ્ટિમાં એકતાન થઇને સર્વદા એટલે દરેક ક્ષણે ભગવાનના ગુણગાન કર્યા કરવા. એમ કરવાથી અવા-

ન્તર ફલ (વચમાં મળતું ફલ) કહે છેઃ—સચ્ચિદાનન્દતા સ્વતઃ એટલે ગુણગાન વિનાના બીજા કોઇ પણ સાધન વિના એની મેળે અક્ષરબ્રહ્મતા પ્રાપ્ત થાય છે. "स्वतः" ને બદલે "ततः" પાઠ હોય તો ततः એટલે ગુણગાનથી જ એમ અર્થ કરવો. આથી ગુણગાન કરનાર ભકતને પોતાની અવસ્થાની પરીક્ષા કરવાનો પ્રકાર બતાવ્યો. સિદ્ધાન્તમુકતાવલી ગ્રન્થમાં "ततः संसारदुःखस्य निवृत्तिर्ब्रह्मबोधनम्" એટલે સંસારના દુઃખની નિવૃત્તિ અને બ્રહ્મબોધ થાય છે એમ જે અવાન્તર (વચમાંનું) ફળ કહ્યું, તે આવા ભકતોને જ થાય છે એમ સમજવું.

એ પ્રમાણે ત્યાગીઓમાં મુખ્ય અધિકારીઓને જેવા નિરોધની સિદ્ધિ થાય છે, તેનું સ્વરૂપ કહ્યું. હવે એ વિષયમાં આગળ જે સિદ્ધ કરવાનું છે તેમાં પોતાના અનુભવનું પ્રમાણ આપે છે, અને તે વર્ણન કરવાનું પ્રયોજન કહે છેઃ—

मूलम्—अहं निरुद्धो रोधेन निरोधपदवीं गतः ।
निरुद्धानां तु रोधाय निरोधं वर्णयामि तम् ॥ १० ॥

અર્થ—સંસારાવેશરહિત થઇને ઇંદ્રિયનિગ્રહ કરીને હું ભગવદાસકત થયો છું, અને નિરોધના માર્ગને પ્રાપ્ત થયો છું, અને સંસારમાં નિરોધ પામેલા ભકતોના નિરોધને માટે તે નિરોધનું વર્ણન કરૂં છું.

વિવેચન—ઉપર કહ્યું તેવી રીતે હું (શ્રીમદ્વલ્લભાચાર્યજી) ભગવાનમાં આસકત છું, સંસારાવેશરહિત હોવાથી ઇંદ્રિયનિગ્રહથી નિરોધમાર્ગને પ્રાપ્ત થયેલો છું, નિરોધની ઇચ્છાવાળાઓને સંસારાવેશથી રહિત કરવાને એ નિરોધનું વર્ણન કરૂં છું. શ્લોકમાં 'તુ' પદ છે તે એમ સૂચવે છે કે એ વર્ણન કરવાનું બીજું કાંઇ પ્રયોજન નથી.

શ્લોકમાં અંતે 'तम्' ને બદલે 'ते' પદ હોય તો 'તારે માટે એવો અર્થ કરવો. એટલે કોઇ કૃપાપાત્ર ભક્તજન ભક્તિવૃદ્ધિ કેમ થાય વગેરે પ્રશ્ન શ્રીમહાચાર્યચરણને કરે છે તેને પોતે કહે છે કે તારે માટે, તને નિરોધ પ્રાપ્ત થાય તે માટે આગળ વર્ણન કરૂં છું.

એ પ્રમાણે મધ્યમ અધિકારી વગેરેને માટે નિરોધના વર્ણનની પ્રતિજ્ઞા કરીને તેનું વર્ણન કરતાં એવા ભક્તોને ઉપયોગી નિરોધનું સ્વરૂપ કહે છેઃ—

मूलम्—हरिणा ये विनिर्मुक्तास्ते मग्ना भवसागरे ।
ये निरुद्धास्त एवात्र मोदमायान्त्यहर्निशम् ॥ ११ ॥

શ્લોકાર્થ—દુઃખ દૂર કરનાર શ્રીહરિએ જેમનો ત્યાગ કર્યો છે તેઓ ભવસાગરમાં ડુબી ગયા છે; જેઓ ભગવાનમાં નિરોધ પામ્યા છે તેઓ જ ગુણગાનમાં રાત્રિદિવસ આનન્દ પ્રાપ્ત કરે છે.

વિવેચન—विनिर्मुक्ताः એટલે વિશેષ રીતે ત્યાગ કર્યો છે, નિજ જન તરીકે અંગીકાર કર્યો નથી. અત્રે એટલે ગુણગાનમાં અને ભાવનામાં. સંસારાવેશ થવો તે ભગવાને અંગીકાર કર્યો નથી એમ દર્શાવનાર લક્ષણ છે. સંસારાવેશથી વિરૂદ્ધ ગુણગાન અને ભાવભાવનામાં અહર્નિશ આનન્દની પ્રાપ્તિ થવી તે નિરોધ પામેલા ભક્તનું સામાન્ય લક્ષણ છે.

એ પ્રમાણે એ નિરોધના લક્ષણનું નિરૂપણ કરીને ભાવભાવના કરનાર ભક્ત કરતાં ગુણગાન કરનાર ભક્તની વિશેષતા કહે છેઃ—

मूलम्—गुणेष्वाविष्टचित्तानां सर्वदा मुरवैरिणः ।
संसारविरहक्लेशौ न स्यातां हरिवत्सुखम् ॥ १२ ॥

શ્લોકાર્થ :—મુરદૈત્યના વૈરી પ્રભુના ગુણોમાં જેમનું ચિત્ત સર્વદા આસક્ત છે એવા ભક્તોને સંસાર અને પ્રભુ-ના વિરહથી ક્લેશ થતાં નથી, પણ પ્રભુની માફક સુખ થાયછે.

વિવેચન—મુરદૈત્યના શત્રુ એટલે જડદોષ નિવૃત્ત કરનાર પ્રભુના શ્રીગોવર્ધનોદ્ધરણ વગેરે ગુણોમાં સર્વદા જેમનું ચિત્ત આસક્ત છે, તેમને અહન્તામમતાત્મક સંસાર તથા વિરહક્લેશ થતા નથી. ભાવભાવના કરનારા ભક્તોને દુઃખની આશંસા હોવાથી, સુખની આકાંક્ષા હોવાથી અને ભગવાન અમારૂં સ્મરણ કરે એવી આકાંક્ષા હોવાથી, વિરહથી થતું દુઃખ વિશેષ થાય છે, તેથીજ તેમનો જલદી લય થાય છે. ગુણ ગાનારા ભક્તોને તો સંસારાવેશનો અભાવ હોવાથી લૌકિક દુઃખ થતું નથી, પ્રભુના વિરહની સ્ફૂર્તિ થતાં અંતર્નિષ્ઠા થાય છે. અને અકાર પ્રભુના અનુભવ થતાં ગુણગાન થાય છે, તેથી ભગવાનની માફક સુખ થાય છે.

એ પ્રમાણે ભાવના કરનાર ભક્તો અને ગુણગાન કરનાર ભક્તોમાં જે ભેદ છે તે દર્શાવ્યો, હવે ગુણગાનમાં કૃપા એજ હેતુ છે તે દર્શાવે છે, અને મધ્યમ અધિકારમાં હેતુ અને વ્યવસ્થાનું વર્ણન કરે છેઃ-

मूलम्—तदा भवेद्दयालुत्वमन्यथाक्रूरता मता ।
बाधशङ्कापि नास्त्यत्र तदध्यासोपि सिध्यति ॥ १३ ॥

શ્લોકાર્થઃ- ઉપર કહ્યા પ્રમાણે થાય ત્યારે પ્રભુની કૃપા સમજવી. તેમ ન થાય તો ( પ્રભુના ગુણોમાં ચિત્તનો આવેશ ન થાય તો ) ભક્તિમાર્ગમાં પડાય નહિ એટલું થાય.

એમાં કોઈ પ્રકારના બાધની શંકા કરવી નહિ. અને ભગવાનમાં અધ્યાસ પણ સિદ્ધ થાય છે.

**વિવેચન**—જ્યારે ઉપર કહ્યા પ્રમાણે ગુણગાનમાં પ્રવૃત્તિ થાય ત્યારે ભગવાનની કૃપા સમજવી. હવે મધ્યમાધિકારીની વ્યવસ્થા કહે છે:–અન્યથા એટલે પ્રભુના ગુણગાનમાં ચિત્તનો આવેશ ન થાય તો ભગવાનથી અક્રૂરતા સમજવી, એટલે તે ભક્ત ભક્તિમાર્ગમાંથી પડતો નથી. ' **मता** ' એટલે સંસારાવેશનો અભાવ તેમજ ભગવાનના ગુણોમાં ચિત્તાવેશનો અભાવ એ બેથીં એ અક્રુરતા સ્પષ્ટ માલમ પડે છે. અને તેથીજ મધ્યમ અધિકાર સમજવો. અહીં ભગવાનની અક્રૂરતામાં કોઇ પણ પ્રકારકા બાધની શંકા, ભગવાનના અજ્ઞાનથી નિરોધ જતા રહેવાની શંકા કરવી નહિ. તેમજ ભાવનાની પ્રબળતાથી લય થઇ જશે એ પણ ન સમજવું, પણ સતત્ આસક્તિથી ભગવાન્માં ચિત્તનો અધ્યાસ સિદ્ધ થાય છે. એથી આ સર્વાત્મભાવના પ્રાકટ્યવાળી મધ્યમ અધિકારીની વ્યવસ્થા સમજવી. આ સર્વાત્મભાવનું પ્રાકટ્ય એવા નિરોધનું લક્ષણ સમજવું ભક્તિવર્ધિની ગ્રન્થમાં **बीजभावे दृढे तु स्यात् त्यागाच्छ्रवणकीर्तनात्**' અર્થ–'બીજભાવ દઢ થવાથી, ત્યાગથી અને શ્રવણકીર્તનથી ભક્તિવૃદ્ધિ થાય છે ' એમાં જે ભક્તિવૃદ્ધિનાં સાધન કહ્યાં તેના ફલનું આ શ્લોકમાં વર્ણન કર્યું.

હવે જે ભક્તનો બીજભાવ દઢ નથી અને જે ભક્ત '**पूजया–श्रवणादिभिः** ' વગેરેથી બીજભાવ દઢ કરવા પ્રયત્ન કરતો હોય તેવા ભક્તને સંસારાવેશ હોવાથી તેની વ્યવસ્થા ત્રણ શ્લોકવડે કહે છે, અને એવા ભક્ત જે સેવા કરે છે તે આધિદૈવિકી થાય તે માટે પ્રથમ ઉદ્વેગને કાઢી નાખનાર સર્વવસ્તુસમર્પણરૂપ સાધન કહે છે:—

मूलम्–संसारावेशदुष्टानामिन्द्रियाणां हिताय वै ।
कृष्णस्य सर्ववस्तूनि भूम्न ईशस्य योजयेत् ॥ १४ ॥
भगवद्धर्मसामर्थ्याद्विरागो विषये स्थिरः ।
गुणैर्हरिसुखस्पर्शान्न दुःखं भाति कर्हिचित् ॥ १५ ॥
एवं ज्ञात्वा ज्ञानमार्गादुत्कर्षं गुणवर्णने ।
अमत्सरैरलुब्धैश्च वर्णनीयाः सदा गुणाः ॥ १६ ॥

અર્થઃ—સંસારાવેશથી દુષ્ટ થયલી ઇંદ્રિયોના કલ્યાણને માટે સર્વના નિયંતા, સર્વત્ર વ્યાપક, આનન્દમય પ્રભુને વિષે સર્વ વસ્તુઓનો નિશ્ચયથી વિનિયોગ કરવો. ॥ ૧૪ ॥

ભગવાનના ધર્મોના સામર્થ્યથી વિષયોમાં વૈરાગ્ય સ્થિરતાથી રહે છે, પ્રભુના ગુણ ગાનથી હરિસુખનો સ્પર્શ થવાથી કોઇ પણ સમયે દુઃખનું ભાન થતું નથી. ॥ ૧૫ ॥

એ પ્રમાણે જ્ઞાનમાર્ગથી ઉત્તમતા જાણીને મત્સર અને લોભનો ત્યાગ કરીને સર્વદા પ્રભુના ગુણગાન કરવા. ॥ ૧૬ ॥

વિવેચન—જેનો બીજભાવ દૃઢ નથી, અને જેનું ચિત્ત સંસારાવેશી છે એવા ભકતે સંસારાવેશથી દુષ્ટ ઇંદ્રિયોનો નિગ્રહ કરવો નિગ્રહ કરતાં ઇંદ્રિયો ક્ષોભ–ખળભળાટ કરી મુકે છે, તેથી ક્ષોભ ન થાય તે માટે ઇંદ્રિયોના હિતને અર્થે ભકતે પોતાની સર્વ વસ્તુઓનો નક્કી સર્વના નિયન્તા સર્વત્ર વ્યાપક આનન્દમય પ્રભુમાં વિનિયોગ કરવો, સર્વ વસ્તુઓ પ્રભુને સમર્પીને ભગવત્સમ્બન્ધથી મિશ્રિત કરીને ઉપયોગ કરવો. ફલાત્મક પ્રભુનું સૂચન કરવાને શ્લોકમાં ' कृष्ण ' શબ્દ મુકેલો છે, અવતાર વિગેરેનું નિવારણ કરવાને ' भूमन् ' શબ્દ

મુક્યો છે. માત્ર એટલુંજ ( **समर्पण** ) સાધન કરવાથી વિષયવ્યાસક્તિનું નિવારણ કરવાનું સામર્થ્ય પ્રભુમાં છે તે દર્શાવવાને '**ईशस्य**' શબ્દ મુક્યો છે, '**तं यथायथोपासते**' એ શ્રુતિમાં કહ્યા પ્રમાણે અને '**तत्क्रतुन्याय**' પ્રમાણે ઉપર કહેલા ( **फल, भूमन्, ईश शब्दोथी सूचित** ) ધર્મો સહિત ચિન્તનની આવશ્યકતા હોવાથી એ ત્રણે શબ્દો ( **कृष्ण, भूमन्, ईश,** ) કહ્યા છે.

હવે ફલનું ઉપપાદન કરે છે. સર્વ વસ્તુ સમર્પણ કરવી એ ભગવદ્ધર્મ છે એમ એકાદશ સ્કન્ધમાં ત્રીજા અધ્યાયમાં અઠ્ઠાવીશમા શ્લોકમાં પ્રબુદ્ધ યોગેશ્વરે કહ્યું છેઃ—

**इष्टं दत्तं तपो जप्तं वृत्तं यच्चात्मनः प्रियम् ।**
**दारान्सुतान्गृहान्प्राणान्यत्परस्मै निवेदनम् ॥ २८ ॥**
**इति भागवतान् धर्मान् शिक्षन्भक्त्या तदुत्थया ।**
**नारायणपरो मायामञ्जस्तरति दुस्तराम् ॥ ३३ ॥**

અર્થઃ—યજ્ઞ, દાન, તપ, જપ, વૃત્ત, જે જે પોતાને પ્રિય હોય તે; સ્ત્રી, પુત્ર, ઘર, પ્રાણ સર્વ પ્રભુને નિવેદન કરવું, આ પ્રમાણે '**भगवद्धर्मो**' શીખતો અને એ ભગવદ્ધર્મોથી ઉત્પન્ન થયલી ભક્તિથી પ્રભુપરાયણ રહેતો પુરૂષ દુસ્તર માયાને જલદી તરી જાય છે ॥ ૨૮ ॥ ૩૩ ॥

અને 'વૈરાગ્ય' ફલરૂપ છે એમ કવિ યોગેશ્વરે બીજા અધ્યાયના બેતાલીસમા શ્લોકમાં કહ્યું છેઃ—

**भक्तिः परेशानुभवो विरक्तिरन्यत्र चैष त्रिक एककालः ।**
**प्रपद्यमानस्य यथाश्नतः स्युस्तुष्टिः पुष्टिः क्षुदपायोऽनुघासम् ॥४२॥**
**इत्यच्युताङ्घ्रिं भजतोऽनुवृत्त्या भक्तिर्विरक्तिर्भगवत्प्रबोधः ।**
**भवन्ति वै भागवतस्य राजंस्ततः परां शान्तिमुपैति साक्षात् ॥४३॥**

અર્થ:—જેમ ભોજન કરનારને દરેક કોળીએ સંતોષ, પુષ્ટિ અને ક્ષુધાની નિવૃત્તિ થાય છે તેમ ભગવાન્‌માં પ્રપન્ન પુરૂષને એકી વખતે ભક્તિ, પ્રભુનો અનુભવ અને અન્ય સર્વ સ્થળે વૈરાગ્ય એ ત્રણે થાય છે ।। ૪૨ ।।

હે રાજન્! આ પ્રમાણે અવિચ્છિન્ન ભાવથી પ્રભુના ચરણ કમલનું ભજન કરનાર ભક્તને ભક્તિ, વૈરાગ્ય અને ભગવદ્‌બોધ થાય છે ત્યારે તે સાક્ષાત્ પરમ શાંતિને પામે છે. ।। ૪૩ ।।

તેથી આ શ્લોકમાં કહેલા સર્વ વસ્તુ સમર્પણ રૂપ ભગવદ્ધર્મના સામર્થ્યથી વિષયમાં વૈરાગ્ય સ્થિર થવારૂપ ફળ મળે છે. ભક્તિવર્ધિનીમાં કહ્યું છે કે ' स्नेहाद्रागविनाशः स्यात् ' સ્નેહથી સંસારમાં રાગનો વિનાશ થાય છે ). એટલે ત્યાં સ્નેહથી જે ફલ અદૃઢ બીજભાવવાળાને કહ્યું, તે ફલની સ્થિરતા આ શ્લોકમાં કહી, માટે તે સ્થિરતા કરનાર સ્નેહનું દૃઢ થવું એ આ શ્લોકમાં ફલરૂપે સૂચવ્યું; એ પ્રમાણે સર્વ સમર્પણ કરી પ્રભુમાં યોજવું તે આવા ભક્તના નિરોધનું લક્ષણ સમજવું.

હવે આસક્તિ દૃઢ કરવાનું સાધન બીજી પંક્તિમાં ( गुणैः हरिसुख ) કહે છે. દ્વિતીય સ્કન્ધના ચતુર્થ અધ્યાયના સોળમા શ્લોકમાં શ્રી શુકદેવજી કહે છે કે:—

**विचक्षणा यच्चरणोपसादनात्सङ्गं व्युदस्योभयतोऽन्तरात्मनः।**
**विन्दन्ति हि ब्रह्मगतिं गतक्लमास्तस्मै सुभद्रश्रवसे नमोनमः॥१६॥**

અર્થ:—જે અંતરાત્મા પ્રભુના ચરણકમલને જ શરણ જઈને વિચક્ષણ પુરૂષો આ લોક તથા પરલોકમાંથી સંગ છોડીને શોકરહિત થયલા બ્રહ્મગતિ પ્રાપ્ત કરે છે, તે શ્રવણમંગલ યશવાન્ પ્રભુને વારંવાર નમન કરૂં છું

આ શ્લોકમાં કીર્તનપ્રણાલિકાથી ભગવદ્દગતિ પ્રાપ્ત કરનાર ભક્તોને ' શોકરહિત થયલા ' કહ્યા છે, તેથી ગુણકીર્તનથી હરિસુખનો સ્પર્શ થવાથી લૌકિક દુઃખનું કદિ પણ ભાન થતું નથી. અહીં સર્વ વસ્તુ પ્રભુમાં યોજવાનું પ્રથમ કહ્યું છે; તેથી તે અધિકારરૂપે સમજવું આથી આત્મનિવેદન કરનારને ભક્તિરૂપી ફલ પ્રાપ્ત થાય છે. એવાં ભગવદ્દવચનો એકાદશસ્કન્ધમાં ઓગણીસમા અધ્યાયમાં છે તેનું સ્મરણ થાય છે. ત્યાં ભગવાન કહે છે કે, મારી ભક્તિરૂપ ફલ સંપાદન કરવું હોય તેણે મારી અમૃતરૂપી કથાપર શ્રદ્ધા રાખવી, હમેશાં મારૂં કીર્તન કરવું, પૂજામાં અત્યંત નિષ્ઠા રાખવી, સ્તોત્રોથી મારૂં સ્તવન કરવું, સેવામાં આદર રાખવો; સાષ્ટાંગ પ્રણામ કરવા, મારા ભક્તોની અધિક પૂજા કરવી. સર્વ પ્રાણીઓ ઉપર ભગવદ્દભાવ રાખવો, મારે માટે શરીરનાં કાર્યો કરવાં, વાણીથી મારા ગુણગાન કરવા, મન મને અર્પણ કરવું. સર્વ કામનો ત્યાગ કરવો; મારે માટે ધન, ભોગ અને સુખનો ત્યાગ કરવો. યજ્ઞ, દાન, હોમ, જપ, વ્રત, તપ મારે માટે કરવાં. હે ઉદ્ધવ ! આત્મનિવેદન કરનારને આ ધર્મોથી મારે વિષે ભક્તિ થાય છે, પછી તેને બીજું શું બાકી રહ્યું ? તેથી આત્મનિવેદન કરી ગુણગાન કરનારને દુઃખનું ભાન થતું નથી એ ફલ સિદ્ધ થયું.

એ પ્રમાણે ફલનું વર્ણન કરીને દઢતાને માટે ગુણગાન કરવાનો ઉપદેશ કરે છે

એ પ્રમાણે ગુણવર્ણનમાં જ્ઞાનમાર્ગ કરતાં ઉત્તમતા સમજીને મત્સર અને લોભ એ બે દોષનો ત્યાગ કરીને સર્વદા ગુણવર્ણન કર્યા કરવાં.પારકાનો ઉત્કર્ષ સહન ન કરવો તે મત્સર; અત્યન્ત અભિલાષ તે લોભ, ' उत्कर्षः ' એમ પ્રથમ વિભક્તિવાળો પાઠ હોય તો એવો અર્થ કરવો કે ગુણોથી હરિસુખના સ્પર્શથી દુઃખનું ભાન થતું નથી,

એમ સમજીને ગુણવર્ણન કરવાથી જ્ઞાનમાર્ગથી ઉત્કર્ષ સિદ્ધ થાય છે,' એમ 'सिध्यति' અધ્યાહાર લઈને વાક્ય પૂર્ણ કરવું. જો સમજ્યા વિના ગુણવર્ણન કરે તો માત્ર દુઃખનું ભાન ન થાય એટલુંજ, સમજીને ગુણવર્ણન કરે તો જ આ ઉત્કર્ષ. એ પ્રમાણે ભગવાનના ગુણવર્ણન કરવાથી ગુણમાં આસક્તિ થવાથી 'જેને જેના ગુણમાં આસક્તિ થાય તેને તેનામાં (તે પુરુષમાં) આસક્તિ થાય છે' એ ન્યાય પ્રમાણે ભગવાન્‌ના ગુણમાં આસક્તિ થવાથી ભગવાન્‌માં આસક્તિ દૃઢ થાય છે. તેથી ભક્તિવર્ધિનીમાં કહેલાં ગૃહપર અરૂચિ, ઘરમાં રહેનારાઓના બાધકપણાનું અને અનાત્મપણાનું ભાન થાય છે. એમ અર્થબલથી સમજી લેવું. એ પ્રમાણે ગુણગાન તે આસક્તિવાળા ભક્તના નિરોધનું લક્ષણ સમજવું. હવે ભગવાન્‌માં વ્યસન દૃઢ થવાને ભગવાન્‌માં સાક્ષાત્ અને પરમ્પરાથી (સીધી રીતે તથા અન્ય કાર્યદ્વારા) પોતાની ઇંદ્રિયોના વિનિયોગરૂપ સાધન ત્રણ શ્લોકથી કહે છે:—

मूलम्-हरिमूर्तिः सदा ध्येया संकल्पादपि तत्र हि ।
दर्शनं स्पर्शनं स्पष्टं तथा कृतिगती सदा ॥ १७ ॥
श्रवणं कीर्तनं स्पष्टं पुत्रे कृष्णप्रिये रतिः ।
पायोर्मलांशत्यागेन शेषभावं तनौ नयेत् ॥ १८ ॥
यस्य वा भगवत्कार्यं यदा स्पष्टं न दृश्यते ।
तदा विनिग्रहस्तस्य कर्तव्य इति निश्चयः ॥ १९ ॥

અર્થઃ—ભગવાન્‌ના સ્વરૂપનું સર્વદા ધ્યાન કરવું, કેમકે સ્વરૂપમાં ભગવદ્‌ભાવથી દર્શન, સ્પર્શ, ચક્ષુ અને ત્વચાના કાર્યો સ્પષ્ટપણે થઈ શકે છે, તેજ પ્રમાણે સર્વદા હાથ પ-

ગના કાર્યો પણ ભગવદ્‌વિનિયોગમાં આવે છે. શ્રવણ કીર્તન પણ સ્પષ્ટપણે થાય છે. કામ પણ કૃષ્ણપ્રિય હોય તો ઉપસ્થકાર્ય રતિ ભગવત્‌સંબંધી થાય છે. પાયુ ઇંદ્રિયનું કાર્ય જે મલાંશ ત્યાગ કરવો તેવડે તેને શરીરમાં ગૌણભાવ પ્રાપ્ત કરાવવો. જે ઇંદ્રિયોનો જ્યારે ભગવદ્વિનિયોગ સ્પષ્ટ માલમ ન પડે ત્યારે તેનો નક્કી નિગ્રહ કરવો. ॥ ૧૭-૧૮-૧૯ ॥

વિવેચન--જે ભક્તનો બીજભાવ દૃઢ ન થયો હોય, તે ભગવાનમાં વ્યસન પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરતો હોય તો તેણે જે ભગવત્ સ્વરૂપની પોતે સેવા કરતો હોય તેનું નિરંતર ધ્યાન કરવું. એટલે તે સાક્ષાત્ ભગવાન્ છે એમ સમજી ધ્યાન કરવું. કારણ કે એમ અભિન્નપણાના વિચારથી એટલે સ્વરૂપ સાક્ષાત્ ભગવાન છે એ વિચારથી દર્શન અને સ્પર્શ, ચક્ષુ અને ત્વચાના કાર્ય સ્વરૂપદર્શન અને સ્વરૂપસ્પર્શથી સ્પષ્ટપણે ભગવત્‌સંબંધ સિદ્ધ થાય છે. પૂજાના પ્રવાહથી મૂર્તિમાં ભગવાનનું સાંનિધ્ય પ્રાપ્ત થાય છે, અને [1]અન્ત-

---

૧. બૃહદારણ્યક ઉપનિષદ્‌ના ત્રીજા અધ્યાયના બ્રાહ્મણને અંતર્યામિબ્રાહ્મણ કહે છે. તેમાં કહ્યું છે કે 'यः पृथिव्यां तिष्ठन् पृथिव्या अन्तरो यं पृथिवी न वेद यस्य पृथिवी शरीरं यः पृथिवीमन्तरो यमयत्येष त आत्मान्तर्याम्यमृतः। અર્થઃ—જે પૃથ્વીમાં રહેતો છતાં પૃથવીની અંદર છે, જેને પૃથ્વી જાણતી નથી, જેનું પૃથિવી શરીર છે, ને અંદરથી પૃથિવીને નિયમમાં રાખે છે, તે તારો આત્મા અંતર્યામી અમૃત છે. તે જ પ્રમાણે જલ, અગ્નિ, અંતરીક્ષ, વાયુ, દ્યૌઃ, આદિત્ય દિશાઓ, ચંદ્રતારાઓ, આકાશ, તમસ્, તેજસ્, સર્વભૂત, પ્રાણ, વાક્, ચક્ષુ શ્રોત્ર, મન, ત્વક્, વિજ્ઞાન, રેતસ્, વગેરે સર્વમાં ભગવાન્ રહે છે, પણ એ સર્વે ભગ-

ર્યામિબ્રાહ્મણમાં કહેલા ન્યાયથી તેમાં ભગવદાવેશ પ્રાપ્ત થાય છે, [2]ગુણોપસંહારના કાર્યાખ્યાનાધિકરણના 'संबंधादेवमन्यत्रापि' એ સૂત્રમાં એ વાતનો અંગીકાર કરેલો છે, અને [3]નિબંધમાં तद्रूपं तत्र

---

વાન્‌ને જાણતાં નથી, એ સર્વ ભગવાન્‌નાં શરીર છે, એ સર્વેને ભગવાન્ નિયમમાં રાખે છે, તે ભગવાન્ આત્મા, અંતર્યામી અમૃત છે એમ ત્યાં કહ્યું છે, તેથી એ અંતર્યામિબ્રાહ્મણન્યાય કહેવાય છે.

૨. શ્રીમદ્વેદવ્યાસપ્રણીત બ્રહ્મમીમાંસાના ત્રીજા અધ્યાયના ત્રીજા પાદમાં બ્રહ્મના ધર્મોનો વિચાર કરેલો છે, તેને ગુણોપસંહાર કહે છે. તેમાં ૧૮ થી ૨૩ સૂત્રોનું કાર્યાખ્યાન અધિકરણ છે, તેમાં 'सम्बन्धादेवमन्यत्रापि' એ વીશમું સૂત્ર છે. તેમાં કહ્યું છે કે કાર્ય કરવાની ઇચ્છાથી ભગવાનનો પોતાનો જીવમાં (તેમજ મૂર્તિમાં) આવેશ થાય છે. ત્યારે ભગવાનના આવેશથી ભગવાનના ધર્મો તેમાં આવિર્ભાવ પામે છે. 'उपसंहारो हि तत्रानुक्तानामन्यत्रोक्तानां गुणानां तत्र सत्वेन ज्ञानमात्रम्'—અર્થઃ—ઉપસંહાર એટલે તે સ્થળે નહિ કહેલા અને બીજે સ્થલે કહેલા ગુણો પણ તેમાં છે એવું જ્ઞાન થવું તે.'

૩. નિબન્ધના સર્વનિર્ણય પ્રકરણમાં નીચેના શ્લોકો છેઃ—

कृष्णसेवापरं वीक्ष्य दंभादिरहितं नरम् ।
श्रीभागवततत्त्वज्ञं भजेज्जिज्ञासुरादरात् ॥ २२५ ॥
तदभावे स्वयं वापि मूर्तिं कृत्वा हरेः क्वचित् ।
परिचर्यां सदा कुर्यात् तद्रूपं तत्र च स्थितम् ॥ २२६ ॥
साकारव्यापकत्वाच्च मन्त्रस्यापि विधानतः ।

અર્થ—શ્રીકૃષ્ણની સેવામાં આતુર, દંભ વગેરેથી રહિત, શ્રીભાગવતના તત્ત્વને જાણનાર એવા પુરૂષને ધ્યાનપૂર્વક લક્ષમાં લઈને સન્માનસહિત તે (ગુરુ) નું ભજન કરવું. એવા ગુરુ ન મળે તો પોતે

च स्थितं ' એ શ્લોકમાં પણ મૂર્તિમાં ભગવાનના આવેશનો બોધ કરેલો છે.

---

પણ કવચિત્ શ્રીહરિની મૂતિ કરીને સર્વદા સેવા કરવી; ભગવાનનું સ્વરૂપ તે મૂર્તિમાં રહેલું છે, કેમકે ભગવાન્ સાકાર છે, વ્યાપક છે, અને ઉપાસનામાર્ગની રીતે વિચારીએ તો મંત્રપૂર્વક પૂજામાં ભગવદાવેશ થાય છે.

એ શ્લોકોના પ્રકાશમાં શ્રીમદાચાર્યચરણ આજ્ઞા કરે છે કેઃ— 'अयमेवास्य मार्गस्य प्रकार उत्तमः, यन्मूर्तौ कृतं सर्वं भगवति कृतं भवति । तत्र मूर्तेर्भगवत्वं त्रेधा निरूपयात तद्रूपमिति । वस्तुविचारेण सर्वस्य भगवद्रूपत्वाद्विशेषस्त्वयम् एनमुद्धरिष्यामीति तदा मृदादेःप्रादुर्भूतःनाभक्तिमार्गानुसारेणाह तत्र च स्थितमिति । मूर्तौ स्थितम् । परं यत्र हस्तस्तत्र हस्तः तत्तदवयवेषु तत्तदवयवा इति । तत्र हेतुः–व्यापकं साकारं ब्रह्मेति । अतःसर्वे कटकाद्यपचारा भगवदवयवेष्वेव साक्षात्कृताभवन्ति। उपासनामार्गानुसारेणापि मूर्तावेव भगवद्भजनं भवतीत्याह मन्त्रस्यापि विधानत इति । ' અર્થઃ–આ જ આ માર્ગમાં ઉત્તમ પ્રકાર છે કે મૂર્તિને વિષે કરેલું સર્વ ભગવાન્‌ને વિષે કરેલું થઇ જાય છે. મૂર્તિ ભગવાન્ છે એ વાત ત્રણ પ્રકારે નિરૂપણ કરે છે. ૧. વસ્તુનો વિચાર કરતાં સર્વે ભગવદ્રૂપ છે. વિશેષ આ છે કે આ (ભક્ત) નો હું ઉદ્ધાર કરીશ એમ ઇચ્છા થતાં મૃત્તિકા વગેરેમાંથી પોતે પ્રકટ થાય છે. ૨ ભક્તિમાર્ગને અનુસરીને કહે છે કે ત્યાં (મૂર્તિમાં) પ્રભુનું સ્વરૂપ છે જ. જ્યાં (મૂર્તિનો) હસ્ત ત્યાં (ભગવાનનો) હસ્ત; તે તે (મૂર્તિના) અવયવો ત્યાં (ભગવાનના) અવયવો. એમ હોવાનું કારણ એ કે બ્રહ્મ વ્યાપક અને સાકાર છે. માટે કડાં વગેરે સર્વ અલંકારો સાક્ષાત્ ભગવાનના અવયવોને ધર્યા બરોબર થઇ

દ્દન્યયોગોલકન્યાયથી ભગવાન્ મૂર્તિમાં વ્યાપી જઇને બહાર પ્રકટ થાય છે. આ સર્વ કારણોને લીધે મૂર્તિ સ્વરૂપના દર્શન સ્પર્શ વગેરે ભગવાન્‌ના જ દર્શન સ્પર્શ છે એ સ્પષ્ટ થાય છે.

હવે એ જ વાત હાથપગના કાર્યોમાં લાગુ પાડે છે:–ઉપર કહેલા ન્યાયપ્રમાણે જેમ પૂર્વે કહેલા દર્શન અને સ્પર્શ એ બે ભગવત્સંબંધી સ્પષ્ટ થાય છે. તેમ હાથપગનાં કાર્યો–ભગવત્સેવામાં હાથ, તથા સેવાને માટે ચાલવામાં પગ–સદા ભગવત્સંબંધી સ્પષ્ટ થાય છે. (સંબંધને લીધે ઉપરનો સ્પષ્ટ શબ્દ વિભક્તિ અને વચનના ફેરફાર સાથે અહીં પણ સમજી લેવો ) શ્રોત્ર (કાન) અને વાણીના કાર્યોનું પણ ભગવત્સબંધીપણું કહે છે:-શ્રવણ અને કીર્તન સ્પષ્ટ છે. એ બેનુ બીજા પ્રકારથી પણ ભગવત્સંબંધીપણું સર્વ સંમત છે એમ જણાવવાને સ્પષ્ટ શબ્દ ફરીથી વાપર્યો છે. ઉપસ્થ ( જનનેંદ્રિય )નું ભગવદુપયોગીપણું સ્પષ્ટ નહિ હોવાથી તેનો ભગવત્સંબંધનો પ્રકાર બતાવે છે:–'कामः संकल्पजः स्मृतः' ( સંકલ્પથી કામ ઉત્પન્ન થાય છે· 'संकल्पप्रभवान् कामान्' ( સંકલ્પથી ઉત્પન્ન થતા કામોને ), વગેરે વાક્યોથી સિદ્ધ થાય છે કે કામ સંકલ્પનો પુત્ર છે. એ કામ કૃષ્ણપ્રિય હોય તો રતિ—ઉપસ્થકાર્ય ( જનનેન્દ્રિયનું કાર્ય ) ભગવત્સંબંધી થાય છે. શ્લોકમાં 'भवति' ( થાય છે ) અધ્યાહાર સમજવું. ગોપાલતાપનીય ઉપનિષદ્‌માં ભગવાનનું ગાંધર્વીપ્રતિ વાક્ય છે કે 'यं मां स्मृत्वा निष्कामः सकामो भवति' (મારૂં સ્મરણ

---

જાય છે. ૩. ઉપાસના માર્ગની રીતે પણ મંત્ર વગેરેને લીધે મૂર્તિને વિષે જ સાક્ષાત્ ભગવદ્‌ભજન થાય છે.

૧. वन्ह्ययोगोलकन्याय–લોઢાના ગોળામાં જેમ જેમ અગ્નિનો પ્રવેશ થતો જાય છે, તેમ તેમ તે અગ્નિરૂપ થઇ જાય છે. અને અંતે બહાર અગ્નિનું પ્રાકટ્ય થાય છે, એ ન્યાય.

કરવાથી નિષ્કામ હોય તે સકામ થાય છે). એ વાક્યનું શ્રવણ કરવાથી અને ભગવાનનું ધ્યાન ધરવાથી અને એવા પ્રકારનો સંકલ્પ કરવાથી ભગવાન્ પ્રતિ કામની ઉત્પત્તિ થાય છે, અને તેથી રતિ પણ થાય છે. ભગવદ્વિષયક કામ જે ભક્તને ઉત્પન્ન ન થાય તેના ઉપસ્થના હિતનો પ્રકાર આગળ કહેવાશે. પાયુઇંદ્રિય ( ગુદા) નો વિનિયોગ કહે છેઃ–પાયુઇંદ્રિયનું કાર્ય વિસર્જન કરવાનું છે. તે અહીં મલાંશ ત્યાગ કરવાનું છે. તે કરીને તે ઇંદ્રિયને શરીરમાં ગુણભાવ પ્રાપ્ત કરાવવો; એટલે ભગવાન્માં વિનિયોગ થતા સ્વશરીરમાં તે શરીરના શોધન ( શુદ્ધિ ) દ્વારા ગૌણભાવ પ્રાપ્ત કરાવવો.

અહીં નીચે પ્રમાણે અર્થ છે–શ્રીવેણુગીતમાં ' अक्षण्वतां फलं' શ્લોકમાં શ્રીસુબોધિનીકારિકાઓમાં ઇંદ્રિયોનો ભગવાન્માં વિનિયોગ થતાં ઇંદ્રિયોને શું ફલ પ્રાપ્ત થાય છે તે કહ્યું છે, તેમાં પાયુ ઇંદ્રિયનું કાર્ય રોમોદ્ગમ ( રૂવાંટી ઉભી થવી તે ) કહ્યું છે. અને દશમસ્કન્ધના પ્રક્ષિપ્ત અધ્યાયના ' एषां तु भाग्यमहिमा ' એ શ્લોકના વિવરણમાં રોમાંચ અને સ્વેદ એ દશમ ઇંદ્રિય ( પાયુ ) નાં કાર્ય કહેલાં છે. અને તૃતીય સ્કન્ધમાં ' मुञ्चन्मीलद्दृशाऽश्रु च ' એ શ્લોકમાં આનન્દના અશ્રુ પડવા એ પાયુ ઇંદ્રિયનુ કાર્ય કહેલું છે; આ સર્વ હીન અધિકારમાં ઘટતું નથી. કેમકે દ્વિતીયસ્કન્ધના ' तदश्मसारं हृदयम् ' એ શ્લોકમાં તે પ્રમાણે નિર્ણય કરેલો છે. તેથી અહીં છાંદોગ્ય ઉપનિષદ્ની ' अन्नमशितं त्रेधाभवति ' વગેરે શ્રુતિઓમાં કહેલો જલ અન્નનો મૂત્રપૂરીષાત્મક સ્થૂલધાતુ અને વૈદ્યકમાં ' कफः पित्तं मलः खेषु प्रस्वेदो नखलोम च । कर्णविट्दूषिका चेति धातूनां क्रमशो मलाः એ શ્લોકમાં કહેલો મલાંશ પાયુઇંદ્રિયવડે દેહના જુદા જુદા છિદ્રદ્વારા બહાર નિકળે છે, એટલોજ પાયુઇંદ્રિયનો વિનિયોગ સમજવો; તે ગૌણ હોવાથી તે ઇંદ્રિયનો શેષભાવ સમ-

જવો. વળી પ્રથમ સંસારાવેશથી દુષ્ટ ઇંદ્રિયો કહી; મધ્યમાં મત્સર વિના અને લોભ વિના એમ કહેવાથી એ ગુણવર્ણન કરનાર ભકતોમાં મત્સર અને લોભ રહેલા છે એમ સૂચવ્યું અને અંતમાં ઉપર કહ્યા પ્રમાણેનું મલાંશ ત્યાગરૂપ પાયુનું કાર્ય કહ્યું; આ સર્વથી આ ભકતો હીન અધિકારી છે એમ સમજાય છે; તેથી ભક્તિવર્ધિનીમાં દૃઢ બીજભાવ વિનાના જે ભકતો કહ્યા તેમને માટે આ ઉપદેશ છે એમ સૂચવ્યું. વળી અહીં મન વગેરે નવ ઇંદ્રિયોના વિનિયોગનો પ્રયોગ બિલકુલ કહ્યો નથી. વળી ભગવાનને પ્રિય કામ હોય તો જ ઉપસ્થનો વિનિયોગ બતાવ્યો; ભગવદ્વિષયક કામ ન હોય તો ઉપસ્થનો વિનિયોગ શું કરવો તે સૂચવ્યું નથી. એમ હોવાથી એ ઇંદ્રિયોનો ભગવાન્‌માં ઉપયોગ ન થાય તો શું કરવું એમ આકાંક્ષા થાય તો કહે છે કે જે ઇંદ્રિયનો ભગવાન્‌માં વિનિયોગ સ્પષ્ટ ન માલમ પડે તે ઇંદ્રિયનો નિગ્રહ કરવો આવશ્યક છે. જો તેનો નિગ્રહ ન કરે તો '**नोचेत् प्रमत्तमसदिन्द्रियवाजिसुता**' એ શ્લોકમાં કહ્યા પ્રમાણે વિષયરૂપી શત્રુઓમાં પડવાથી સંસારાવેશરૂપ મહાન્ અનર્થ થાય માટે નિગ્રહ આવશ્યક છે એમ સમજવું. એ પ્રમાણે હીન અધિકારીઓએ ઉપર કહેલા ઉપદેશ પ્રમાણે કરવું તે પણ તેમને યોગ્ય નિરોધનું લક્ષણ સમજવું, એ પ્રમાણે કરવાથી ઉદ્વેગની નિવૃત્તિ થતાં ધીમે ધીમે ક્રમવાર સેવા આધિદૈવિકી થાય, માટે એ જ હીન અધિકારીઓનું મુખ્ય સાધન છે એમ સિદ્ધ થયું.

**એ પ્રમાણે સર્વ ઉપદેશ કરીને હીન અધિકારીઓને આ પ્રવૃત્તિ કરાવવાને માટે બીજા ગ્રન્થોમાં ઉપદેશ કરેલાં બીજા સાધનો કરતાં આ સાધન શ્રેષ્ઠ છે, એમ નીચેના શ્લોકમાં કહે છે:—**

मूलम्—नातः परतरो मन्त्रो नातः परतरः स्तवः ।
नातः परतरा विद्या तीर्थं नातः परात्परम् ॥ २० ॥

શ્લોકાર્થ—આ સાધનસમુદાયથી અષ્ટાક્ષરમન્ત્ર વગેરે (આવા અધિકારીને માટે) વધારે ઉત્તમ નથી, તેમજ કૃષ્ણાશ્રય સ્તોત્ર વગેરે પણ વધારે ઉત્તમ નથી તેમજ ઉ-પાસના વગેરે પણ વધારે ઉત્તમ નથી, અને આ ઉત્તમ સાધન કરતાં ગંગાદિ તીર્થ પણ વધારે ઉત્તમ નથી

વિવેચન—હીન અધિકારીઓને માટે ઉપર કહેલા સાધન સમુદાય કરતાં અષ્ટાક્ષર વગેરે મન્ત્ર ઉત્તમ ન સમજવા. એ મન્ત્રોના જપ વગેરે સેવાના અંગ તરીકે કહેલા છે, અને અનુકલ્પથી (ગૌણ, અનવસરમાં કરવા યોગ્ય) કહેલા છે, માટે સેવાથી ઉત્તમ ન સમ-જવા. એ પ્રમાણે આગળ પણ સમજી લેવું. શ્રીકૃષ્ણાશ્રય વગેરે સ્તોત્રના પાઠ પણ સેવાથી ઉત્તમ ન સમજવા, કેમકે તે પણ અનુ-કલ્પ અને અંગરૂપ છે, અને વિવેકધૈર્યાશ્રયમાં અંગ તરીકે જ તેમનો અંગીકાર કરેલો છે. વિદ્યા એટલે ઉપાસના અને તીર્થ ગંગાદિ પણ સેવા કરતાં ઉત્તમ ન સમજવાં, કેમકે ભગવત્કૃપા ન હોય તો તેઓ પણ બહુ કાલે વિલંબથી ફલ આપે છે. શ્રુતિમાં तत्क्रतुन्याय (જેવો સંકલ્પ તેવું ફલ) નો આદર કરેલો છે, અને મહાભારતમાં પણ યજ્ઞ અને તીર્થ ફલ આપવામાં સમાન છે એમ કહ્યું છે, તેથી વિદ્યા અને તીર્થ અહીં જુદા પાડી કહ્યા છે. તેથી હીન અધિકારીઓને અહીં ઉપદેશ કરેલા સર્વ સમર્પણાત્મક યોજના વગેરે ત્રણ [1] સાધન ઘણા જરૂરના છે. એ સાધન કરવાથીજ સ્નેહ,

[1] ચતુર્દશ શ્લોકમાં કહેલું સર્વસમર્પણ એ પ્રથમ સાધન.

આસક્તિ અને વ્યસન એ ક્રમથી ગૃહત્યાગ થયા પછી પૂર્વોક્ત નિરોધ રૂપ ભક્તિવૃદ્ધિ સિદ્ધ થાય છે એ તાત્પર્ય છે, ચાચા શ્રીગોપીશજી તથા શ્રીહરિરાયજી **हरिणा ये ' विनिर्मुक्ता '** ' એ શ્લોક પછી **संसारावेश '** શ્લોક લે છે, તેની પછી **'गुणेष्वाविष्टचित्तानाम्'** વગેરે ક્રમવાર શ્લોકો લે છે, શ્રીવ્રજરાજજી જે ક્રમ લે છે તે પ્રમાણે મેં વ્યાખ્યાન કર્યું છે. વ્યાખ્યાનનો પ્રકાર સર્વેનો એક રીતનો નથી. તેથી મેં તેનો અનુવાદ કર્યો નથી.

શ્રીઆચાર્યવર્યની કૃપાથી ભગવાન્ વ્રજનાયક શ્રીકૃષ્ણે હૃદયમાં સ્થિતિ કરીને જે વાક્યોની પ્રેરણા કરી, તે વાક્યો શ્રીવિઠ્ઠલેશના ચરણકમલના દાસ પુરુષોત્તમે લખ્યાં.

इति " निरोधलक्षणं समाप्तम् "

---

नमः श्रीकृष्णाय.

# " श्रीसेवाफलग्रंथ, "

આ સેવાફલગ્રંથ ઉપર શ્રી મહાપ્રભુજીએ સેવાફલ વિવરણ નામનું સાહિત્ય કર્યું છે, તેના આશયો આ ટીકાના વિવેચનમાં બતાવવામાં આવ્યા છે. સિદ્ધાન્તમુક્તાવલીમાં શ્રીમહાપ્રભુજીએ સેવા ત્રણ પ્રકારની કહેલી છે. અને તેમાં માનસી સેવા ઉત્તમ કહી છે. ત્યાં આગળ સેવા શબ્દનું અને સેવાના સ્વરૂપનું નિરૂપણ કર્યું છે. [માટે ત્યાં આગળ જોવું] આપણા માર્ગમાં જે સેવા સ્વતંત્ર પુરુષાર્થરૂપ છે તે સેવાનું નિરૂપણ આ ગ્રંથમાં કર્યું છે.—

---

પંચદશ શ્લોકની બીજી પંક્તિમાં કહેલું ગુણગાન દ્વિતીય સાધન, અને સપ્તદશ અષ્ટાદશ શ્લોકમાં કહેલો ઇન્દ્રિયોનો ભગવાન્‌માં વિનિયોગ એ ત્રીજું સાધન.

શંકા—જ્યારે સેવાને સ્વતંત્ર પુરુષાર્થ રૂપ માને છે ત્યારે સેવા શીવાય બીજા ફલની અપેક્ષા રહેતી નથી, ત્યારે આ ગ્રંથમાં સેવાનું ફલ બતાવવાની શી જરૂર છે. ? એવી શંકા થાય ત્યાં સમાધાન કરે છે કે, જીવન પર્યંત જે સેવા કરી હોય તે સેવાથી દેહાન્તમાં જે ગતિ થાય તે સેવાનું ફલછે, આ ગતિરૂપી ફલ બતાવવા ગ્રંથની જરૂરછે. વળી આજના સમયમાં સેવારૂપી ભજનમાં જે સર્વાત્મભાવ થાય છે, અને આ સર્વાત્મભાવથી જે ઉત્તમોત્તમ ભજનાનન્દરૂપી ફલ મળે છે તે ભજનાનન્દ ફલ કંઇ સેવાથી જુદું નથી. માટે સ્વતંત્ર પુરુષાર્થ રૂપ સેવાથી (ભજન) નું ફલ ભજનાનન્દ જ છે, બીજું છે જ નહિ. કારણ કે **मरणे या मतिः सा गतिः** મરણમાં જે મતિ તેજ ગતિ છે. માટે સેવા (ભજન) નું ફળ ભજનાનન્દ જ છે. બીજું કંઇ પણ છે જ નહિ. એવું આ શ્લોકથી બતાવે છે.

**मूलम्—यादृशी सेवना प्रोक्ता तत्सिद्धौ फलमुच्यते ॥**
**अलौकिकस्य दाने हि चाद्यः सिद्ध्येन्मनोरथः ॥१॥**
**फलं वाथाधिकारो वा न कालोत्र नियामकः ॥**

**અર્થ**—(શ્રી મહાપ્રભુજીએ) જેવી સેવા કહી છે તેવી સેવા સિદ્ધ થાય ત્યારે તેનું ફલ પ્રાપ્ત થાય છે. જ્યારે ભગવાન્ અલૌકિકનું દાન કરે છે ત્યારે મુખ્ય ફલ રૂપ મનોરથ સિદ્ધ થાય છે, ફલ સિદ્ધ થવામાં કે અધિકાર સિદ્ધ કરવામાં કંઇ પણ કાલનો નિયમ નથી. અર્થાત્ અમુક વખતમાં થાય એવો નિયમ નથી.

**વિવેચન**—સેવાફલ વિવરણમાં ભગવાન કહે છે કે સેવામાં ત્રણ ફલ છે. ૧. અલૌકિક સામર્થ્ય. ૨. સાયુજ્ય, ૩. વૈકુંઠ વિગેરેમાં સેવો

પયોગી દેહ. આ પ્રમાણે ત્રણ પ્રકારનાં ફલ મળે છે. શ્રીમહાપ્રભુજી એ જે વ્રજભક્તના જેવા ભાવપૂર્વક ભગવાનની સેવા કરવાની આજ્ઞા કરી છે, તે પ્રમાણે જીવન પર્યંત ભગવાનની સેવા કરવી જોઇએ ત્યારે ફલ થાય છે—ભક્તિવર્ધિની ગ્રંથમાં કહ્યું છે. " सेवायां वा कथायां वा यस्यासक्ति दृढा भवेत् ॥ જીવતા સુધી ભગવાનની સેવામાં કે કથામાં જેમની દૃઢ આસક્તિ થાય છે, તેઓને કોઇ દેશમાં કાલમાં નાશ નથી. આ પ્રમાણે જીવન પર્યંત તેમને સેવા કરવાની કહી છે. સેવા કરતાં ત્રણ ફલ પ્રાપ્ત થાય છે કેમકે ભક્તિ માર્ગમાં પુષ્ટિ, પ્રવાહ, અને મર્યાદા એવા ત્રણ ભેદથી ભગવાન્ જીવનો અંગીકાર કરે છે, આ અધિકારના નિયમ પ્રમાણે સેવા ત્રણ પ્રકારની છે, અને ફલ પણ ત્રણ પ્રકારનાં કહ્યાં છે, તેમાં પહેલાં પુષ્ટિ સેવકોના ફલ કહે છે; જે અલૌકિક સામર્થ્ય છે તે કેવલ સર્વાત્મભાવથી પ્રાપ્ત થાય એવો ભજનાનન્દ છે. આ ભજનાનન્દનો અનુભવ થાય તે જ ઉત્તમોત્તમ ફલ છે, આ ફલ કરોડો સાધન કરો તો પણ મળનાર નથી કેવલ ભગવાનની કૃપાથી જ મળે છે.આ કૃપાથી જે ભક્તભજનાનન્દનો અધિકારી થાય છે,તે અલૌકિક સામર્થ્ય કહેવાય છે. આ ભજનાનન્દરૂપી અલૌકિક સામર્થ્ય વ્રજભક્તને પ્રાપ્ત થયું હતું.

૨ બીજું ફલ સાયુજ્ય કહ્યું છે. મર્યાદામાં જેમનો અંગીકાર કર્યો છે. તેમને પુરુષોત્તમનું સાયુજ્ય મળે છે. આ પુરુષોત્તમનું સાયુજ્ય જ્ઞાનીના અક્ષર બ્રહ્મના સાયુજ્ય કરતાં ઘણે દરજ્જે ઉત્તમ છે. અક્ષર સાયુજ્યનો કેવલ મર્યાદામાં જેમનો સ્વીકાર કર્યો હોય તેઓને થાયછે પુરુષોત્તમ સાયુજ્યવાળાને તો સમય આવે બહાર પ્રકટ કરે છે. અને ભજનાનન્દનો અનુભવ પણ કરાવે છે. જેમ અન્તર્ગૃહગતા ગોપીજનોને ભગવાને સાયુજ્યદાન કર્યું હતું—પરંતુ જ્યારે તેઓની સાથે રમણ

કરવાની ઇચ્છા થાય છે ત્યારે તેઓને બહાર પ્રકટ કરી સ્મરણદ્વારા ભજનાનન્દનું દાન કરે છે. અને પુનઃ સાયુજ્ય પ્રાપ્ત કરાવે છે આ પ્રમાણે પુરુષોત્તમ સાયુજ્ય જ્ઞાનીના અક્ષર બ્રહ્મના સાયુજ્ય કરતાં ઉત્તમ છે.

**હવે બીજું વૈકુંઠમાં સેવોપયોગી દેહ વિષે કહે છે.** જેનો પ્રવાહમાં અંગીકાર કર્યો હોય તેને તેવું ફલ થાય છે. આ અક્ષરાત્મક વ્યાપી વૈકુંઠ કે રમાવૈકુંઠમાં સેવોપયોગી દેહની પ્રાપ્તિ થાય છે, આ **પુષ્ટિપ્રવાહમર્યાદાભેદમાં** જણાવેલા સામાન્ય સૃષ્ટિ પ્રવાહ ન જાણવો. પરંતુ પુષ્ટિમિશ્ર આ પ્રવાહ હોવાથી આવું સેવોપયોગી દેહ રૂપિ ઉત્તમ ફલ મળે છે. પરંતુ ભગવદિચ્છાથી મર્યાદામાં જે અલોકિક ભજનાનંદ ફલ મળે છે, તે પ્રવાહમાં મળતું નથી.

ઉપર કહેલા પહેલા ફલ અને અધિકારને મેળવવામાં કાલનો નિયમ નથી કે અમુક વખતેજ પ્રાપ્ત થાય, તેતો કૃપાને આધીનજ છે.

**હવે સેવામાં ત્રણ પ્રતિબંધ થાય છે તે ગણાવે છે.**

**मूलम्--उद्वेगः प्रतिबन्धोः वा भोगो वा स्यात्तु बाधकम् ॥ २॥**

**અર્થ**—ઉદ્વેગ, અડચણો, અને ભોગ આ ત્રણ સેવામાં બાધક છે.

## सेवायांफलत्रयम्

**अलौकिकसामर्थ्यं सायुज्यंसेवौपयिक देहोवा वैकुंठादिषु ।**

## सेवायां प्रतिबन्धकत्रयम्

**उद्वेगःप्रतिबन्धो वा भोगो वात्रयाणां साधनपरित्यागःकर्तव्यः॥**
**भोगो द्विविधो लौकिकोऽलौकिकश्च॥ तत्र लौकिकस्त्याज्यएव॥**
**प्रतिबन्धोपि द्विविधः साधारणो भगवत् कृतश्च ॥**

तत्राद्यो बुद्ध्या त्याज्यः ॥ अलौकिकभोगस्तु फलानां मध्ये प्रथमे प्रविशति । भगवत्कृतश्चेत् प्रतिबन्धस्तदा भगवान् फलं न दास्यतीति मंतव्यम् । तदा अन्यसेवापि व्यर्था । तदा आसुरोयं जीव इति निर्धारः । तदा ज्ञानमार्गेण स्थातव्यं शोकाभावायेति विवेकः । ननु साधारणो भोगः कथं त्यक्तव्य इत्याकांक्षायामाह- सविघ्नोऽल्पो घातकः स्यादिति ॥ सविघ्नत्वाद् अल्पत्वाद् भोगस्त्याज्यः । 'एतौ सदा' प्रतिबन्धकौ । द्वितोयो भगवत्कृतप्रतिबंधः । ज्ञानस्थितिअभावे चिन्ताभावार्थं आह— 'द्वितीय' इति ॥ आद्यफलाभावे भगवतो दातृत्वं नास्ति तदा सेवा नाधिदैविकीत्युक्तं भवति भोगभावस्तदैव सिद्ध्यति यदा गृहपरित्यागः ॥

इति श्रीवल्लभाचार्यविरचितं सेवाफलविवरणम् समाप्तम्.

વિવેચન—૧ સેવામાં પહેલો બાધ કરનાર ઉદ્વેગ છે— મનમાં જ્યારે ઉદ્વેગ થાય ત્યારે સેવામાં ચિત્ત રહેતું નથી. માટે મનમાં ઉદ્વેગ રાખવો નહિ. ઉદ્વેગ રહે તો ભગવાનમાં ચિત્ત પરોવવા રૂપી માનસી સેવા સિદ્ધ થતી નથી. અને ઉત્તમ ફલ પણ મળતું નથી. માટે ઉદ્વેગ થવામાં જે જે કારણો હોય તે તે કારણોનો ત્યાગ કરવો.

૨ બીજો બાધ કરનાર પ્રતિબંધ (અડચણો) છે તે સામાન્ય અને ભગવાનનો કરેલો સામાન્ય હોય તો તેનો ત્યાગ કરવો ભગવાન્ સંબંધી હોય તો ત્રીજા શ્લોકમાં કહ્યા પ્રમાણે વર્તવું.

૩ ત્રીજો બાધ કરનાર ભોગ છે.—તે બે પ્રકારનો છે, લૌકિક અને અલૌકિક. લૌકિક સાધારણ ભોગોમાં ચિત્ત પરોવાય તો ભગવાનમાં

ચિત્ત રહેતું નથી, સેવા બની શકતી નથી. આ ત્રણ પ્રકારના પ્રતિબંધો (બાધ કરનારા) છે. અલૌકિક ભગવાનથી થએલા હોય તો ત્યાગ થઇ શકતો નથી. પરંતુ લૌકિક સાધારણ હોય તો બુદ્ધિથી ત્યાગ કરવા જોઇએ, એવી આજ્ઞા છે, આ ત્રણે પ્રતિબંધોના કારણરૂપ જે કંઇ હોય તે ત્યાગ કરવું અર્થાત્ જેના ઉદ્વેગથી થતો હોય, જેનાથી અડચણો આવતી હોય, જેનાથી લૌકિક ભોગમાં પ્રીતિ થતી હોય તેનો ત્યાગ કરવો.

શંકા—સાધારણ પ્રતિબંધો હોય તો ત્યાગ થઇ શકે પરંતુ વિવાહ વિગેરે લૌકિક કે વેદની આજ્ઞાવાળા પ્રતિબંધો આવી પડે તો શું કરવું ?

સમાધાન—સેવામાં બાધરૂપ આવતા લૌકિક કે વૈદિક ભગવાનથી નહિ થએલા એવા પ્રતિબન્ધો સેવાનાબાકીના વખતમાં કરવા. પરંતુ તેમાં જરા પણ આસક્તિ ન રાખવી. અને સેવામાં જરા પણ અડચણ ન થાય એવી રીતે કરવા. અને તે કરતાં મન ભગવાન્‌માં જ રાખવું. ॥ ૨ ॥

આ પ્રમાણે સાધારણ પ્રતિબંધો બતાવી ભગવાનથી થએલા પ્રતિબંધોનું નિરૂપણ કરે છે.

मूलम्—अकर्तव्यं भगवतः सर्वथा चेद्गतिर्न

यथा वा तत्त्वनिर्धारो विवेकः साधनं मतम् ॥ ३ ॥

અર્થ—ભગવાનને ઉત્તમ ગતિ આપવાની ઇચ્છા ન ાય તો ઉત્તમ ગતિ થતીજ નથી, ( આવી રીતે ગતિ ન થાય ) ત્યારે જેવી રીતે તત્વનો નિર્ધાર (નિશ્ચય) થાય તેવી રીતે વિવેક રાખવો એ જ સાધન કહ્યું છે.

વિવેચન—જે જીવ ભગવાનને ભક્તિથી બહુ જ વહાલો થયો હોય તેના ઉપર દ્વેષ વિગેરે કરવામાં આવે તો ભગવાન્ સેવામાં પ્રતિ-

બંધ કરે છે તે ભગવાને કરેલો પ્રતિબંધ કહેવાય છે. ભગવાન્ સર્વ રીતે સમર્થ છે. જેની પાસે સેવા કરાવવા ઇચ્છા હોતી નથી તેઓને હમેશાં ફલનો અભાવ જાણવો. આ ભગવાન્ તરફથી ફલનો અભાવ થાય ત્યારે બીજા દેવની સેવા કરીશું ? એવું ન માનવું. કેમકે સર્વે દેવો ભગવાન્‌ની આજ્ઞા પ્રમાણેજ વર્તે છે. ભગવાન્‌ની ઇચ્છાને જ આધીન છે. માટે બીજા દેવો પણ ફલ આપી શકતા નથી. માટે તે જીવ આસુરી છે એમ માનવું. જે જીવ આસુર થયો હોય છે તે ભક્તનો દ્વેષ વિગેરે કરે છે. સેવા વિગેરે કરતો હોય પરંતુ ભગવદીયો ઉપર દ્વેષ રાખે ત્યારે જાણવું કે આ જીવ આસુર છે, માટે તેનો સંગ પણ કરવો નહિ.

હવે સેવામાં ભગવાન્‌નો પ્રતિબંધ થયો છે તેવું જાણી શોક થાય છે, તે શોક ન થાય તેટલા સારૂ ઉપાય બતાવે છે કે જે પ્રકારના જ્ઞાનથી શોકનાશ થાય તેવા પ્રકારનું જ્ઞાન રાખવું. એ જ સાધન છે. આ જ્ઞાનથી સમજવું કે આ જગત્ બ્રહ્મરૂપ છે. હું કોણ છું ? સાધન કોણ છે ? ફલ શું છે ? દાતા કોણ ? ભોક્તા કોણ છે ? વિગેરે તત્વનો વિચાર કરી સ્થિર કરવા, માટે વિવરણમા કહે છે કે શોકના અભાવ સારૂ જ્ઞાનમાર્ગમાં રહેવું. જ્ઞાનમાર્ગમાં પણ ફલનો એક વિચાર છે કે આસુર જીવ બે પ્રકારના છે, આવેશી અને સહજ, તેમાં જે આવેશી છે તે તો જ્યારે આવેશ બંધ થાય છે ત્યારે ભક્તદ્વેષ કરતા બંધ થાય છે. અને જ્ઞાનથી અક્ષર બ્રહ્મમાં લયરૂપી ફલ મેળવે છે, પરંતુ જે સહજ આસુર હોય છે, તેતો સર્વદા ભક્ત ઉપર દ્વેષ કર્યા જ કરે છે. તે તો જ્ઞાનમાર્ગમા સ્થિતિ કરે તોપણ અક્ષરબ્રહ્મનું ફલ મળતું નથી પરંતુ તે આત્મનિવેદનથી શરણે આવેલો છે તેથી તેને શોકના અભાવ રૂપ ફલ થાય છે, પરંતુ આસુર હોવાથી ઉત્તમ ફલ મળતું નથી. ॥૩॥

હવે ભોગરૂપી બાધકની સમજુતી આપે છે.

मूलम्–बाधकानां परित्यागो भोगेप्येकं तथा परम् ॥
निष्प्रत्यूहं महान्भोगः प्रथमे विशते सदा ॥ ४ ॥

અર્થ—ત્રણે બાધકનો ત્યાગ કરવો. તેમાં ભોગ જે બાધક છે તેમાં એક લૌકિક ભોગ બાધક છે. બીજો અલૌકિક ભોગ ફલરૂપ છે. અને નિર્વિઘ્ન મહાન્ જે ઉત્તમ ભોગ છે, તેનો અલૌકિક ભોગમાં સમાવેશ થાય છે.

વિવેચન—આ ત્રણ પ્રતિબંધોમાં જે ભગવાનના કરેલા છે તે પ્રતિબંધોનો ત્યાગ કરી શકાતો નથી. પરંતુ જે બીજા લોકિક પ્રતિબંધો છે. તેનો ત્યાગ કરવો જોઇએ.

હવે લોકિક ભોગ અને અલૌકિક ભોગની સમાનતા નથી એવું બતાવે છે. અલૌકિક ભોગમાં અલૌકિક સામર્થ્યરૂપ ભગવત્ સ્વરૂપના અનુભવ પૂર્વક ભજનાનન્દરૂપી ઉત્તમ ફલ મળે છે, તેમાં કોઇ પ્રકારે વિઘ્ન આવતું નથી, हरिरत्र न शक्नोति कर्तुंबाधां कुतोपरे (સંન્યાસ નિર્ણય) ભગવાન પણ આ ભકતના ભોગમાં બાધ કરવા સમર્થ નથી તો બીજા ક્યાંથી કરી શકે ? માટે આ અલૌકિક ભોગ સાધનથી ફલથી અને સ્વરૂપથી દરેક રીતે મોટો છે. લૌકિક ભોગમાં રોગ વિગેરે થવા સંભવ રહે છે. અને તેમાં અનેક રીતે અડચણો આવે છે. માટે લૌકિક ભોગનો ત્યાગ કરવો કેમકે લૌકિક ભોગથી તો સેવામાં વિઘ્ન આવે છે. અને ભ્રષ્ટ થાય છે. માટે વિષયાનન્દ અને ભજનાનન્દમાં જેમ વિષયાનન્દ હલકો નકામો અને ત્યાગ કરી દેવા જેવો છે, તેવી રીતે લૌકિક ભોગ ત્યાગ કરવા જેવો છે. ॥ ૪ ॥

હવે લૌકિક ભોગ અને સાધારણ પ્રતિબંધ એ બેનો ત્યાગ કરવો એવું પ્રતિપાદન કરે છે. અને તેમનું સ્વરૂપ બતાવે છે.

मूलम्--सविघ्नोऽल्पो घातकः स्याद्बलादेतौ सदा मतौ ॥
द्वितीये सर्वथा चिन्ता त्याज्या संसारनिश्चयात् ॥ ९ ॥

અર્થ—લૈકિક ભોગ વિઘ્નવાળો, તથા અલ્પ અને સાધારણ પ્રતિબંધ બળાત્કારથી સેવામાં વિઘ્ન કરનાર છે, એવા બન્ને પ્રતિબંધો છે. ( તેમનો ત્યાગ કરવો. ) પરંતુ બીજો ભગવાનથી કરાયેલો પ્રતિબંધ હોય તો સંસાર જ પ્રાપ્ત થાય છે, માટે મોટું ફલ મેળવવા સારૂં ચિન્તા ન કરવી.

વિવેચન—લૌકિક ભોગમાં પીડાઓ તથા અનેક પ્રકારનાં વિઘ્નો થાય છે. અને સ્વરૂપથી ફલથી અને સાધનથી ફલ અલ્પ છે. સાધારણ પ્રતિબંધ ( અડચણો ) પણ સેવા સમયમાં બાધ રૂપ થાય છે. અને ફલમાં પણ બાધા કરનારા છે, માટે તેમનો ત્યાગ કરવો જોઇએ.

હવે ભગવાને કરેલો પ્રતિબંધ ત્યાગ કરી શકાય એમ નથી અને જ્ઞાનમાર્ગની સ્થિતિમાં અધિકાર પણ ન હોય એવા મંદમતિને સંસારજ પ્રાપ્ત થાય છે, માટે બીજો ભગવાને કરેલો જે પ્રતિબંધ છે તેનાથી તો સર્વ રીતે ભગવાનથી અને બીજા દેવોથી પણ ફલનો અભાવ થાય છે. માટે તેને તો અહંતામમતાત્મક સંસારજ ફલ રૂપ મળે છે તેને ઉત્તમ ફલ નથી.

સારાંશ કે— લૌકક ભોગ ત્યાગ કરવો અને તે ત્યાગ થઇ શકે છે. અલૌકિક ભોગ ઉત્તમ છે તે પ્રભુ ઇચ્છાથી મળે છે, લૌકિક પ્રતિબંધો (અડચણો)નો ત્યાગ કરવો અને તેનો ત્યાગ થઇ શકે છે. અલૌકિક ભગવાને કરેલો પ્રતિબંધ (અડચણ) તે ત્યાગ થઇ શકતો નથી. અને તેનુ અધમ ફલ સંસાર જ પ્રાપ્ત થાય છે.

હવે ઉદ્વેગરૂપ પ્રથમ પ્રતિબંધ થવાથી જો ફલનો અભાવ થાય તો ભગવાનને ફલ આપવાની ઇચ્છા નથી. એવું નિરૂપણ કરે છે.

મૂલમ્—न त्वाद्ये दातृता नास्ति तृतीये बाधकं गृहम् ॥
अवश्येयं सदा भाव्या सर्वमन्यन्मनोभ्रमः ॥ ३ ॥

અર્થ—પહેલો શ્રી ભગવાને કરેલો પ્રતિબંધ હોય તો શ્રી ભગવાનને ઉત્તમ ફલ આપવાની ઇચ્છા નથી એવું જાણવું. અને જે ત્રીજો પ્રતિબંધ જે લૌકિક ભોગ છે, તેને છોડવા સારૂ ગૃહત્યાગ કરવાની જરૂર છે, આ પ્રમાણે સેવામાં આવતા પ્રતિબંધો અને ફલ (જે બતાવવામાં આવ્યા) છે તે જરૂર વિચારવા જોઇએ. આ શીવાય બાકીનું ભ્રમ છે.

વિવરણમાં આજ્ઞા કરી છે કે—"आद्यफलाभावे भगवतो दातृत्वं नास्ति" જ્યારે પહેલો પ્રતિબંધ જે ઉદ્વેગ છે તે જો ભગવાન્ તરફથી થાયતો ભગવાનને ફલ આપવાની ઇચ્છા નથી એમ માનવું. અને "तदा सेवा नाधिदैविकीति उक्तं भवति" ત્યારે આધિદૈવિકી સેવા પ્રાપ્ત થતી નથી. "भोगाभावस्तदैव सिद्ध्यति यदा गृहपरित्यागः कर्तव्यः" તેમ જ્યારે ઘરનો ત્યાગ કરે ત્યારેજ લૌકિક ભોગનો ત્યાગ થઇ શકે છે માટે લૌકિક ભોગ જો સેવામાં બાધક હોય તો ગૃહનો ત્યાગ કરવો.

૧ આ પ્રમાણે શ્રી મહાપ્રભુજીએ આ શ્લોક ઉપર સ્પષ્ટીકરણ કર્યું. છે તે વિચારોનું પુનઃ મનન કરીએ. ભગવાન્ જોકે સર્વના અન્તઃકરણમાં સંબંધવાળા છે તોપણ ચિત્તમાં ઉદ્વેગ રૂપી બાધ કરે તો સેવામાં ચિત્ત ન રહે અને સેવાને આધિદૈવિકપણું થતું નથી અર્થાત્ ઉત્તમ ફલનો અભાવ થાય છે. ત્યારે ભગવાન્‌ને ફલ આપવાની ઇચ્છા નથી. એમ જાણવું.

૨ અલૌકિક ભોગની વાતનો ચોથા શ્લોકમાં કહી ગયા. હવે લૌકિક ભોગ થાયતો સેવામાં અડચણ આવે માટે તેનો ત્યાગ કરવો જોઇએ

તો તેના ઉપાયમાં શ્રીમહાપ્રભુજી કહે છે કે ઘર છોડી દેવું જ્યાં સુધી ઘરમાં રહે ત્યાં સુધી લાૈકિક ભોગ જતો નથી. નિબંધમાં કહે છે કે " गृहं सर्वात्मना त्याज्यं " " ગૃહનો ત્યાગ કરવો. ત્યાગ ન થઇ શકે તો શ્રીકૃષ્ણમાં તેને યોજવું " આ પ્રમાણે ત્રણ ફલ અને ત્રણ પ્રતિબંધો જે કહેવામાં આવ્યા તેનો હમેશાં વિચાર કરવો. કે જેથી સેવામાં કઇ બાધકો ન આવે આ શીવાય બીજા પ્રતિબંધો ભક્તિ• માર્ગમાં નથી. બીજા પ્રતિબંધના વિચારો કરવા એ ભ્રમ છે. ॥ ૬ ॥

શંકા—જે દેહ, પ્રાણ, આત્મા વિગેરે સર્વ પ્રભુજીને અર્પણ કરી શરણે આવેલાને આ પ્રતિબંધો ન થવા જોઇએ કારણ કે તેમને ફલ રૂપ ભગવાનનો સંબંધ છે. માટે તેમને વાસ્તે આ ફલ અને બાધકોનું સ્વરૂપ બતાવ્યું એ કેમ વ્યર્થ ન કહેવાય ? એવી શંકા થતાં સમાધાન કરેછે.

मूलम्—तदीयैरपि तत्कार्यं पुष्टौ नैव विलंबयेत् ॥
गुणक्षोभोऽपि द्रष्टव्यमेतदेवेति मे मतिः ॥ ७ ॥

અર્થ—જેમણે કેવલ બ્રહ્મસંબંધ કર્યા છે તેટલાનેજ આ બાધકો કહેલા છે પરંતુ જેઓને પુષ્ટિમાં ( અંગીકાર થયો ) છે, તેમને ફલ આપવામાં પ્રભુ વિલંબ કરતા નથી, ( સાત્વિક વિગેરે ) ગુણોને લીધે ( ચિત્તમાં ) જે ક્ષોભ થાય ( ત્યારે ફલમાં વિલંબ થાય છે. ) અને તેની નિવૃત્તિને સારૂં બીજું કંઇ પણ સાધન ન માનવું. એવી મારી મતિ છે.

વિવેચન—જેમણે બ્રહ્મસંબંધ લીધાં છે પરંતુ ઉત્તમ પ્રેમાવસ્થા સુધી પહોંચ્યા નથી. તેઓને આ બાધ થાય છે પરંતુ જેઓને પુષ્ટિ સ્વીકારથી પ્રભુની આસક્તિ કે વ્યસન સુધીની પ્રભુએ કૃપા કરી સ્થિતિ કરાવી હોય તો તેઓને ફલમાં વિલંબ થતો નથી. એવો આશય છે. વળી આધુનિક જીવોનો પુષ્ટિમર્યાદામાં અંગીકાર હોવાથી

આ પ્રતિબંધો આવે છે. પુષ્ટિમાંજ સ્વીકાર થએલાને આ બાધો નથી. સત્વ વિગેરે ગુણોને લીધે ચિત્તમાં ક્ષોભ થાય તો પ્રતિબંધ છે એમ ભાવના કરવી. આ શીવાય બીજો ઉપાય નથી, એવો શ્રી મહાપ્રભુજીએ આ વિષયમાં સ્થિર અભિપ્રાય દર્શાવ્યો છે. ॥ ૭ ॥

શંકા—સમર્પણ કરી પ્રભુને શરણે રહેલાઓને આ પ્રતિબંધ છે. એવું સ્વરૂપનું નિરૂપણ કરવું વ્યર્થ છે. એવી શંકા કરનારને કહે છે.

**मूलम्–कुसृष्टिरत्र वा काचिदुत्पद्येत स वै भ्रमः**

**અર્થ—અહિંઆં કંઇ કુસૃષ્ટિ ઉત્પન્ન થઈ છે. એવો નિશ્ચય ભ્રમ રૂપ છે.**

વિવેચન--બ્રહ્મસંબંધ કરી પ્રભુ શરણ થયા, અને ભગવાનના થયા તેઓને ફલ થવાનો તો સંભવ ખરેખરજ છે. પરંતુ તેઓને સત્ત્વાદિક ગુણને લીધે મનમાં ક્ષોભ અને અન્યથા ભાવ થાય તો તે ભ્રમ છે. કારણકે પ્રભુ સ્વતંત્ર ઇચ્છાવાળા છે, તેમને ફલ આપવાની ઇચ્છા નથી એવી ભ્રમણા મનમાં આવે તો તેને દૂર કરવી. પહેલાં કહેવા મુજબ ભાવના કરવી, સારાંશ કે બ્રહ્મસંબંધ લીધા પછી સેવામાં એવો આગ્રહ જોઇને પુષ્ટિમાં સ્વીકાર થયો હોય તો અવશ્ય ફળ મળવાનુંજ પરંતુ સત્વાદિક ગુણોને અનુસરી ક્ષોભ થાય તો ફલમાં અભાવ થવાનો એમાં પ્રભુઇચ્છા જ બળવાન્ છે. नमः श्रीकृष्णाय.

## समाप्तं श्रीमद्वल्लभाचार्यविरचितं सेवाफलम्.



॥ श्रीकृष्णाय नमः ॥

# ॥ अथ जय श्रीकृष्ण वाद ॥

## [ श्रीमद् गौस्वामी श्रीपुरुषोत्तमजी महाराज विरचीत ].

પ્રભુના ગુણાનુવાદનું, પ્રભુનું હરહમેશ હૃદયમાં રટણ થાય, તેમના આનંદમય સુંદર સ્વરૂપનું હૃદય મંદિરમાં સ્થાપન થાય, તેટલા માટે શ્રીકૃષ્ણના ચરિત્રોને વારંવાર શ્રવણ કરવાં, નિરંતર તેમનાં નામોચ્ચારણ કર્યા કરવા એ અતિ આવશ્યક છે. અને એમ કરવાથીજ વિમળ બનેલા હૃદય ભવનમાં પ્રભુનો આવિર્ભાવ થાય છે દ્વિતિય સ્કન્ધ ભાગવતમા કહ્યું છે કેઃ—

श्रृण्वतः श्रद्धया नित्यं गृणतश्च स्वचेष्टितम्।
कालेन नाति दीर्घेण भगवान् विशते हृदि ॥ ४ ॥
प्रविष्टः कर्ण रन्ध्रेग स्वानां भाव सरोरुहम् ।
धुनोति शमलं कृष्णः सलिलस्यायथा शरत् ॥ ५ ॥
( भागवत. स्कं. २ अ. ८ श्लो. ४–५ )

---

* જય શ્રીકૃષ્ણ એ શબ્દ ઉપર શ્રીમદ્ ગોસ્વામી શ્રીપુરૂષોત્તમજી મહારાજે વાદ ગ્રંથ લખેલો છે. ઉક્ત ગ્રંથ થોડા વખત ઉપર "વૈષ્ણવધર્મપતાકા" માસિકના વર્ષ ૨–અંક ૯ માં મુળ માત્ર પ્રકટ થયેલો અમારા જોવામા આવવાથી અમોએ શાસ્ત્રી. ભદ્રશંકર જયશંકરને વિનંતી કરી ગુજરાતી ભાષાન્તર કરાવી આ ગ્રન્થમાં દાખલ કરેલું છે. વૈષ્ણવોએ પરસ્પર " જય શ્રીકૃષ્ણ " કરવાનું પ્રયોજન શું છે, તેથી શું ફળ થાય છે, તે આ ટીકા વાંચ્યાથી સ્પષ્ટ સમજાશે.

(પ્રકાશક.)

એ વાક્યથી એમ સિદ્ધ થાય છે કેઃ-શ્રદ્ધાપૂર્વક ભગવચ્ચરિત્રોને શ્રવણ કરનારનાજ, તેમનાં નામોચ્ચારણ ગ્રહણ કરનારનાજ અંતરમાં પ્રભુનો પ્રવેશ થાય છે. જેમ શરદઋતુનો પ્રવેશ થતાં જલની મલીનતા અદૃશ્ય થઇ જાય, જળ નિર્મળ બની જાય. તેમજ ભગવાનનો અંતરમાં આવિર્ભાવ થતાં અગાધ પાપ દગ્ધ થઇને હૃદય સ્વચ્છ વિમળ બની જાય છે. એ નિઃસંશય છે.

દશ દિગંત વિજયી શ્રીપુરૂષોત્તમ ચરણ એટલાજ માટે વ્યવહારમાં પણ ભગવદ્ ભાવના સિદ્ધ થવા આ "जय श्रीकृष्णवाद" નામક અલ્પવાદ છતાં ગહનવાદની યોજના કરે છે.

વૈષ્ણવોએ અન્યોઅન્ય નીચ ઉચ્ચ વર્ણોનો વિચાર કર્યા શીવાય જ્યારે પરસ્પર પ્રસંગ પ્રાપ્ત થાય ત્યારે "जय श्रीकृष्ण" એમ ભગવન્નામનો નિરંતર વારંવાર ઉચ્ચાર કરવો જોઇએ. તેમાં ઉચ્ચ નીચતાના વ્યવહારનું ઉલ્લંઘન થાય છતાં તેવો વ્યવહાર લેશ પણ દોષરૂપ નથી. શ્રીમદ્ ભાગવતમાં સતી પાર્વતી પ્રત્યે ભગવાન્ શંકરે કહ્યું છે કેઃ-"પ્રાજ્ઞ પુરૂષો-બુદ્ધિમાન સજ્જનો પરસ્પર ઉભા થવું વિનય દર્શાવવો વગેરે ઉત્તમ રિતે વિનય વિધિ કરે છે. પણ તે જેમની હૃદય ગુહામાં અંતર્યામિ શ્રીકૃષ્ણ વિરાજે છે. તેમને તદ્રૂપ સમજીને કરેછે, નહિ કે દંભી અભિમાનીને એ પ્રમાણે કરવું જોઇએ." "जय श्रीकृष्ण" એ નામનું ઉચ્ચારણ ઉચ્ચ મનુષ્ય છે અથવા નીચ મનુષ્ય છે, તેથી કરવાનું છે એમ નહિ, પરંતુ જેમનાં મનો મંદિરમાં ભગવાનની મનોહર મૂર્તિ સ્મરણ કરી રહી છે. એવા ભક્તજનોને કરવાનું છે. પછી તે ગમે તે હોય. દેવ હોય, બ્રાહ્મણ હોય, અગર શૂદ્ર હોય કે ચાંડાળ હોય, તે કાંઇ જોવાનુંજ નથી. એમ ઉપરના મહાત્મા ભગવાન્ શંકરના વાક્યથીજ સિદ્ધ થાય છે. જેમ ?તિ લોકો જ્યારે જ્યારે પરસ્પર સંમિલન થતાં "नामो नारायणाय" એ

નામનો ઉચ્ચાર કરે છે તે પરસ્પર કંઇપણ ભેદ જાણ્યા શીવાય ના-રાયણ રૂપતા સમજીને જ કરે છે. તેમ અહિંપણ લેશ ભેદ વિનાજ જય શ્રીકૃષ્ણોચ્ચાર કરવાનું છે. કોઇ વર્ણાશ્રમના અભિમાનને ધારણ કરનાર બ્રાહ્મણ ઉપર પ્રમાણે કરવાથી કદાચ વૈષ્ણવો ઉપર કોપાયમાન્ થાય તો વૈષ્ણવોએ તેવાંને તેવા ભાવથી અર્થાત્ એ દેહાભિમાની હોય તો આપણે પણ દેહાભિમાનથી તેને નમન કરવું. પરંતુ કોઇ દિવસ પણ વિરૂદ્ધ વાકયો કહીને તેને ક્રોધ થાય તેવું તો આચરણ ન જ કરવું કેમકે ભગવાન્ પોતેજ એકાદશ સ્કધમાં આજ્ઞા કરે છે કેઃ—બ્રાહ્મણોથી વ્હાલું આ મારૂં ચતુર્ભુજાત્મક સ્વરૂપ પણ નથી, તેમ સર્વ વેદમય બ્રાહ્મણ છે, અને સર્વ વેદમય હું છુ. માટે અપરાધ કર-નાર બ્રાહ્મણને હે મ્હારા ભક્તજનો ! તમે કોઇ પણ સમય તિરસ્કાર કરતા નહિ. હણનાર, શાપ દેનાર પણ વિપ્રને પણ તમે નિરંતર નમનજ કરો. હું જેમ બ્રાહ્મણોને સર્વકાલ સાવધાન પણે પ્રણામજ કર્યા કરૂં છુ તેમ તમો પણ નમનજ કરો. આ પ્રમાણે ન વર્તનાર તે મારો અપરાધી છે. તે દંડ યોગ્ય છે. વિપ્રનું લક્ષણ આપતાં આપ શ્રીમુખથી દશમ સ્કંધમાં યાદવો પ્રત્યે આજ્ઞા કરે છે કેઃ—વેદનો અભ્યાસ કરનાર વિપ્ર કહેવાય છે. તથા વેદાભ્યાસથી વિપ્રત્વ સિદ્ધ થાય છે. એમ સ્મૃતિ પણ જણાવે છે. આ પ્રમાણેનાં લક્ષણયુક્ત હોય તેવાંને જ વિપ્ર કહી શકાય. પરંતુ તેવાપણું ન હોય તો પણ નમન કરવું એજ યોગ્ય છે. "બ્રાહ્મણ દેવ વર્ણ છે." એમ શ્રુતિ ઉપદેશે છે. માટે તદિતર વર્ણોએ ઉપર પ્રમાણે નમનાદિ કરવું એજ ઉચિત છે. કેમકે તેમાં ઉત્કર્ષપણું સહજ છે. કદાચ વર્ણથી પણ બ્રાહ્મણ છે એમ સંદેહ ઉત્પન્ન થતો હોય તો પણ જેવો યુગ છે તેવા બ્રાહ્મણો છે. એમ ધારીને પણ નમન

